# નખરાબાઝ નસીબ.

## (પારસી સંસારની વારતા.)

લખનાર—**હીરાંબાઈ શોરાબશાહ દારૂવાલા.**

**પ્રગટ કરનાર, મી॰ દીનશા એ. કરકરયા તે ડીંગ-ડોંગ**
ચોપાન્યાના માલેક અને અધિપતી; ડીંગ-ડોંગ વાર્તા માળા નંબર
વન, ટુ, અને થ્રી, વીસ લાખનો વારસો, લફંગો લવજી,
સમરકંદનો શાહજાદો, ઓરત, જીવપર ઝેતરાવરી, ભાઈ કે
કસાઈ, ઘડી ચપકો, પીકચર સાજની પાક ઓરદેહ
અવસ્તા, મુશકીલ આશાન, હકદારનો હક,
બાજખરાગુના અવસ્તા, એક પથ્થરના પ્રતાપ,
મુનીની આંખનો હીરો દુન્યા કે દોજખ,
ગંધાતો ગુલાબ, શીરીનની કહાણી, સફેદ ઠગ,
બેદીલ કે બેવફા, મા—સગી કે સાવકી,
મનોરમા, શેર સોદા યાને શેરબજાર
મુફત નવાલો અને સેહતાનનો
હવાલો, ગુલવાડીનું ગુલાબ,
વિગેરેના પ્રગટ કર્તા.




આ વાર્તાની ચોપડી હીરાંબાઈ સોરાબશાહ દારૂવાલાએ સોલાપુરથી
લખી છે, અને મી॰ દીનશા એદલજી કરકરયાએ ૨૬૭
ગ્રાંટરોડ મુંબઈ, પોતાના "માણેક પ્રીન્ટીંગ
પ્રેસ"માં છાપી છે અને ત્યાંથીજ પોતાને
માટે પ્રગટ કીધી છે.

# કર્તા તરફના બે બોલ.



તે સર્વોતમ સર્વ વ્યાપક દાદાર હોરમઝદનાં પાક પવીત્ર નામથી તમો મહેરબાન વાંચકો સનમુખ એક "મારી તરફનાં બે બોલ" મુકવાની રજા લેઉં છું. આ અદનાં લખનારે આજ સુધીમાં ઘણી વખતે સંસારમાં બનતા બનાવોને ચાનકરૂપી બનાવી ઘણી વાર્તાઓ લખી છે, કે જે વાર્તાઓ "જામે જમશેદ"માં, "સમી સાંજ"માં, "અખબારે સોદાગર"માં, "ધી પારસી"માં, "હીંદી આફ્રીકા"માં, "કયસરે હીંદ"માં તથા "ગપ-સપ"માં બાહેર પડતાં ઘણાં ઉમંગ અને રસકસથી વાંચક વર્ગમાં વંચાયલી છે.

મારી છેલ્લી વાર્તા "દીલ વગરનો દીલદાર" કયસરે હીંદમાં આવી, તે સાથે અત્યાર સુધીમાં મારી નાકેશ કલમથી લખાયલી સાત મોટી ચાલુ વાર્તાઓ તેમજ ઘણી ટુંકી વાર્તાઓ ઘણુંજ હરખથી વંચાતાં દરેક રીતે ફતેહમંદ પુરવાર થઇ હતી, પણ મારી હોંશ એથી કંઇક વધારે હતી. મારી કલમથી લખાયલી વાર્તાઓને ચોપડીનાં આકારમાં બહાર પડેલી જોવા હું ઘણીજ તલબગાર બની, અને તે દાદારનાં હજારો હજાર શુક્રાના કે ભાઇજી દીનશાહજી. એ. કરકરયા, તે માણેક પ્રીન્ટીંગ પ્રેસના માલેકની મહેનતથી આખરે મારી વાર્તાઓમાંની એક વાર્તા ચોપડીનાં આકારમાં છપાઇ બહાર પડી છે.

૧૯૧૪ નાં સાલની શરૂ થયલી નહેસ્ત લડાઇથી દરેક ચીજોનાં ભાવો વધી ગયા, અને તેમજ કાગલ સાહી મજુરીનાં દરોબી ચઢી ગયા. જમી અને ધરાઇ ગયલા પ્રેસવાલાઓની

રોજની મુંજવણ એજ સંભળાતી કે સાહી મોઘી છે, મજુરી ભારે છે, કાગલો મલતાં નથી, અને એવા પ્રેસવાલાઓનાં ગભરાટમાં મારી ચોપડી પ્રગટ કરવાનો વીચાર મને વારંવાર મારી નીરાસી વચ્ચે મુલતવી રાખવો પડયો હતો. પણ મારાં સારાં નસીબે (કે કદાચ ભાઇજી દીનશાહજીનાં સારાં નસીબે) એવણુ ભાઇએ મોંઘવારીનો દંખ જરા રતી નરમ થતાં, આ મારી વાર્તાને ચોપડીનાં આકારમાં પ્રગટ કરીને મારાં કામને ઉંચકી આપ્યું છે, તે માટે એ ભલા ભાઇજીનો ઉપકાર માનું છું અને ખરાં જીગરથી હું ઉમેદ રાખું છું કે સાહીત્ય તરફ દીલસોજી ધરાવનારા એવણુ ભાઇ મારી બીજી વાર્તાઓ કે જે વાંચક વર્ગમાં ઘણાજ હરખથી અને રસકસથી વંચાઇ છે, તે પણુ ચોપડીઓનાં આકારમાં પ્રગટ કરતા રહી, સાહીત્યને ખીલવતા રહેશે, અને તેમ કરતાં મારાં જેવાં સંસારમાં ગુતાયલાં બાનુ કર્તાની અર્ધી જંજાલ ઓછી કરશે, અને મારી મહેનત અને ઉમંગથી લખાયલી સુંદર વાર્તાઓ જે હાલ કાગલના આકારમાં પડેલી છે, તેને ચોપડીઓના આકારમાં જલવાયલી રાખશે.

મી० દીનશાહજી કરકરયાની આ ચોપડી છાપી પ્રગટ કરવા માટે હું બહુ આભારી છું. તેમજ તે છપાવી બંદોબસ્ત કરવાને માટે મારા કદરવંતા નેક પીતાજી ધનજીભાઇ ફરામજી દુબાશ જી. બી. વી. સી. ડેપ્યુટી સુપ્રીનટેનડન્ટ વેટરીનરી ડીપાર્ટમેંટ, અને કયસરે હીંદના અધીપતી અને માલેક મી० એરચશા રૂશતમજી હીરજીબેહદીન જે. પી. ની મદદની કદરમાં જો એ શબ્દો અતરે નહીં દર્શાઉં તો હું ખરેખર નગુણી થરૂં. ભાઇજી હીરજીબેહદીને પોતાની એક

માલેક અને અધીપતી તરીકેની ગમે તેવી રોકાણ અને કમ-
ફરસુદ છતાં આ મારાં પહેલાં પુસ્તક માટે બે બોલ લખવાને
મારી અરજ ખુશીથી કબુલી છે, તે માટે આ જગે હું એવણ
ભાઇજીનો ઘણો ઉપકાર માનું છું.

હમારા મુરબી મામા દા૦ ધનજીભાઇ નવરોજી પટેલ
જી. બી. વી. સી કે જેવણનીં હમારી તરફની દીલસોજી અને
મારી વાર્તાઓ સંબંધમાં એવણના જેવા અનુભવી કર્તા તરફથી
જ્યારે પણ માંગતા અપાએલી સલાહ અને ઉ-તેજનની કદરની
નોંધ આ મારી પહેલી ચોપડીમાં લેતાં મને ઘણી ખુશાલી ઉપજે છે.

આ "મારી તરફના બે બોલ" પુરા કરૂં તે અગાઉ એક
ભલા દીલસોઝ ગ્રહસ્થનો હાથ મારી પેહેલી વાર્તાને "thoro-
ughly brushed-up" કરવાને કેવો સબકતો થઇ પડયો
હતો, તેવણનો આભાર આ મારી પહેલી પ્રગટ થતી ચોપડીમાં
માનવાની ફરજ હું ભુલી જઇ શકતી નથી. સપર પહેલી
મારી વાર્તા "સમીસાંજ" અને ત્યાર બાદ "જામે-જમશેદ"માં
પ્રગટ કરવાને પારસી કોમના લેખક વર્ગના તેમજ વાંચનારા-
ઓના માનીતા અને જાણીતા ભાઇ પીજામના ઉતેજનને
આભારી હતી. વાતોઓને કેવા આકારમાં મુકવાને તેવણ જેવા
અનુભવી કલમબાઝના ways of brushingsથી મને ત્યાર
પછીની મારી વાર્તાઓને તેના રસકસભરેલા આકારમાં મુક-
વાને ઘણુંજ શીખવાનું મલ્યું હતું. આપણી કોમમાં આ
માનવંત ગ્રહસ્થ ભાઇ ફીરોઝશાહ જહાંગીર મરઝબાન
M. A., J. P. જામે જમશેદ પેપરના ઉમંગી અને અનુભવી
અધીપતીનો આભાર માનવાની ફરજ અદા કરતાં મને
ખુશાલી ઉપજે છે.

લા૦ દુવાગીર બહેન,
**હીરાંબાઈ શોરાબશાહ દારૂવાલા.**
**( શોલાપુર. )**

તા૦ ૨૦-૨-૧૯૨૧.

# બે બોલ.



આજે ગુજરાતી સાહિત્યમાં પારસી લેખકોએ વાર્તાના ક્ષેત્રમાં કાંઇ નાનો સુનો ફાળો આપ્યો નથી. છેલ્લી અર્ધી સદી દરમ્યાન ચોપડીના આકારમાં, તેમજ છાપાદ્વારે અને ચોપાન્યાઓ મારફતે બહાર પડેલી વાર્તાઓની ગણત્રી આજે સેંકડોથી થઇ શકે તેમ છે, છતાં એ કેટલું અજબ જેવું છે, કે આપણા પુરાણા અનુભવી વાર્તાનવેશોનો વરસોનો અનુભવ છતાં તેઓ હજુ ખરેખરી "ઓરીજીનલ" વાર્તા રજુ કરવાની શકિત બતાવી શક્યાં નથી! જે કાંઇ વાર્તાઓ તેઓ તરફથી બહાર પડી છે અને પડે છે તેમાં મોટે ભાગે એકાદ જાણીતા યુરોપીયન નોવેલીસ્ટની એક યા વધુ વાર્તાઓના adaptation સીવાય વધુ આપણે કશુ જોઇ શકતાં નથી. જ્યારે કેટલાક લેખક બહાદુરો તો એકાદ પેની નોવેલ હાથમાં લઇ, તેમાંનો ઇંગ્રેજી પ્લોટ તફડાવી, કેટલાક બીન અનુકુલ ભાગો ઉપર બ્લુ પેનસીલ ચલાવી, બાકીનો પ્લોટ એમનો એમ સદરબદર મેલી દઇ, વાર્તાનું આખું આખુતું ખોખું વાંચનારાઓ સનમુખ રજુ કરે છે!—ફરક ફકત એટલોજ કે વાર્તાના સ્થળો અને પાત્રોના ઇંગ્રેજી નામો કાઢીને પારસી નામો તેના બદલામાં ઘુસાડી દીવા એટલે 'રસીલી', 'જોરાવર', 'બલવાન', 'દીલકશ' ઇત્યાદી ઇત્યાદી વાર્તા તઇયાર!! વાર્તાના ક્ષેત્રમાં વરસોની કસાયલી અને ઘડાયલી કલમો, ફકત તરજુમા અને adaptation તરફજ કાંવ ઘસડાયા કરતી હશે, તે મારી એક મોટામાં મોટી મુંઝ

વણુ અને અજાયબી થઇ પડી છે. ઇંગ્રેજી વાર્તાઓનું બહોળું વાંચણુ અને તે સાથે વળી સંસાર વ્હેવારનો ભીન્ન ભીન્ન પ્રકારનો અનુભવ ધરાવનાર અનુભવી પારસી લેખકોમાંથી શું એક પણુ જણુ જો દીલ ઉપર લે, ભેજું વધારે કસે, વધારે વખત અને લક્ષ રોકે તો એક પારસી સંસારનું કલ્પીત પણુ વહેવારૂ ચીત્ર પોતાના ભેજાંમાંથી ઉપજાવી નહીં શકે? હું ખરા જીગરથી ઇચ્છું છું, કે ખરેખરી અને ઉમદા પારસી ઓરીજીનાલીટી એ દીશામાં દીપી નીકળેલી જોવાને, આપણે આટલા વરસોના ગાળા પછી, હવે વહેલા નસીબવંત નીવડયે. અને ઇંગ્રેજી પ્લોટની પારસી લેબાશમાં ફેરબદલી કરવાના ચાલી આવેલા જુનાં રવઇયાની જગાએ ઓછામાં ઓછી એક ડજન ખરેખરી "ઓરીજીનલ" વાર્તાઓ, ગુજરાતી સાહીત્યમાં યાદગાર રહી જાય તેવો કાયમનો દાવો કરવાને સામર્થવાન બને! અલબતાં એ મારૂં સ્વતંત્ર અને પ્રમાણીક મત છે, અને તે કેટલાક મારાં પુરાણા મીત્રોને ગળે ઉતરશે નહીં એવી મારી ખાત્રી છે; તોપણુ એક સીધાંત તરીકે તે રજુ કરતાં મને સહેજ પણુ આંચકી લાગતી નથી.

આવા સંજોગો વચ્ચે, જો કોઇબી વાર્તાનવેશ—તે પણુ વળી એક પારસી બાનુ વાર્તાનવેશ—પોતાની વાર્તાને બનતાં સુધી ઓરીજીનલ બનાવવાની, અને પોતાની કલ્પના શકિતને વધારે કસીને પારસી સંસારના જીવતા જાગતા આબાદ ચીત્રો રજુ કરવાની ફતેહમંદ કોશેશ કરે તો તેવી કાચી યા પાકી કોશેશ, અલબતા, સાહીત્યના શોખીનો તરફના ઉત્તેજન અને ટેકાને તદન લાયક લેખાવી જોઇએ.

આજે જે વાર્તા માટે મારૂં અંગત મત જાહેરમાં રજુ કરવાની મને તક મલી છે. તે વાર્તા, જાણીતા બાનુ વાર્તાનવેશ મીસીસ હીરાંબાઇ સોરાબશા દારૂવાલાની "નખરાબાઝ નસીબ" યાને "જીવતી કરતાં મુવેલી"ની વાર્તા માટે છે, કે જે વાર્તા સને ૧૯૧૦-૧૧ ના સાલમાં તે વેળાના અઠવાડીક "પારસી" પત્રમાં એ કુશળ બાનુ વાર્તાનવેશે રજુ કરી હતી. મને બરોબર યાદ છે, કે એ વાર્તા 'પારસી'ના વાંચક વર્ગમાં અતી હોંસ અને ઉલટથી વંચાઇ, એક અવાજે વખણાઇ હતી. મને એમ પણ યાદ છે, કે એ પત્રના અધીપતી તરીકે તે વેળાએ એ વાર્તાની વખાણમાં મને સંખ્યાબંધ પત્રો મલ્યાં હતાં, એ વખાણપત્રો સાધારણ વાંચક વર્ગ તરફથીજ નહીં પણ આપણા કેટલાક જાણીતા આગેવાન ખાનદાનના કેળવાયલાં બાનુઓએ વટીક, 'પારસી' પત્રમાં તે વેળાએ દેખાવ દેતી બાઇ હીરાંબાઇની એ વાર્તા માટે પોતાની સંપુર્ણ અને અચુક પસંદગી જાહેર કરતાં, ગુજરાતી વાંચણ તરફની પોતાની ગમે તેવી 'છીટ' છતાં, એ વાર્તા ઉલટથી વાંચેલી જાહેર કરી હતી, જે બીના લગભગ એક દાયકા પછી આજે યાદ કરતાં મને ખચીતજ ખુશાલી ઉપજે છે.

હાલના મીસીસ હીરાંબાઈ સોરાબશા દારૂવાલાએ તે વેળાએ મીસ હીરાંબાઇ ધનજીભાઇ દુબાશ તરીકે પોતાની દીલકશ વાર્તાઓથી સારૂ નામ કાઢયું હતું. બાઇ હીરાંબાઇ ની એક વાર્તાનવેશ તરીકેની ફતેહ, વાર્તાના પ્લૅાટની પસંદગી, કે વાર્તાનાં વળાંઓને અનુસરતી રીતે ગોઠવવાની લાયકાતમાંજ સમાઇ ગઇ નહોતી. પણ તેમની કલમની મોટા માં મોટી ધ્યાન ખેંચનારી ખુબી, તેવણુની ઘરઘટાઉ, સાદી

પણ રસીલી સ્ટાઇલમાં સમાઇ ગયેલી હું જોતો આવ્યો છું. બાઇ હીરાંબાઇની કોઇબી વાર્તા વાંચતાં તુરત આપણને મીસીસ હેનરી વુડની જાગ્રુતી અને રસીલી, લોકપ્રીય કલમનો આબાદ ખ્યાલ મળે છે: પોતાની વાર્તાને એક બચ્ચાંથી કે બુઢાં સુધી દરેક માટે સાદી પણ મીઠી ઇબારતથી કેમ દીલ-જીત બનાવવી, તેનું ખરેખરૂં કીમીયું બાઇ હીરાંબાઇના હાથમાં આવી ગયું છે; કારણ કે ફકત એ વાર્તાજ નહીં પણ તે પછી તેમણે હીંદી ગ્રાફીક, કયસરે હિન્દ વીગેરે જર્નલોમાં આપેલી વાર્તાઓ પણ વાંચક વર્ગમાં એકસરખો રસકસ, ઉશકેરવાને સામર્થવાન બની છે. એવાં એક ફતેહમંદ અને કુશળ બાનુ વાર્તાનવેશની આવી લોકપ્રીય વાર્તાઓ ફકત ન્યુસપેપરોમાં કે ચોપાન્યાંઓમાં વંચાઇને વીસરાઇ જાય, એ અલબતા તેના લેખક માટે નીરાશીભરેલું અને વાંચક વર્ગ માટે કમનસીબી ભરેલું લેખાવું જોઇએ. તેટલા ખાતર સેવકની સલાહ પુછાવવામાં આવતાં "નખરાબાઝ નસી"ની આ વાર્તાને ચોપડીના આકારમાં જાળવી રાખવાની મેં બાઇ હીરાંબાઇ અને તેવણના પુંજ્ય પીતાજી મી० ધનજીભાઇ ફરામજી દુબાશને મજબુત ભલામણ કરી હતી. હું જોઇને ખુશી છું, કે મારી એ ભલામણ આજે વહેવારૂં આકારમાં મેલાઇ ચુકી છે, અને તે અલબતાં જાણીતા પબલીશર મી० દીનશાહ કરકરયા ("નામદાર")ની ઉલટ અને ઉત્તેજનનેજ આભારી છે. મી० કરકરયાને એ વાર્તા પ્રગટ કરવાની મેં મજબુત સલાહ આપી, જે તેવણે એક બોલે ઉપાડી લઇ, ટુંક અરસામાં તે ચોપડીના આકારમાં બહાર પાડીને, એક સહાસીક પબલીશર તરીકે, "એક લાયક કલમની લાયક

પીછાણુ કરેલીજ લેખાશે અને એ તે માટે એ "નામદાર" એરવદ કરકરયાને શાબાશી આપવામાં મને સહેજ પણ આંચકી લાગતી નથી.

સેવટે હું એટલુંજ જણાવીશ, કે બાઇ હીરાંબાઇની આ દીલકશ વાર્તા જો કે એક દાયકા ઉપર જાહેર છાપાદવારે રજુ થઇ ચુકેલી હોવા છતાં તે, વાર્તાની શોખીન આલમમાં, એક નવીજ વાર્તાના જેટલાજ રસકસ, હોંસ, ઉલટ અને ઉત્સાહથી વંચાશે અને દરેક પારસી અને દેશી ઘરમાંથી તે માટે વખાણનોજ ઉદગાર નીકળશે. છેવટે હું દુવા ગુજારૂં છું, કે વાર્તાના સાહીત્યમાં દીપી નીકળેલા આવા ખરેખરા કુશળ બાનુ લેખકની વાર્તાઓ સાહીત્યના મુરબ્બીઓ, શોખીનો અને સેવકોની ઉદાર પીછાણને પાત્ર બની, જેને ખરેખરૂં ઉતેજન ઘટે છે તેને તે આપવામાં સમજુ અને સુજ્ઞ વાંચકો બીલકુલ બખીલાઇ બતાવશે નહીં.

લી૦ શુભેચ્છક,

**એરચશા રૂ. હીરજીબેહદીન.**

મુંબઇ, તા૦ ૧૦-૨-૨૧. કયસરે હિન્દના અધીપતી અને માલેક.



જુના જાણીતા અને લોક માનીતા

તમારા વિશ્વાસુ




એકજ વખત જોઇ ખાત્રી કરી લેવા ખાસ ભલામણ છે.

સઉથી
આગેવાન અને
નવા નવા ડીઝાઇનો
સાથે
મશીન પોલીશ
કરનાર.

પહેલા આગેવાન ઝવેરીની દુકાનમાં એક વાર ફેરો ખાઇ
જવા ભલામણ કરવામાં આવે છે.

## કાનજી માલજી ઝવેરી,

અબદુલ રહેમાન સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

## માહરૂં ૨૭ મું પુસ્તક.



હમના સુધીમાં માહરાં છવીસ પુસ્તકો પ્રગટ થયાં છે, તેમાં આજે એકનો ઉમેરો થઇ સતાવીસમું પુસ્તક બાહેર પડે છે તે જોઇ હમોજ ખુશી થયા છૈએ એમ નથી, પણ સાહીત્યનાં વખાણનારાઓ બી હમારાં આ કામથી સંતોષ પામ્યા છે તે જાણી, ખરેખર હમુને બહુ મોટો સંતોષ મળે છે.

મીસીસ હીરાંબાઇ દારૂવાલાની વાર્તા "નખરાબાઝ નશીબ" વાંચનાર સનમુખ રજુ થાય છે. આ વાર્તા ઘણાઓએ વાંચી હશે અને ફરી પાછી ચોપડી રૂપે બાહેર પડે છે તેથી આ વાર્તા બેવડા ઉમંગથી વંચાશે તેમજ સચવાયલી રેહશે.

મીસીસ હીરાંબાઇ દારૂવાલાની વાર્તાઓ ઘણા ઉમંગથી લોકોમાં વંચાય છે એ શક વીનાની વાત છે. એવન જેવાં બાનુ લેખક માટે ઘણી મગરૂરી લેવા જોગ બીના તો એ લેખાશે કે અત્યાર આગમજ એવને ઘણી મોટી અને વખાણને પાત્ર વાર્તાઓ લખીને વાર્તાનાં શોખીનોને ઘણાં જ્ઞાન સાથે મોજ આપેલી છે, તેમજ વાર્તા લેખક મંડળ વચ્ચે મોટી નામના મેળવેલી છે તેવાં એક બાઇને માટે હમો પોતે પણ ઘણા મગરૂર છીએ કે આપણી પારસી કોમમાં એવા પણ ગવહરો પડેલાં છે કે જે બાનુઓ આ વીસમી સદીમાં ગજબ કરે છે. એવાં સારા લેખકોની મદદમાં જો કે હમારાં ગમે તેવાં નાહના સાધનો છે છતાં કંઇબી ભોગે તે બજાવવા હમારૂં મનજ હમને અટકાવી શકતું નથી.

આ ચોપડીના દીબાચામાં હમારા મીત્ર ભાઇ એરચશાહ હીરજી બેહદીન કહે છે કે પારસી કોમે સાહીત્યનાં પોઠાઓનાં

પોઠાઓ ભરેલા છે અને ધર્મમાં કાંકરા જેટલી નાહની કોમ છતાં જે રીતનું સાહીત્ય બાહેર પાડયું છે તે ચોપડી રૂપે સચવાયલું રેહવું જોઇએ, વીગેરે!

ભાઇ હીરજી બેહદીનનું કેવું તદ્દન વાજબી છે પણ આ સાહીત્યનો સખત બોજો ઉપાડે કોણ? આ ભારે વજનદાર બોજો ઉપાડવા માટે દીનશા કરકરયા જેવા કોમમાંથી ઘણા નહીં તો દશજ સેવકો બાહેર પડે તો વરસ દહાડે પારસી સાહીત્યનું મેદાન જે રેકર્ડ કરે તેનો હરીફ મલવોજ મુશકીલ પડે. એક બાજુએથી લાખોની સખાવત અને બીજી બાજુએથી સાહીત્યનું ધન એ બેનો હીશાબ જરથોસ્તી નવાં વર્ષને દહાડે બહાર પડે ત્યારેજ પારસી કોમ શું કામ કરે છે તેનો ખ્યાલ દરેકને મળી શકે.

સાહીત્યને જેવું જોઇએ તેવું ઉતેજન મલતું નથી એ હમારે અત્રે ખુલ્લા દીલે કહી દેવું જોઇએ. હમોએ હમના સુધીમાં જે રંજ પેંચી છે તેનું પરીણામ મનમાનતું આવ્યું નથી. ૧૦ વર્ષનાં એક દાહેકામાં હમોએ ૨૦ વર્ષનાં જેટલીજ બલકે તેથી વધુ મેહનત કીધી છે. અલબતાં—નવું કામ હતું તેથી આટલી રંજ હમુને પડી છે પણ જો હમારાં મત પ્રમાણે સારાં પુસ્તકો બાહેર પડતાં રહે તો હીંદુસ્થાન જેવા મુલકમાં સાહીત્ય માટે બોહળું ખેતર પડેલું છે જે ખેડવાને માટે સાહસીક પબલીશરોના ઘણી ખુટ છે.

લી૦ દુવાગો સેવક,

દીનશા એ. કરકરયા

માણેક પ્રીન્ટીંગ પ્રેસ ચાંટરોડ, મુંબઇ.
૨૦–૧–૨૧.

# અર્પણ.

માહરા ભલા મીત્ર અને સાચ્ચા ખયરખવાહ!

**ખાન બહાદુર,**

**વીકાજી પીરોજશાહ ભીલાડવાલા**

— જેવને —

નામદાર બ્રીટીશ સરકારની લડાઇ પ્રસંગે

ઉમદામાં ઉમદા સેવા બજાવી મોટો

ચાહ જીતી જવા પામ્યા છે

— તેવણને —

આ માહરૂં સતાવીસમું પુસ્તક અર્પણ કરતાં

એટલુંજ ઇચ્છીશું કે એથી પણ વધુ

માન પાન પામી સુખી જીંદગી

ભોગવી ભાગ્યશાળી બનો.

લી૦ દુવાગો,

**દીનશા એ. કરકરયા.**



ખાન બહાદુર વીકાજી પીરોજશાહ ભીલાડવાલા.

( [illegible] મરહુમ.)

# નખરાબાજ નસીબ

## યાને

# જીવતી છતાં મુવેલી!



લખનાર—**હીરાંબાઈ સોરાબશાહ દારૂવાલા.**



## પ્રકરણ ૧ લું.

—:o:—

પ્રીય વાંચનાર, જરા પેલાં ‘રોદા-વીલાં’પર નજર તો કરો!—નામ ત્યારે તો ‘વીલા’—પણ તેની ઠસ્સાબંધ ઉંચાઇ ને પહોળાઇ જોતાંજ તે આંડ મહાલપર તમારી નજર ચીટકી બેસશે!

સ્કેંડલ પોઇંટપર આવેલા તે દમામદાર ઉભેલા મહાલની બે આંડ-વીંગસ જોઇનેજ બે ઘડી તમે દંગ થઇ જશો!!

ચંબેલીનાં પમરતા માંડવા નીચે બાજુથી વીંટલાયલો પોર્તીકો—તે પછીનો ચારે બાજુથી વીંટલાયલો ખુશબોદાર દીલખુશ બગીચો—ને વચ્ચો વચ્ચમાં ઉભેલો તે ઝળકતો બે માળનો દમામદાર ‘રોદા વીલા’ આહ! તે સામટો ચીતાર ત્યાંથી દરેક પસાર થનારને ‘વાહ વાહ’ બોલાવતો હતો.

પણ સણુર-ચમકતા ના !—

તે દમાગી 'રોદા વીલા' ને બીજે માળેની પેલી અર્ધી વાંકી કીધેલી બારી તરફ જરા જુઓ તો ખરા !

વાહ–આય ઉમદા આર્ટીફીશ્યલ કારીગીરીનાં 'રોદા વીલા'ને હજાર ઘણી વધુ શોભાવતી તે એક ખરી કુદરતી કારીગીરી હતી.

કેવી નમુનેદાર ખુબસુરતી !-ગાલે ગલેફો દઇ વીચારવંતી હએ ઉભી રહેલી તે ગોલાબી છોકરી–ખરેખરજ તે એક ફરેસ્તાઇ ચીત્ર હતું !

તેણીનું પતલું ઉંચું સીધું કદ સાદા કપડાંમાં તદન કુદરતી સુંદરતાથી જોનારને ખુશ કરતું હતું, અર્ધા સરેલા માથાબાનાથી તે લંબાચો રોનકદાર ગોરો ચહેરો તે માંજરા માંજરા ડોળાથી ખરેખરો શોભી રહયો હતો.

ટુકમાં–શીરીન બહમન તીરંદાઝ એક એવી છોકરી હતી કે તેણીને બે ઘડી જોતાં આપણાં દીલમાં વખાણની ધુજરી ધુજી રહેતી હતી.

જાણે કોઇની કાગને ડોળે વાટ જોતી હોય તેમ તેણીની આંખો બારી બહાર છેક દુર ટીંગાઇ રહેલી હતી.

"હજુર આયા નહિ !" એટલાજ શબ્દો પતપતી તેણી પાછી પોતાના ખ્યાલોમાં મશગુલ થઇ ગેઇ–લાગત પા કલાક થઈ ગીયો–તેણી એટલી તો પોતાના ખ્યાલમાં હતી કે એક જવાન તેણીને પાઠેથી નીહાલતો કયારનો પાછળ ખોટી હતો તેનુંબી તેણીને બીલકુલ ભાન હતું નહીં.

"મારી સાદીમાદી શાહજાદી!" આખરે ધીરજ ખુટી જવાથી તે જવાને તેણીનાં નાજુક ખભાંપર હાથ મુકી તેણીને જગાડી.

"કોણ! ગોદરેઝ?" તે છોકરીએ ચોંકીને પછવાડે જોયું "તમે કયારે મારા ઓરડામાં આવ્યા? મેં તો જોયાજ નહી!"

"શીરીન તું કાંહથી મને જોય! ગરીબડા ગુડીની તુંને ભલ દરકાર!"–તે જવાને દુઃખી સાહદે કહયું. "હું તો પા કલાક થયો તારી એક નજરને વરે ખોટી થતો ઉભેલો, હજુરબી જો હું તુંને તારા વીચારમાંથી જગાડતે નહીં તો બીજા બે આખા કલાક તું ખોટી કરતે."

તે છોકરી જાણે આય બોલવું સાંભળતીજ નહીં હોય તેમ ચુપકીદીજ પકડી રાખી.

"હું પા કલાક ઉભો પણ મારી ઠંડી ખુબસુરતીની ભીડી શીરીનને જોતાં મારી આંખ જરાકબી થાકી નથી. હજુરબી હું થોભતે-પણ આય તારી ખુદાઇ નુરથી ભરાયલી દીલસોઝ આંખોને જોવાની અધીરાઇ હું થોભાવી શકયો નહીં–હા–હા–હા–હા–"એક ખુશ હસવું હસતો તે જવાન હજુર પોતાનું લાંબુ બોલવું ચાલુજ રાખતે પણ તે છોકરીએ પોતાનું મોહડું કચવાવ્યું.

તેણીએ પોતાના લાંબા પાપણ નીચાં નીચાં નમાવી કંઇ ગુસ્સાથી કહયું–"ગોદરેઝ વરી તમે આવતાં સાથેજ તમારો ફરમાસુ 'પ્રોફેશ' શરૂ કીધો કે?"

"હું શું કરૂં? સાકર, તું એક ઉમદા ગુણોથી ભરેલું

એક સચ્ચાઇનું પુતળું છે–તું મને ઢોંગી કરવાની સલાહ તો આપતી નહીં હોય–ત્યારે મારા દીલમાં જે છે તે ખરેખરૂં બોલી દેવાની રજા આપ."

"ઉંહુ ઉંહુ"—

"શું મારૂં આટલું બોલવુંબી તુંને એટલી બધી કચવાવેચ ?" તેણે ગમગીન અવાજે પુછયું.

"તમે શું કામ મને એ એકનાં એક જાતના પીંજણથી કંટાળો આપોછ," તેણીએ સેહેજ મોહડું મરડયું.

"શીરીન–ગુસ્સે ના થા–તારો ગુસ્સો મને દુઃખી કરેચ" તે જવાને તે સુંદરીનો હાથ માયાથી પકડયો "ચાલ આવ સાકર આપરે અહીં સોફાપર બેસ્યે, મને જરા તુંને થોડીક સમજણ આપવીચ."

"વ્હાલી છોકરી" તે છોકરીની પાસે પોતેબી ગોઠવાતાં તેણે ગંભીરાઇથી પાછું ચલાવ્યું–"આય 'રોદા વીલા'માં આપરે જનમથી સાથેજ ઉધરતાં આયાંચ. આય વીલાનાં માલેક શેઠ ફીરોઝ જેમ તારા માસા થાયચ તેમ મારા તેવણ કાકા થાયચ–એટલે તું જોશે કે આપરે એક બીજાનાં સગાં કેહવાઇએ–નહી એમ કચવા ના–મારૂં જરા સાંભળી લે."

"પણ ગોદરેઝ એમાં તેં નવું શું કહયું–તે હું નહી સમજતી–જે તું આજે બોલેચ તે હું વરસો થયાં જાણુંચ–ને સારૂં ગામ જાણેચ."

"તેની કંઇ ચીંતા નહીં–શીરીન, પ્લીઝ, મારૂં થોડું સાંભળી લે !–જેમ તારા માય બાવાનાં હક થયા પછી બેવણે તુંને 'રોદા વીલા'માં એક દીકરી કરતાં આલા

પ્યારથી ઉછારીછ તેમ મનેબી એવણે મારા પપાનાં ગુજરવા પછી પોતાનાં દીકરા જેવા લાડથી એજ મકાનમાં ઉછેર્યોછ—છોકરી મને કેહ કે પદવીમાં તો હું તારીજ પંકતીનો કેહવાઉં કેની?" તેણે લગાર ઉશ્કેરાઇને જવાબ માંગ્યો.

"ગોદરેઝ! ગોદરેઝ! આજે એમ શું તું કરેચ–પદવીને ડીગ્રી શાનો કરી રહયોચ–જા એમ ઘેલાં ના કાહડ."

"હારતો, મારા પપાનાં હક થવા પછી હું તો પદ વગરનો અહીં આવેલો જયારે કાકાજીનાં કેહવા પ્રમાણે તારા બાવા તો તારા કોઇ મામાનાં હવાલામાં ચાલીસ હજાર મુકી ગયાચ. વહાલી શીરીન હું તારી આગળ ગરીબ હોવશ–પણ મારો સાચ્ચો પ્યાર—"

"જો બસ કર ગોદરેઝ તારે પગે લાગું, એ આજે તું શું લઇ બેઠોચ–ચાલીસ હજારનો શાનો શેકો તાણેચ. આજ સુધી મેં તેમાંની અધેલી ચાખી નથી."

"વ્હાલી શીરીન એજ દેખાડેચ કે જયારે તું કોઇ ભાગ્યશાલીને પરણશે ત્યારે બ્યાજ સીકે વધીને એક ધરખમ રકમ તારા હાથમાં પડશે. હા એટલા દલ્લા સાથની આવી નમુનેદાર ખુબસુરતીને તું મારાં નસીબ સાથે કેમ જોડે!" તે એટલા તો ગમગીન અવાજે બોલતો હતો કે શીરીને ચકીત થઇ ડોળા ઉંચકયા.

"ગોદરેજ–પૈસાની ધુંઇ મારામાં છે એમ તું ધારતો હોય તો તારી ઘણી મોટી ભુલ છે. હાલને કાજ તો માસાજીને ત્યાં ઓશીયાલે અવતારે હું ઉઘરૂંચ. મારી મરજી જો તું જાણવા માંગતો હોય તો જણાઉં કે કોઇ સધ્ધર ઠેકાણે તું

તારી નજર લંબાવ. મને તું શાંત રીતે આયજ હાલમાં મરવા દે." અતીશય ગમગીનીથી તેણીએ પોતાની આંખે હાથ ઢાંકયો.

"માઇ એવર લવીંગ ગર્લ—મારી ગમ જો !—મને બીજા ઇશ્વર બીલ્લુની કંઇબી દરકાર નથી—કોઇબી બીજી છોકરીનાં પ્યાર કરતાં તારો ધીકકાર ખમવા હું હંમેશ તઇયાર રહેવશ—તારી સાથે એક છાપરામાં વસી હું આવો મોટો થયો તો શું કંઇ મારૂં દીલ પથ્થરનું સમજેચ—આય તારી ખુબસુરતી સામે હું કેમ તકકર ઝીલી શકું ? બસ હું એટલું તો ખાત્રીથી માનુંચ કે અત્યાર સુધી કોઇબી ચોકકસ જીવે તારી નજર રોકી લીધી નથી, ખરૂંની ?" તેણે આતુરતાથી પુછ્યું.

"ખુદા ખાતર માંડી વાલો—તમુને એ વાતમાં ઉતરવાની કંઈ આગત નથી—"

"શીરીન, હું તારીપર જરાબી સત્તા વાપરવા માંગતો નથી પણ એક આતુર જીગરનાં રાહતને વરે દરકાર કર ને મને એટલો ખરો જવાબ દે!" હા, તે કગલતા જવાનની પ્રીતથી ચમકતી આંખો શીરીને બે પલ ટીકી.

"હવે પછીની વાત તો સાહેબ જાણે પણ આજ સુધી તો મને એ પ્યાર ફયારનાં ઘેલાં ચેડાંપર કંઈ અજબ ધીકકારછે."

"વેલ—હવે મને એકજ વધુ સવાલ પુછવા દેશે?" તેણે કાકલુદી કરતાં માંગી લીધું "મને ખરૂં કહે કે આપરા દારાં એશબરનરપર તો તારી કંઇ નજર નથીની !"

એક તોપનો ગોલો ફુટયો હોય તેમ તે છોકરી ચોંકી, ગુસ્સાથી લાલ થઇ આવેલો તેણીનો ચહેરો ગોદરેજે બે પલ

વધુ ટીકયો. "શુઉઉ!–દારાં એશઅરનર બસ તમે આજે હાથે કરીને મને દુ:ખી કરોચ. શું મારી આંખ નથી. રોદાને વરે એ ભુખાદાસની માફક 'રોદા વીલા'માં ભમેચ, દહાડાનાં સત્તર ઢેકેલા ખાઇ બીચારીને કંટાળો આપેચ તે બધુ શું હુ જોતી નથી, કે, તમે એવો કઢંગો સવાલ આજે કરોચ? તમારો એ દોસ્ત છે તે હું જાણુંચ. એ એક બેરીસ્ટર છે ને ચીકાસદાર છે તેબી બધુ મને ખબર છે, તેબી રોદાને લાયકનો એ મને બીલકુલ લાગતો નથી." તે છોકરીએ નેણ ફેરવી વાત કીધી.

ગોદરેજે જોઇ લીધું કે છેલ્લા સવાલે તેણીને અસાધારણ ઉશ્કેરી દીધી હતી. હવે તેણે લગાર 'માંડવાલ'થી વાત ચલાવી. "શીરીન, જોકે મારા એક જુવેઆનના દોસ્ત માટે તારી આવી સરટીફીકેટ જાણી હું ઘણો દલગીર છેઉં, તેબી હું હરીફ વગરનો છેઉં એ તારા જવાબે મને બેવડો ખુશી કીધોચ."

"હું કંઇબી કહી શકતી નથી!"

બસ–બસ–એ જવાબ મને પુરતો છે–પુરતાં કરતાંબી વધારે છે. સમજ છોકરી કે મેં મારો જાન પ્રાણ તારામાં બાંધોજ. તું રેહમ કરશે તો તેમ ને નહીં કરશે તો પછી ખરૂંજ માનજે કે આય જીવ તારીજ યાદમાં કુમારો મરશે." તે જવાન આટલું બોલવું એટલું તો ગુસ્સાથી બોલી ગીયો કે તે છોકરીએ ચકીત થઇને ડોળા ઉંચકયા.

હવે તે ધતમારા ચેહરાપરની ખુશ્શી ગમગીની તેણીએ જોઇ લીધી!

શીરીન! તે સુંદર છોકરીનું નાનું ઉંમર હંમેશાં દ...

જેવી ચીજને વરે પોરપરાક હતું. તે એક દયા અને સખાવતની મુર્તીજ હતી. કોઇબી સામાની નાનામાં નાની દલગીરીબી તે ખમી શકતી નહીં તો આજે તેણીને અથાગ પ્રીતથી ચાહનારા તે જવાનની આવી ઉંડી ગમખ્વારી તે કેમ શાંખી શકે?–

તેણી માયાથી તે જવાનની સેહેજ નજદીક આવી "ગોદરેઝ–ગુડી–એવો નાદાન તું કાહેરે હતો. જા, એમ બચ્ચાં સહી બોલો શું બોલેચ? એક સોડાવોટરની બાટલી જેવા આપરા માણસ જાતનાં ઢંગ તેમાં જીંદગીભરનું પ્રોગ્રામ ઘડી રાખવાનો શાનો ફાંકો રાખવાનો? આજે તું મારીપર ફીદા થાયચ. કાલ ઉઠીને નજર કેઠે લંબાઇ તો કુમારૂં રહેવાનું વચન હવામાં ઉડારવું પડે. તું એ વાત સદાની માંડીજ વાલ–ચાલ મને જવા દે. ડાકટર પીટરસન આયા કે?" તેણી ઝડપથી ઉઠી બારી આગલ દોડી.

હવે એ વાત વધુ લંબાવવામાં કસો સાર નહીં જણાવાથી ગોદરેજબી ધીમેથી ઉઠી તેણીની પછવાડે ગીયો.

"શીરીન, ડાકટર પીટરસન કોણુને વરે!"

"તુંને કાંહથી ખબર હોય? બીચારી રોદા રાતે કેવી ફીવરથી પટકાઇ પડી. મીસીસ હંટે મને છેક અગીઆર વાગે ઉઠાડી જઇને જોઉંચ તો બીચારીને ૧૦૪ ડીગ્રી ફીવર!

"અંહ, વારૂં હમણાં કેમ છે?" ગોદરેઝે જોઇતી લાગણીની અધીરાઇથી સવાલ કીધો.

"હમણાં તે હું જોઇ આવી તારે ૧૦૨ ઉતી, જરા તમે બીચારા માસાજી આગળ જાઓ એવણુ ગભરાઇ ગભરાઇ જતા હોશે. હું રોદા આગલ રેહુંચ!" ને હજુર તો ગોદરેઝ

વધારે કંઇબી પુછે તે અગાઉ તો તે છોકરી ઝપાટામાં ત્યાંથી નાહઠી—

તે મનોહર આકાર પીઠેથી નીહાલતો ગોદરેઝ ધીમે ધીમે ઉતરી નીચે વલ્યો.

એ ગોદરેઝ કોણ!

ગોદરેઝ-રૂસ્તમ ખુશરો બહેરામ-શેઠ ફીરોઝ ખુશરો બહેરામના મરહુમ ભાઇનો એક પુરો દીકરો હતો. પોતાના પીતાનાં મરણ પછી એક બાપનાજ વ્હાલથી શેઠ ફીરોજનાં 'રોદા વીલા'માં તે આવી વસ્યો હતો. કોલેજમાં તે વેલાનાં નાના ગોદરેઝને 'રોદા વીલા' માં બે નાની નાની સહીઓથી ઠીક સોહવાઇ જતું હતું. તે બે સહીઓમાં એક તો દસ વરસની શેઠ ફીરોઝની એક પુરી લાડકી બુચી રોદા ને બીજી તે તેણીના મસીઆઇ બહેન શીરીન તીરંદાઝ.

કેવો ગંજાવર તફાવત!

તે દસ વરસની નાની રોદાનો શું ઠસ્સો! એક ટેકદાર બાનુ જેવો દમામ આ નાની બુચી બાઇમાં જોતાંજ દરેક જણ તેણીના ભવિષ્ય માટે દાંતમાં આંગલી ઘાલી વીચારમાં પડતાં! તેના ગોરા ગોરા ગાલો ઘડી ઘડીમાં ગુસ્સાથી લાલ લાલ બની રેહતા. જરાક જરાકમાં તેની કલી ભમર જેવી આંખોને ઢાંકનારાં લાંબા પાપણો મીજાંસથી ઉઘાડ બંધ થઇ જતાં હતાં. પલે પલે સફેદ બરફ જેવાં કપાલપર મોટો ચલ્લો ચહડી આવતો હતો. તેનાં ઉચાં ભરેલાં કપાલનું રોનકદાર ગોલ માથું હંમેશાં મગરૂરાઇથી તરૂં ને ખરૂંજ રહેતું હતું,

શીરીન અલબતાં ત્રણ વરસ વડી હતી છતાં તેબી એક

તે વેળાની તેર વરસની નાદાન બાલા છતાં આંખને ટાઢ
આપનારી તેણીની ઠંડી ખુબસુરતી સાથે તે રાંક અને અસી
છોકરી હમેશાં ઠંડી રીતભાત રાખતી હતી! જોઇતા ટેક સાથ
નમનતાઇથી નમેલી ડોક સાથે હમેશાં દીલસોજીથી ચમક
તેણીની આંખો દરેકનું મન હરી લેતી હતી.

તે વેળાનાં ૨૫ વરસના છોકરવણુ ગોદરેજને પહેલી
નજરથી આ ઠંડી શીરીને તદન આજેજ કીધો હતો—
આજની ઘડી સુધી.

—:o:—

## પ્રકરણ ૨ જું.

—:o:—

આજની મુલાકાતપર ગોહર કરતો ધીમે ધીમે વીચાર
ને વીચારમાં દાદરો ઉતરતો—ગોદરેજ જમણી બાજુની
ફીરોઝની લાયબ્રેરીમાં વળ્યો. જો 'રોદા-વીલા'માં શેઠ ફીરોઝ
શોધવું હોય તો તેવણની આ માનીતી લાયબ્રેરીમાં ડો
ઘાલવું. આ રીટાયર્ડ જીંદગીમાં તેવણ આખો દહાડો એ
વાંચવાનું ઘણું પસંદ કરતા હતા. હજુર તો ગોદરેજ તે
સ્પ્રીંગનું બારણું ખોલે તે અગાઉ તેની નજર વરંડાની બહ
તે દમામદાર પોર્ટીકોપર પડી.

તે તુરત થોભી ગીયો.

એક બતકી સાઇઝનો ફ્રેંચ બીયર્ડથી શોભી રહેલા ભરે
ચહેરાનો આશરે ૩૦ વરસનો જવાન બબે ફાડયે ચહ
બીજી બે પળમાં તેની સામે આવી ઉભો.

,'અલ્લો–હીયર યુ આર ?" ચુંચી આંખે મુછ સમારતો ગોદરેઝ ઠઠાથી સહેજ હસ્યો "કેમ ડીયર દારાં કંઇ સમજ પડે ! આજે 'રોદા–વીલા'માં એટલા સકકારા કેમ તમે ભુલા પડયા. બચ્ચાજી હલુ હલુ ઠીક પગલાં માંડોચ હું - હા–હા–હા–હા–તમે શું ઉંડા પાણીમાં રમોચ તે બધું અમુને માલમ છે."

સાહેબ સલામ વગરનાં આવા જાતનાં આવકારથી તે નવો જવાન લગાર ચકીત થયો. પણ બીજીજ સેકન્ડે તે તદન ગંભીર બની ગયો.

"ગુંડી આજે મેં એક દલગીરીની ખબર સાંભળીચ મને કેહ તે ખરી છે કે ખોટી."

"કેઇ ખબર ?"

"મને પહેલાં કેહ કે રોદા તબીયતે કેમ છે ?" મેં સાંભલ્યું કે—

"ઓહ–આઇ સી–તારે તમે તો કેઠા બાનુ રોદાની ખબર લેવા દોડ મારતા ઉતરી પડયાચ. આજે કંઇ તેવણ તમારી મુલાકાત લે નહીં ડીયર દારાં એ પોતી કંઇ મચક આપેચ કે?"

"હા ! ખુદા ખાતર ચેષ્ટા છોડ" દારાંએ હવે કગરીને તે ઠઠા કરતા જવાનનાં બેઉ હાથ મજબુત પકડયા. "મને કેહ કે રોદાની તબીયત કેમ છે !"

"છે, છે–હમણાં ઠીક છે" તે હવે ગંભીર થઇ બોલ્યો રાતે જરા ફીવર હાઇ ગયેલી ૧૦૪ પર પણ હમણાં ૧૦૨ છે. અમારા ફેમીલી ડાકટર પીટરસન ઓવ કરતા આવતા હોશે."

દારાંએ હવે તે પકડેલા હાથ છોડી દીધા અને ગમગીન ચુપ બહાર નજર કરતો વીચારમાં ઉભો.

દારાં ડીયર, તુંને તો ખબર છે કે પહેલાં આપણે કેવા કોલેજ ફ્રેંડસ હતા–હમણાં કેવા ફાસ્ત ફ્રેંડ છઇએ. છતાં તું જો રોદાનો હાથ જીતી જઇ આપણી દોસ્તીનો તરીકો સગાઇના ગાંઠથી મજબુત કરે તો મારા જેવો ખુશી બીજો કોઇ નહીં! ડીયર ચેપ. એકસકયુઝ મી૦ પણ કંઇ કંઇ આશા જેવું લાગેચ કે?" તેણે ખરી કાલજીથી પુંછયું "હું બોલની! જરા જેટલીબી આશા ખરી કે?"

આવી કાલજી ભર્યા સખુનો સાંભલતાં દારાં એશબરનરે એક મુગી ઉપકારી નજર તે જવાનપર ફેંકી. તે કંઇ પણ બોલી શકયો નહીં. તે બોલ્યો નહીં તો શું થયું–પણ ઉંડી ગમગીનીનો તેનો ચેહરો જોતાંજ ગોદરેઝ ખરે દીલે દલગીર થયો.

"દારાં–ભઇ તું બોલતો નથી તો શું થયું પણ તારા આય ગમગીન ચહેરાપરથી હું ખુલ્લું વાંચુંછ કે અત્યાર સુધી તું તારી કોષેશમાં હારેલો છે. નેવર માઇન્ડ, ત્રાઇ એંડ યુ વીલ વીન!–રોદાને માટે હું તુને પુરતી ખાત્રી આપુંચ કે એને આજ સુધી કોહેબી પોતાની નજર લંબાવી નથી. એ જેટલી રીઝવડ છે તેટલો તુંને ફાયદો છે. તું તારા ફીલ્ડમાં એકલોજ છે તેની ખાતરી રાખ–દોસ્ત તારી ફતેહ માટે હું મારેથી બનતુ દરેક કરશ. હું હીમ્મતથી—

કેમ કાકાજી હું હમણાં તમુને મળવા આવતો તો મકુંજે ડાકટરને આજે એટલું લેટ કેમ?" સામેની લાયબ્રેરીમાંથી શેઠ ફીરોઝને પોતા સામે આવી ઉભેલા જોઇ તે હવે દારાંને છોડી તેવણ તરફ ફર્યો "ડાકટર પીટરસન આજના જેવા બેદરકાર કોઇ વખત નથી થયા." તેણે કંઇક કડવાસથી ડોકું ધુણાવ્યું.

"નહીં દીકરા ગુડી–ડાકટર પીટરસનને ત્યાંથી તો કયારનું માણસ પાછું આયું કેહજે કોઈ અંચીતા કોલથી તેવણુને બહારગામ ઉપડી જવું પડયુંચ. હવે આવશે તો કોઇ નવોજ ડાકટર આવશે. ખુદા મારી રોદાને જલદી હસ્તી રમતી કરે તો મારાં બુઢા હાડને કરાર વલે–" તે બુઝર્ગ મહસ્થ ખરે દીલે ધરૂજતા હતા.

તેવણનું ઉંચુ ભરેલું કદ અને પહોલી પેશાનીનો ચહેરો જોતાંજ દરેક જોનારને લાગતું કે જાણે માનમરતબો લેવાજ તેવણ જનમ્યા હતા. શેઠ ફીરોઝ ઘણા હીમ્મતવાળા ને બહાદુર પુરૂષ હતા. પણ એકજ–ફકત ચીજથી તેવણ તદન પોચાપચક થઇ જતા ને તે તેવણની એક પુરી લાડકી દીકરી રોદાની તબીયત હતી. આજેબી તે લાડકી દીકરીને તાપથી પટકાઇ પડેલી જાણતાંજ તેવણ તદન ગભરાઇ ગયા હતા.

"કાકાજી કાંય એટલા ધુજોચ ?–આવો, અહીં બેસી જાવો" એક નરમ ખુરસી નજદીક કરતાં તે જવાને તેવણુને પ્રીતથી બેસાડયા. "જોવ કાકાજી ફીવર કંઇ હાઇ નથી. એય કરતા ડાકટર આવી લાગશે–ને એકુ બે દોઝમાં તો રોદા ઘોડા જેવી થઇ જશે–વરી આપણી શીરીન, મીસીસ હંટ–બધાં એનીં આગળ માવજતમાં છે એટલે આપણુને ઘણી નચીંતાઇ!"

"હા મારી શીરીન તે શીરીનજ છે!" તેવણ જબરા ઉપકારી જુસ્સાથી બોલી પડયા. "ગુડી દીકરા એ છોકરી મારા ઘેરમાં એક ખરેખરો ફરેસ્તોજ છે. આખી રાત એને મીસીસ હંટ સાથે રોદા આગલજ કહાડી. મેં હમણાંજ એને પુછી જોયું કે મીસીસ હંટની સાથે એક બીજી નર્સ રોકું કે તુંને

નચીંનાઇ-પણ એને સાફ ધસીને ના કહયું. કેહજે તમે સાત નર્સ રોકસો તોબી હું રોદાની મેનીજમાંથી એક મીનીટબી ખીસવાની નથી-વ્રગી ઓબસાઇજીંગ ગઇ છે!" તે બુઝર્ગ ગ્રહસ્થ ખરી ખુશાલીથો ઉપનું બોલ્યા જતા હતા. પણ તેવણુને કયાંથી ખબર હોય કે તેવણુનો દરેક વાકય ગોદરેઝને કેવી અસર કરતો હતો.

"આવી એક ઉમદા છોકરીનું ઇનામ તેનાં ચાર આંગળના નશીબમાં સરજાયલું હશે કે નહીં!" એજ વીચારે ગોદરેઝનું મગજ ધસી પીસી નાખ્યું. શીરીન જેવી એક છોકરીને જીતવા તેણે શું કરવું જોઇએ તેનાં લંબાણ વીચારમાં તે વીટલાય તે અગાઉ શેઠ ફીરોઝ પુકારી ઉઠયા.

"લેઓ કોઇની ગાડી આવી ખરી! મને લાગેચ કે ડાકતરજ આયા હશે." તેવણુ હવે અધીરાઇથી ઉઠી ઉભા થયા-ગોદરેઝબી હવે માથું ધુણાવી વીચારો ખંખેરી તે નવા આવનારને જોવા તઇયાર થયો.

એકજ બીજી સેકંડ—

ને તે ગાડીમાંથો કુદી પડતા એક જુવાન ખુબસુરત ગ્રહસ્થને જોતાંજ ગોદરેઝે ભારી ગુસ્સાથી પગ અફાલ્યો—

"અરરરરરર-એ તો પેલો લવજી વોલેશ!-પોર્યા ડાકતરને કોણ બોલાવા ગીયુ'?"

"ગુડી-તારો ગુસ્સો હું' સમજી નથી શકતો" તે જવાનની આય વીચીત્ર ચાલ જોઇ શેઠ ફીરોઝે લગાર ઠપકાની ઢપે કહ્યું 'તું જોણેચ કે-ફકત બેજ વરસમાં એ છોકરો કેટલો જાણીતો થઇ ગયોચ છે! એ છોકરાએ પોતાના પ્રોફેશનમાં જેવું નામ

ફકત બે વરસમાં કહાડયું છ તેવું કોઇ જુના દોબાંઓએ પોતાની આખી કારકીદીમાંબી નથી મેલવ્યું. ચપી જા ને એને સારી રીતે રીસીવ કર"

"અહ્લો, ડાકટર વોલેશ, આઇ એમ સો ગ્લેડ ટુ સી યુ" તે નજદીક આવી પુગેલા જવાનને શેકહેન્ડ માટે હાથ આપતાં તેવણે પોતાની ખરી ખુશાલી જણાવી.

"એવણ મી૦ ગોદરેઝ રૂસતમ ખુશ્રો બહેરામ–" શેઠ ફીરોઝ ગોદરેઝને તે જવાન તબીબ સાથે ખાસ ઇનત્રોડયુસ કીંધો અને ડાકટર લવજીએ તુરત પોતાનો હાથ લાયકીથી ગોદરેઝ તરફ લંબાવ્યો.

"હું તમારી ઓલખાણ માટે ઘણું માન લેઉંચ."

શેકહેંડ માટે તે લંબાયલો હાથ ગોદરેઝે બરાબર નીહાલ્યો. ગોલાબી નખોથી શોભી રહેલો તે કમાનદાર હાથ ખરેખર બહાદુરીનો નમુનોજ હતો. તે લાયકીભર્યા સખુનનો વળતો ઉપકાર માનતાં ગોદરેઝે તે દમામદાર ચેહેરો એક સેકંડ ટીકયો એક જોરાવર ખેંચાણ કરતી સુંદરતા ધરાવનારનો તે ચહેરો જોતાંજ ગોદરેઝનાં દીલમાંથી એક ઝનુની અદેખાઇના વીચીત્ર લાગણી પસાર થઇ ગઇ.

આવ તરફ શેઠ ફીરોઝ એક સાચ્ચા જરથોસ્તી દાખલ પોતાની કોમનાં આવા એક નમુનેદાર ઉઘરતા કાબેલ તબીબને જોતાં મલકાતે ચેહરે હશ્તા ઉભા હતા.

પણ પેલો દારાં બેરીશ્તર શું કરેચ?

તે તો સાવજ જેવો કશા પણ બીજા ખ્યાલ વગર બસ રોદાની તબીયત માટે ચીંતાતુર જ્યાં ઉભેલો ત્યાંજ ઉભો રહયો.

ગોદરેઝને એક બેદરકારી ભરી શેકહેંડ પછી ડાકટર લવજી વોલેશ શેઠ ફીરોઝ ગમ વલ્યો. "મને પહેલો કોલ મારાં એક ગરીબ દર્દી તરફથી મલેલો હોવાથી અહીં આવતાં મને લેટ થયું હોય તો હું તમારી દરગુજર ચાહુંચ–" તેણે બની શકતી નમનતાઇથી જણાવ્યું. "વેલ–મને હવે મારૂં પેશંટ દેખાડશો ?"

"ડાકટર વોલેશ તમારૂં પેશંટ મારી એક પુરી દીકરી રોદા છે."

"સો સોરી !"

"ગેઇ રાતે અંચીતી ૧૦૪ ફીવર થઇ આવી." હવે તેવણ ધીમે ધીમે આગલ ચાલવા લાગા. જ્યારે ડાકટર લવજી બી તેવણની પુઠે બેઉ હાથ પછવાડે રાખી તેવણનું બોલવું સાંભળતો ચાલવા લાગ્યો "એટલી હાઇ ફીવર મારાં એ એક પુરાં રતનને સાંભલતાંજ મારી છાતી બેસી જાયચ. તમે મને નબલો ધારશો. પણ ખરૂં કેહુંચ ડાકટર વોલેશ આય ઘરડી સુક્કી આંખોને એ દીકરી સીવાય બીજી ટાઢક કંઇજ નથી. મારૂં એ એકજ પુરૂં બચ્ચું જોવાનું છે !" તેવણે પહેલીજ નજરે તે જવાન આગલ પોતાનું દીલ છુટથી ખાલી કીધું.

જવાન ડાકટર લવજી આય બુઝર્ગ માતબર શેઠયાનો આવો ખુલ્લો એકરાર સાંભલતાંજ ખરે દીલે ખુશી થયો.

"કેવો ખાલેસ દીલનો ઉભરો ? બેઉ કાકા ભત્રીજામાં કેવો ફરક !" એકજ નજરમાં તે ચંચલ તબીબે મત બાંધ્યું.

"મેં તમુને કહ્યું તેમ તમારૂં પેશંટ મારી દીકરી રોદા છે ! રાતે ૧૦૪ તાપ હતી પણ સવારના તપાસી તારે ૧૦૨

થયલી. જોકે હમણાં એ છે તો સારીકાની છતાં મને લાગેચ કે એને તોનની અગત છે.

ખુદા તમારા હાથને જલદી જસ આપે ને કાલે મારી આંખ હસ્તી થાય." આટલી વાતચીત કરતાં તે લોક 'રોદા વીલા'ના એક સઉથી શોભતા ઓરડામાં આગલ આવી અટકયા.

સુનેરી કરીઓથી લટકી રહેલા એક ઉમદા કારીગીરીના પડદાને ઝટાક મારી ખસેડી શેઠ ફીરોઝે પલંગ તરફ આંગલી કીધી. "ડાકટર વેલેસ આય તમારૂં પેશંટ"—ફકત આટલોજ વાકય બોલી તેવણ ત્યાંથી પીઠ ફેરવી ચાલી ગીયા.

—:o:—

## પ્રકરણ ૩ જું.

—:o:—

રોદા ફીરોઝ ખુશરો-બહેરામ !

હા. ખરેખર તે એક વીચીત્ર છોકરી હતી. હાલનેકાજ એકેકે મોહડે વખણાતી સોસાયટીનો સ્ટાર તે આપણી એ રોદા હતી. તે મગરૂર છોકરી પોતાની તોરવંતી દીલજીત દેખાવથી દરેક જોનારને છક કરતી. પેલી દશ વરસની બુચીપરથી આજે સત્તર વરસની 'સ્વીટ એજ'માં આવી હતી. સામા ધણીને અપમાન વગરની તેણીની જોવા લાયક મગરૂરી ઘણી દીલકસ લાગતી હતી. ઠણુકા સાથનું તેણીનું થોડું-ઘણું થોડું બોલવું સાંભળનારને મધુર લાગતું હતું. તેણીનું તેજદાર તુમાખી મહોડું જોકે કોઇ કોઇજ વાર હસતું અને નમતું છતાં—એ બધું છતાં—શેઠ ફીરોઝ ખુશરો-બહેરામની રોદા દરેકનું મન હરી લેતી હતી.

તે ભુઝર્ગ શેઠયાની આય એક પુરી દીકરી તે બાપની એકલાનીજ નહીં, પણ 'રોદા વીલા'નાં દરેક જણની તેમજ સાથે આખાં શહેરની એક માનીતી પુતળી હતી.

પણ તેણીને પોતાને મનથી તો બસ-ફકત ચાર જણ સીવાય બીજા કોઇનેબી જાણે ગરકારવુંજ નહીં. પહેલા શેઠ ફીરોઝ, બીજો તેણીનો કઝીન ગોદરેઝ-ત્રીજી તેણીની મશીવાઇ બહેન શીરીન ને ચોથું ને વધ્યુંસધ્યું તેણીને અવારનવાર સોહવરાવનાર દારાં એશબરનર બેરીસ્ટર-એટ-લો.

એ ચાર જીવ સીવાય બીજા ઘણાખરાઓને તેણી હમેશાં 'ડોન્ટ કેર'ના તોરથી રીસીવ કરતી હતી.

'રોદા-વીલા'ની સુંદર બારીમાં હવા ખાતાં જ્યારેબી તે બાપ-[illegible] ભેળાં રહેતાં ત્યારે વારંવાર શેઠ ફીરોઝ મગરૂરાઇથી હસતા હતા કે, દીકરા આય સામે દેખાતી જીણીજીણી રેતીઓની સંખ્યામાં તારા વખાણનારાઓ એનીજ માફક તપતા બેઠેલા છે. તું હવે કંઇ વીચાર કર. ગમે તો તારો કઝીન ગુડી, ગમે તો આપણો દારાં, નહીં તો પેલો મીનુ કોઇબી તારે ગમે તેને ખુશી કર, ને મને સુખી કર!

ત્યારે તેણી એવા મીઠા તો અવાજે હસી પડીને બોલતી કે, 'પપા ડીયર જેમ પાણીનો એકજ ધોધ એ બધી જીણી ને તપતી રેતીઓને કાંહની કાંહ ઘસડી જાયચ તેમ હું મારા એકજ ચોકસ જાતના તોરથી એ લોકને બધાંને દુર કરી નાખશ. તમે શું કામ ગભરાવોચ, ગુડીબી નહીં, દારાંબી નહીં, મીનુંબી નહીં કોઇ કોઇ નહીં; જ્યારે વખત આવશે ત્યારે હુંજ મારે હાથે મારો સંસારનો સાથી શોધી લેવશ.

હા! એવી આપણી રોદા ખુશરો બહેરામ હતી!

આજે શેઠ ફીરોઝે ડાકટર લવજીને બનાવેલા તે સુંદર ઓરડામાં એક છત્ર પલંગપર સહેજ અઢેલીને રોદા પોતાની રાબેતાની દમામી ઢબે બેઠેલી હતી, તેણીની ગવરનેસ મીસ હંટ તેણીના કરારને માટે તે રૂપેરી કપાલગારના વીખરાયલા બાલો નરમ હાથે પસવારતી ઉભી હતી, જ્યારે થોડેક છેટે શીરીન એક સોફાપર વાંચતી બેઠી હતી.

કેવું નમુનેદાર ચીત્ર!

ડાકટર લવજી વેલેસ, બે પળ ચકીત થતો જાણે ઉંબર પરજ ચીટકી ગયો. તે મક્કમ મનનો બહાદુર જવાન આજે તદન હારી ખાઇ ગયો હતો. તેણે બેવાર આંખ ચોળી પણ નહીં, હવે તેણે માન્યું કે તે જે ચીત્ર જોતો હતો તે જીવતું જાગતુંજ હતું. તે તદન ગુંચવાઇ ગયો. તેનો ચાલતો દમનો થોકો તેને કાને હવે ખુલ્લો સંભળાવા લાગ્યો.

તેને બે પળ લાગ્યું કે કદી નહીં અનુભવેલી આાય જંજીરમાંથી છુટવા તેને એકદમ આ મકાન છોડી જવું. હજુર તો તે ચીટકી ગયલા પગો મક્કમનાથી પાછળ હઠાવે તેટલાં તેજ ઝુલઝુલી અવાજ તેને કાને પડયો.

• "અંદર આવોજી" તેણીએ હસીને ડોકી નમાવી. "શીરીન જરા ડાકટર વેલેસને માટે ખુરસી આગળ કરો."

આહા! આય અવાજ કાને પડતાંજ તે જવાનને શુધ્ધી આવી. હવેજ તેને યાદ આવ્યું કે તે અહીં એવાં એક મેડનેસમાં ગુગળાવાનો નહીં પણ એક ડાકટર તરીકેની ફરજ બજાવવા આવ્યો હતો. એકકે ઝટાકે તે સાવધ થયો અને

બીજીજ પળે મનપર કાબુ રાખી કંઇક માનભર્યે હસતે ચેહેરે અંદર ગયો.

શીરીને આગળ કાઘેલી ખુરસી માટે તેણે તે બાઇને એક ઉપકારનું ડોકું નમાવ્યું અને જોઇતા ટેકાથી તે તે ખુરસીપર ગોઠવાયો.

"ડોકટર વોલેસ, મીસ રોદા ગઇ રાતના ફીવરથી હેરાન છે," તેના ગોઠવાવા સાથેજ મીસીસ હંટે નજદીક આવી પોતાની શેઠાણીની હકીકત રજુ કરવા માંડી. ગઇ રાતે અંચીતી ફીવર ઘણી વધી પડી હતી પણ"—

"છટ-છટ-મીસીસ હંટ તમે ખસી જાઓ. હુંજ મારી હકીકત ડાકટર વોલેસને વધારે સારી રીતે સમજાવી શકશ" તેણીએ પોતાની હંમેશની દમામી ઢપે તે રાંક ગવરનેસને એકદમ દબરાવી કહાડી અને એ હુકમ થતાંજ તે ચુપકીદીમાં એકવાર પાછી તે સુંદર બાલો પસવારતી પછવાડે જઇ ઉભી.

તે ગુસ્સાબાજ ચહેરો—તેણીના હસવા કરતાં ડાકટર વોલેસને વધારે ખુબસુરત લાગ્યો.

"ડાકટર વોલેસ, હું ધારૂંચ કે હું સીક તો કહેવાઉંજ નહીં પણ તેમ મને હંમેશના જેવું ખુશબી કંઇ લાગતું નથી. હી-હી-હી-હી-"મીસીસ હંટના ખસી જવા પછી તેણી પોતેજ હસ્તે ચહેરે તે જવાન તબીબને પોતાની હકીકત સંભળાવવા લાગી.

કેવો તફાવત!

મોતી જેવા દાંત દેખાડી હસવું! એ તો રોદા માટે ઘણું-ઘણુંજ વીચીત્ર હતું. ગમે તેવું થઇ જતું તો તેણી હસીને મોહડું મલકાવતી નહીં તો આજની તેણીની આવી

હદ સુધીની ચાલથી શીરીન તેમજ મીસીસ હંટ હેરત રહ્યાં! ગમે તેવા જવાન સાથે તેણી કદીબી ખુશીથી હસતે ચહેરે વાત કરવાની છુટ લેતી નહીં ને આજે આય કદી નહીં જોયલા એક ત્રાહેત જવાન સાથે ફક્ત પાંચજ મીનીટની પીછાણમાં તેણીની આવી છુટથી તે બેઉ નારો ઘણી અજબ થઇ!!

"હમણાંની ફેરવાવલી રૂતુથી હોય કે નહીં તો પુલોના જોશદાર સોડમથી કદાચ મારી તબીયતપર અસર થઇ હોય—તેબી નહીં તો એવીજ કંઇ નજીવી બાબદથી ગઇ કાલની જરા મારી તબીયત બગડી આવીચ—કેમ તમુને શું લાગેચ, ડાકટર વોલેસ?" તેણીએ પોતાની આંખો તે જવાનપર ટાંકી ખુલ્લો જવાબ માંગ્યો.

જેમ રોદા આજે અસાધારણ ચાલ ચલાવતી તેમ ડાકટર લવજી પોતેબી આજે સાધારણ રીતીથી ઉલટો બની ગયો હતો. આજ સુધી તે પોતાનાં બુલંદ ધંધા સીવાય બીજી કોઇબી બાબદમાં પોતાનું મન રોકવા માંગતો નહીં. તેની પોતાની રીતભાત અને ઠરસાથી ઘણી સુંદર છોકરીઓ તેની આસપાસ ભમતી હતી. પણ લવજીને મનથી બધું સરખું. ઘરડી જીલુબાઇ સાથેબી તે તેજ રીતે વાત કરશે ને ચાર કલાક જીવ પટકી ડરેસ સજી ડાકટર લવજી વોલેસનાં દવાખાનામાં આવતી પાઉડર પપની તેહમી, મનીનેબી તે તેવીજ રીતે ટાસલ કહાડતો! જેટલો ધીકકાર આય જવાન તબીબને વ્યાજખાઉ મારવાડીઓનો હતો તેથી ચારગણો તુચ્છકાર તેની આસપાસ માખની કાની ભમતી કેટલીક સમજુમાં ખપતી કમસમજ અધીરી માતાઓ તરફ તે બતાવતો!

ગમે તેવી કુદરતી ખુબસુરતીઓથી તે વખાણી જુવી જતો. બસ આ જાતીપર પોતાની કીમતી જીંદગીનો બેમુલ વખત તે બીલકુલ ખોવા માગતોજ નહી. પ્યારના નામપર તે અત્યાર સુંધીમાં પુરતી રમુજ અને ચેષ્ટા કરી ચુક્યો હતો. ઘણાકોને એ લાગણી માટે તે હીચકારા અને બાયલાની ઉપમા આપી ચુકયો હતો.

પણ આજનો બદલાયલો ઢંગ તો જુઓ! નાકે જીભ લગાડતો લવજી વોલેસનો જરા ચીનાર તો લેઓ!

લગભગ દસ મીનીટ થઇ શેઠ ફીરોઝ તેને તેનું સુંદર પેશંટ દેખાડી ગયા હતા, પણ અત્યારવેર તે જવાને ચુપકાદી સીવાય કંઇબી બતાવ્યું હતું નહીં. બલકે બરાબર બોલ્યે તો તે બાપડો કંઇ કરી શકતોજ નહીં.

રોદાએ પુછેલા તે ખુલ્લા સવાલનો જવાબ આપવા તેણે એક જીવતોડ કોશેશ કીવી. તેણે પોતાનાં મનપર હવે પુરતો કાબુ મેળવ્યો હતો. પોતાની બેઠકપર તે હવે જરા ટટાર થયો!

"બાનુ રોદા મને તમારી નાડ જોવાની રજા છે." તે પેહેલવેહેલો સાહદ કહાડતાં ઉભો થયો અને બીજીજ પળે મુગે પણ હસ્તે મહોડે તે તાપથી ગરમ થયલો ગોલાબી હાથ તેના મજબુત હાથમાં મુકવામાં આવ્યો.

"હું તમારા સીકનેસને વરે જરાકબી અજબ નથી થતો" તેણે તે હાથ પાંચ મીનીટની તપાસ પછી માનથી પાછો મુકતાં કહ્યું, "બાનુ રોદા જે બનવું જોઇએ તેજ બન્યુંચ. દુવા માંગો કે 'રોદા-વીલા'માં ખુદાની મહેરથી હજુ સુધી કોઇ સીકનેસ લાગુ નથી પડી!"

" [illegible] ! ડાકટર વોલેસ એ તમે શાપરથી બોલોચ " મહેરબાની કરી મને બરાબર સમજાવો !"–તેણીએ અધી' અજાયબી અર્ધા હસવા સાથે પુછ્યું "અમારૂં 'વીલા–રોદા' એક ઘણુંજ સુખવાસી મથક છે !"

"હું તે બીલીવ નથી કરતો !" તેણે પુરતાં માન સાથે સ્વતંત્ર વીચારે ડોકું ધુણાવ્યું. રોદા તે વીચીત્ર ટેકદાર જવાનને એકકી ટગરે જોતી હતી. કાઇનીબી દરકાર નહીં રાખતી તેણીની હંમેશની મગરૂર આંખો આજે આય અંજાણા ચહેરાપરથી ખીસ્તાં ખીસ્તી નહીં.

આહ ! કુદરતી તે છોકરાનું મહોડું જોતાં આય છોકરીથી હસાઇ હસાઈ જવાતું હતું.

" તેણીએ હાથે કરી તેને એક પાછો સવાલ કીધો " "ડાકટર વોલેસ તમે મને ખુલાસાથી નહિ સમજાવો કે કીયાં કારણથી તમે 'રોદા–વીલા'ને 'અનહેલ્ધી' ધારોચ ?" આ સવાલ કરતી વખતે રોદાની નજર અંચીતી, લવજીની પીઠેના સોફાપર બેઠેલી શીરીનપર પડી. તે ચંચળ છોકરીએ જોઇ લીધું કે શીરીનના હાથમાં પકડેલું તે ચોપડીનું ઠીઠું નામનુંજ હતું. અવારનવાર તેણી તે નવા જવાનને પીઠેથી નીહાળતી રોદાની નજરથી પકડાઇ આવતી હતી !

"રોદા-વીલા' ને અનહેલ્ધી કહેવાનું મારૂં મુખ્ય કારણ તે એની દક્ષીણે આવેલો પડત કુવો છે, હું એક વખત 'રોદા–વીલા'નાં સુંદર બાગમાં ફરી જવાને નસીબવાન બનેલો. તે વખતે મેં તે કુવો બારીકીથી જોયલો ને તેજ વખતે મેં મારા ફેડસો આગળ તે પાર વગરના પડત કુવા સામે સખત વાંધો લીધેલો તેનાં પાણી તદન શ્થીર ને બધી લીલ ચહડી ગયલી–તદન ગલીચ છે !

"નહીં ડાક્ટર વોલેસ, તમારી ભુલ છે. 'રોદા-વીલા'નાં વીશાળ બગીચાને એજ કુવો રોજ પાણી પુરું પાડેચ 'રોદા-વીલા' કંઇ મારાં નામથી આજે નથી બંધાયો. એ તો આજે એંસી વરસ થયાં એ કુવા સાથે જીવતો આયોચ. પહેલાં જ્યારે એ મારાં બપાઇજીનાં નામથી 'મેહરૂ-મહાલ' તરીકે ઓળખાતો તો ત્યારનો એ કુવો એજ હાલતનો ચાલુ છે. એ અમારા વડવાઓનો માનીતો હતો ને આજેબી એ અમારી એક અસલી મગરૂરી છે" તેણી અજબ ખુલ્લે મને હસી હસી વાત કરતી હતી.

અલબત મીસીસ હંટ આચ તુમાખી સેઠાણીની આવી તદન બદલાઇ ગયલી ઢપથી એ ઘડી દાંતમાં આંગળું ઘાલી ડાચું વકાસી મુંગે મોહડે જોયા કરતી હતી.

બાનુ રોદા બેઅદબી માફ કરજો પણ એ જાતની તમારી અભીમાની સાથે હું મળતો થઇ શકતો નથી. તે જવાને સહેજ મુછમાં હસતાં જવાબ વાળ્યો.

બસ તોપ ફુટવાની આશાથી મીસીસ હંટ ફીકરી થઇ જતાં શેઠાણીનો ચેહેરો ટીકયો. આવી જાતનો તડ ને ફડ જવાબ આપવાની આ દમામદાર છોકરી આગળ કોઇબી પારકાની શકતી નહીં હતી છતાં આ જવાને મીસીસ હંટના બોલોમાં બોલ્યે તો જબરો ભાંગરો વાટી દીધો હતો! તેણીએ ફીકરથી તે ચેહરો તપાસ્યો પણ આજે તેપર એક તલભારબી ગુસ્સો હતો નહીં બલકે તોરથી સ્વતંત્ર વીચાર દરશાવતા તે જવાન ગમ તેણી કંઇક મલકાતે મોહડે જોતી હતી.

"તબીયતનાં ભલાં ખાતર મને ખુલ્લી રીતે કહેવું પડેચ કે એવાં પાણી આસપાસનાંઓને ઘણાં નુકસાનકારક છે" તે

હજુર પોતાના મતને વળગી રહેતાં બોલ્યો. હું ઇચ્છુંચ કે કોઇબી રીતે 'રોદા–વીલા'માંથી એ કુવો દુર થાય.

"પણ ડાકટર વેલેસ મને એ નહીં સમજ પ્રડતું કે જો એમજ હતું તો અમારા વડવાઓએ એને એક નુકસાન-કારક ચીજ કાંય નહીં ગણી !"

"તેનું કારણ એ છે–એક માનીતી ચીજની અગવડ આપણને કદાચજ લાગે. જેમ બાનુ રોદા પોતાની વારંવારની સીકનેસ છતાં તે કુવાને મગરૂરી ગણેચ તે હાલ તે લોકને જોઇએ."

આ ખુલ્લા જવાબ પછી હવે તે છોકરીએ વધુ તકરાર માંડી વાળી. "વેલ, પણ પપા આગળ તમે તમારૂં એ મત કહ્યું કે ? તેવણબી મારાજ જેટલા તમારા આ વીચારપર અજબ થશે." તેણી ખડખડ હસી પડી.

"તેવણ મારા વીચારપર હસે યા રમુજ મેળવે, પણ મને જે વાજબી લાગે તે મારે જણાવવું જોઇએ. બાનુ રોદા–તમારી હમણાની નાની જેવી માંદગી પણ એજ કારણને આભારી છે, એમ ખાત્રી રાખજો. 'રોદા–વીલા' એ ન્યુસંસ છતાંબી અત્યાર સુધી સુખવાસી રહયોચ તેનું એજ કારણ કે આખી દક્ષીણ બાજુ તમે લોકે વપરાસ વગરની રાખેલા છે, ખરૂંની ?"

હા, તે ખરૂં છે દક્ષીણ બાજુએ ફકત એક ગોદાઉન સીવાંય બીજું કંઇ નથી !"

"ઘણું સારૂં !" એટલું બોલતાં તે જવાન હવે ઉભો થયો. રોદાનો મખમલી હાથ એકવાર પાછો શેકહેંડ માટે તેણે હાથમાં લીધો. શીરીન અને ગીસીસ હંટને વાંકો વળી પુરતાં નમન પછી તે ત્યાંથી વીદાય થયો.

——:o:——

# પ્રકરણ ૪ થું.

—:o:—

તરેહવાર વેલાઓથી શોભી રહેલી રોદા-વીલાની તે લાંબી ચોલ વટાવતો ડાકટર લવજી આખરે તે ગંજાવર લાયબ્રેરી આગળ આવી પુગ્યો. તેણે ધીરેથી તે સ્પ્રીંગનું બારણું ખુલ્યું.

હા!-ધાર્યા પ્રમાણે સામેજ મોટી ડેસ્કની નજદીક એક પોખાલ મખમલી આરામ ખુરસીપર શેઠ ફીરોઝ ખુશરો બહેરામ બીરાજેલા હતા. જાણે તેનીજ વાટ જોતા હોય તેમ અદીને દાખલ થયલો જોતાંજ તેવણ તડા થયા.

"આવો ડાકટર વોલેસ-બેસો" તેવણે તુરત એક નજદીકની ખુરશી બતાવી, "કેમ, મારી રોદાની કેવી ખબર?" તેવણે આતુરતાથી પહેલો સવાલ કીધો.

"બાનુ રોદાને સાધારણ ફીવર સીવાય બીજું વધારે કંઇ નથી, ને તેબી હવે તદન ઉતરવાપર આવીચ. બીજા એકુબે દહાડામાં તો એવણ તદનજ ટટાર થઇ જશે. ઘભરાવા જેવું કંઇ નથી." તેણે ધીરે રહી મોહડું નુછી આગળ ચલાવ્યું "પણ મને તમારૂં એક ચીજપર ધ્યાન ખેંચવાની રજા માગવીચ!"

"પુછો, બેલાશક જેબી પુછવું હોય તે પુછો. ડાકટર વોલેસ, હું માગી લઉંચ કે મારી રોદાની તબીઅત ખાતર તમારે કંઇબી ચીજ મનમાં નહીં રાખવી. મહોડામાં વગોલ્યા કરવા કરતાં જે માણસ ખુલ્લું બોલે તે મને ઘણું ગમેચ."

"મેં બાનુ રોદાને મારી અટકળ કહી દીધીચ ને તમુનેબી તે કહી દેવાની મારી ફરજ વીચારૂંચ કે 'રોદા-વીલા'ની

દક્ષીણે આવેલો પેલો તમારો પડત પાર વગરનો કુવો ઘણો નુકસાનકારક છે !"

"હા–હા–હા–" તે જવાન તરફથી શુંબી પુછાશે તેની અધીરાઇમાં આય તેનું બોલવું સાંભળતાં તે બુઝરગ ગ્રહસ્થ મોટેથી હસી પડયા.

"નુકસાનકારક ?–તમારી ભુલ છે. મને એ કુવા માટે માન છે." ને ખરેખર તેવણ તે અસલી કુવા માટે વારંવાર પોતાના સરકલમાં મગરૂરી લેતા હતા.

"મારા વીચાર પ્રમાણે એ કુવો 'રોદા–વીલા' માટે ખરેખર એક ન્યુસંસ છે !" તે ભાર મુંકી બોલ્યો "ખુલ્લાં દીલથી બોલી દેવા માટે માફ કરજો પણ જો હવે પછી 'રોદા–વીલા'માં કંઇ સીરીયસ સીકનેસ લાગુ પડશે તો હું બીલકુલ અજબ થવશ નહીં."

"ઓહોહો ! માઇ યંગ ફ્રેંડ, એટલું બધું ?" તેવણ ફરીથી ખુલ્લું હસવું હસી પડયા. "ડાકટર વોલેસ તમારા ખુલ્લા એકરારપર હું ઘણો ખુશી છેઉં, પણ વારૂં મને કહેશો કે તમે મારી જગે હોવ તો એ કુવાનો શું રસ્તો કરો ?"

"હું ? સાહેબ હું એને તદનજ ગળાવી કહડાઉં કે નહીં તો એને પુરાવીજ દેઉં !!"

"વેલ સેઇડ ડીયર ચેપ !!"–તેવણે હવે ખુબ હસતાં તે જવાનની પીઠ ઠોકી કહાદી "તમે ઘણોજ સહેલો ને સુતરો રસતો બતાવ્યો !"

"વારૂ ડાકટર વોલેસ," બે પળમા તેવણ તદન ગંભીર થઇ બોલ્યા, હું એ તમારી સુચનાપર જોઇતું ધ્યાન પુગાડશ,

પણ તેટલાં મહેરબાની કરીને 'રોદા-વીલા'માં રોજ એકેકો ફેરો મારી રોદાની તબીયત તપાસતા રહેશો તો હું મારાં એ એક પુરાં બચ્ચાં માટે તમારો ઘણો હેશાનમંદ થઇશ.

"મહેરબાની કરી એમ ના બોલો. બાનુ રોદાની તબીયતપર દેખરેખ રાખવામાં હું મોટું માન સમજશ !"

ડાકટર વોલેસ એક બીજી બી મહેરબાની મને તમારી પાસે માંગવીચ. અમારા ફેમીલી ડાકટર પીટરસન હમણાં બહારગામ રોકાયલા છે વાસતે હું તમુને રીકવેસ્ટ કરૂંચ કે તેવણની ગેરહાજરીમાં અમારા ફેમીલી ડાકટર તરીકે તમેજ ગોઠવણ કરવી"

"જેવી તમો મહેરબાનની મરજી. હવે હું રજા લેઉછ." "બાનુ રોદાની તબીયત વડે હું મારેથી બનતું કરશ !" એટલું જણાવી તેણે પુરતાં માનથી તે બુઝર્ગ શેઠયાને શેકહેન્ડ માટે હાથ આપ્યો. જે પછી તે ત્યાંથી વીદાય થયો.

—:o:—

## પ્રકરણ ૫ મું.

—:o:—

ડાકટર લવજી વોલેસ-આજકાલ એક પ્રખ્યાત થઇ પડેલું નામ હતું.

નાનપણુમાંજ માતપીતાનું છત્ર ખોઇ બેઠેલા લવજીને તેની વડી બેહેન આલાંમાય અને બંધેવી મી૦ જમશેદ વેલાતીએ ઉછેર્યો હતો. જોકે કશી પણ ઝાઝી દેખરેખ નહીં છતાં નાનો ચંચળ લવજી અસલથીજ અભ્યાસ પાછળ જાતી મહેનતથી વધ્યો જતો ને આખરે આજે બે વરસ થયાં એક ફતેહમંદ ડોકટર તરીકે સારી મુંબઇ તેણે ગજાવી મુકી હતી.

બહોળી પ્રેકટીસ છતાં તે પોતાને એક ઉંડાં કરજમાં ગયલો સમજતો હતો અને બંધેવીના પોતા પાછળ ખરચાયલા પૈસા પુરેપુરા ભરી આપવામાં તે પોતાનું સ્વમાન સમજતો હતો. આવી પ્રખ્યાતી છતાં સાધારણ રીતે જોતાં તે એક તદન સાદો અને મગરૂરાઇના એક કતરા વગરનો દયાળુ ચેહેરાનો ટેકદાર ગ્રહસ્થ હતો. ગ્રાંટરોડની એક બેઠ્ઠી બંગલીનો પહેલો માળ મી૰ જમશેદ વેલાતી આલાંમાય અને તેવણુની નાની બુચી સહેરૂ સાથે ડાકટર લવજીને ઘણો પુરતો થઇ પડતો, જયારે નીચેનો આખો ખંડ લવજીના એક પ્રાઇવેટ ઓરડા સાથે દવાખાના માટે રાખ્યો હતો.

આજેબી લવજી નીચેના પોતાના પ્રાઇવેટ રૂમમાં એક સોફાપર અરડાતાં મોટી આળસ ખાતો કંઇ બડબડતો હતો.

"ગુડ-ગોડ !" તે એક જંગલી જેવી બરાડ મારી ઉઠયો. કંઇ નહીં સમજ પડે એવી રીતે તે લાંબી ફલાંગ મારતો, એમથી તેમ તે ઓરડામાં ચાલવા લાગ્યો.

કયાંથી યાદ હોય !-વીચારમાં કચડાઇ જતાં મગજને કયાંથી ધ્યાન હોય !

• તે પોતે 'રોદા-વીલા'માંથી કયારે બહાર પડયો, કીએ રસ્તે પોતે હંકરાવી લાવ્યો, કયારેકનો તે દવાખાનામાં આવીને ગોઠવાયો, ખોટી થયલાં ઘરાકોને શું શું ચીત્રી આપ્યું ? ને કયારેકનો તે સોફાપર અરડાયલો વીચારમાં ગુંગળાતો હતો તે બધાનું તેને બીલકુલ ધ્યાન હતું નહીં.

લગભગ બે કલાકના મોટા અરસામાં તેનું મગજ કાંઇ હજારો ને લખ્ખો જાતના જોરાવર વીચારોથી ચરી જતું હતું.

તેણે પાછી એક મોટી આળસ ખાધી ને ધમ કરતો પાછો સોફાપર પડયો.

"ત્રાઇફ્લ્સ ! વોટ નોનસન્સ ! !–એવા સુંદર ચહેરાઓ તો દુન્યામાં ઘણાએ પડયાછ; તેની મને શાની દરકાર કરવાની? મને ખુબસુરતી સાથ લાગેવળગેચ શું કે આય જાતની નબળાઇ હું દેખાડુંચ ? એક ડાકટર તરીકે મને વધારે મક્કમ મનનું માણસ થવું પડશે–હા થવુંજ જોઇએ !–તે હું થવશજ !" તેણે જોરથી પોતાની મુઠી ઠોકીને ધસી આવતા સેંકડો વીચારો ખંખેરી નાખવા પોતાનું ઉઘાડું રોનકદાર માથું જોરથી ધુણાવ્યું.

તે ઝપાટામાં ઉઠયો અને ટેબલપરથી એક વાંચવાની ચોપડી લઇ પાછો પડી વાંચવા મંડયો.

પણ નહીં!

બસ તેનું તેજ! તે ચોપડીના ઝીણા ટાઇપમાંથી જે તેની આંખમાં રમી રહેલો તોરવંતો ચહેરો તેની પોતાની સામે ત્વારી ધારીને જોતો અને હસતો તેને દેખાતો!

લવજી ! બહાદુર જવાન ! તારી કોશેષ ફોકટ છે. દીલમાં રગેરગથી પેસી ચુકેલું ઝેર ખેંચી કહાડવાનો તારો ફાંફો વ્યર્થ છે. તારી ધરફડી ઘેલી છે. ધસી આવતા દર્યાના મોજાઓ કોણથી અટકયાચ કે તું તેનાં ફાંફાં મારેચ ?

પાંચ મીનીટ ! દસ મીનીટ ! !

તેણે તે ચોપડી જોરથી ભોંયપર પટકી ! ! !

"હેવ ઇટ !" તે ગુસ્સાથી લાલ થયલો ઉઠી પાસેની બારી બહારના દેખાવમાં મન રોકવા લાગ્યો." મને એ કયું મેડનેસ લાગુ પડયુંચ. એક લખ્ખોપતી શેઠયાની એક પુરી

દીકરી, હા! હા! હા! તે કઠોર સાહદે હસ્યો "ને હું! હું! એક કોમન મેડીકલ મેન!" એક ઉંડો નીસાસો તેનાં મોહડાં બહાર નીકળી પડ્યો.

"ખુદા કોઇ દહાડો કદાચ એવોબી આપશે કે હું એ લોકની પંક્તીપર આવી ઉભો રહેવશ. પણ હાલ? હાલને કાજ તો એ છોકરીના એકજ તુચ્છકારથી હું કાંહનો કાંહ ઉડી જાઉં!" તે દલગીરીભર્યા વીચારની ગમગીનીમાં પાંચ આખી મીનીટ બીજી પસાર થઇ ગઇ.

"ગ્રેશયસ હેવન! મને આય શું થયું?" તે એક દુઃખ ભરી રીતે બોલી ઉઠ્યો. અને તેની અજાયબી તદન વાજબી હતી; કારણ કદી નહીં વહી રાખેલાં બે આંસુઓ તેની હમેશની કોરડી આંખોમાંથી આજે બેધડક ગબડી પડયાં હતાં! તેણે પોતાનો ચેહરો બેઉ હાથોમાં ઢાંકી દીધો।

"શું હવે હું કંઇબી કરી નહીંજ શકશ?...નહીં...નહીં." તે હવે પગ અફાલી જોરથી પાછો ચાલવા લાગ્યો. "હું મારામાં એવી નબળાઇ ખમી શકવાનો નથી. મારા દીલમાં જેબી કંઇ નવું જંગ ઉભું થયુંચ તેને કહીએ જા!...લવજી તારેથી કદી–કદી હારનાર નથી!" તેણે પાછી તે ભોંયપર પટકાઇ પડેલી ચોપડી ઉંચકી પખોડી, સરખી કરીને એકવાર પાછો ફરાગત પડી તે વાંચવા મંડ્યો.

લાગટ દસેક મીનીટ તેણે 'વાંચુચ'ના સખ્યારા સાથે પાનાં ફેરવ્યા કીધાં, પણ જ્યાં એક મધુર ચહેરો પુઠે લાગેલો ત્યાં તે કુચા જેવાં વાંચનપર કયાંથી ધ્યાન લાગે? તેણે ફરીફરીથી તેના તેજ પાનાં વાંચ્યાં, પણ આય તેની અકડવકડ જોતી

જાણે તેજ ગોલાબી છોકરી સામે ઠઠ્ઠાથી હસતી ઉભી હોય તેમ તેને લાગ્યું ! !

"બસ–બસ !" હું મારી જીંદગીમાં દરેક નબળાં મનનાં માણસને ધીકકારતો તોપણ હવે મને પોતાને ધીકકારવાની મારી વારી આવીચ. હું મારી મરજી મુજબ નહી વર્તુ તો આજ સુધી મને પોતાને મક્કમ વીચારનો સમજવામાં હું ફોકટ ખાંડ ખાતો હતો! હા, આખરે ત્યારે હુંબી એક બાનુના હાથ પર હારી ગયો. કેવો દુખભર્યો ખ્યાલ !

તેણે તે આખો દહાડો ને રાત બસ તેજ તેજ ને તેજ વીચારોમાં બેચેનીથી પુરી કીધી.

હવે બીજે દહાડે શેઠ ફીરોઝની મરજી માફક તેજ છટકામાં પાછું જવું કે, સદાનું ત્યજવાથી હાથ ઉઠાવવું–એ બે વીચારોથી તેનું મગજ ફરી આવ્યું.

પણ આખેરનો ઠરાવ શું !

ગમે તેવા ડાહયા ડાહયા વીચારો છતાં ડાકટર લવજી એકજ ઠરાવપર આવ્યો કે, 'જવું ખરૂંજ!' ને—

એકવાર તે મધુર ચેહેરો પાછો નીહાળવોબી ખરોજ ! નસીબ ! તારી એજમતી કરામતી શકતી સામે લાચારજ માનવી તે કયાં સુધી ટકી શકે ? કાળા માથાનો માનવી સર-જતને કાબુમાં રાખવાની ચાહે તેવી તુમાખી કાંય નહીં રાખે પણ સરજતના લેખ આગળ લવજી જેવા બહાદુર જીવો. તમારો ચારો શું ?

——:o:——

# પ્રકરણ ૬ ઠું.

—:o:—

ગંજાવર 'રોદા—વીલા' ના દરેક દસ્સાદાર ઓરડાઓમાં ત્ર્યાંડ વીલાનો ગંજાવર 'હોલ' પુર ભપકાથી શોભી રહયો હતો! ઉમદા આર્ટીફીશ્યલ શણગારથી તે હોલ દીપી રહયો હતો. બરાબર બોલ્યે તો 'રોદા—વીલા' ની બધી ખુબી એ હોલમાંજ સમાઇ ગયલી હતી. તેમાં થતી પાર્ટીઓ સાધારણ રીતે 'બ્લુ હોલ'ની પાર્ટી તરીકે ઓળખાતી હતી. એ નામ તેને બરાબર બંધ બેસ્તું હતું. કારણ તે હોલની દરેક નાની મોટી ચીજો બ્લુ રંગમાંજ દીપી નીકળી હતી. દરેક સોફાઓ, ખુરસીઓને બ્લુ સેટીનનાં કવરો આપી દીધાં હતાં. કરટનો, લેસો, ઝુમરો, એન્ટીમેકેસરો દરેકે દરેક ચીજ તે હોલમાં બ્લુ રંગમાંજ નજરે પડતી હતી!

આજે 'રોદા—વીલા'ની માનીતી પુતલી રોદાએ બે દહાડે પોતાનો પલંગ છોડી 'બ્લુ હોલ'માં આરામ લીધો. નજદીકમાંજ દારાં બેસીને કંઇ ટાહેલાં ચલાવી તે છોકરીનું મન વેરવાનો સખ્યારો લેતો હતો. એક નાકે શીરીન કંઇ ફેન્સી વર્ક ગુંથતી બેઠી હતી. ત્યારે તેના સુંદર સપસપ ચાલતા હાથોપર કુરબાન થતો ગોદરેઝ પાસે ઉભો ઉભો કંઇ કંઇ શબ્દો ધીમે ધીમે તેણીના કાનમાં નાખ્યો જતો હતો. ત્યારે શેઠ ફીરોઝ પંખો ખાતા પડી આ ચાર જુવાન જીવોના મનના વીચારો વાંચતા મુછમાં હસ્યા જતા હતા.

દરેક જણ પોતપોતાના કામમાં મશગુલ હતું તેટલાં ગોદરેઝ અચીંતો પુકારી ઉઠયો.

"ઓહ લેઓ ! વળી પેલો લવજી વોલેસ પાછો આવ્યો. કાકાજી 'રોદા–ભીલા'માં ઘડી ઘડી ઢેકેલા ખાવાનું એને શું કામ છે?"

રોદાના ગોરા ચહેરા પર ગુસ્સાનો ચચરાટ ચહડી આવ્યો તેણીએ બે પલ લાલ થયલે મોહડે આય તુમાખી જવાનને ટીકયો, ને હજુ તો કંઇબી બોલી કે તેની અગાઉ શેઠ ફીરોઝ બોલી પડયા.

"શટ અપ ગુડી ! મેં એને કહી મુકયુંચ કે રોજ 'રોદા-ભીલા'માં એકેકો ફેરો મારી જરા રોદાની ખબર લેતા રહેવું !"

"પણ રોદાને હવે શું છે જે એને નાહક તસ્દી આપવી!" તે જવાન સામો થયો.

"ને–ફીરોઝશાહ, રોદા પોતેબી કહેચ કે હવે એ તદન સારી કાની છે !" હયાં દારાંએ જલી જતે જીગરે ગોદરેઝને ટેકો આપ્યો.

"કંઇ ફીકર નહીં, જેબી હોય તે. હું એને રોજ આવવા કહી મુકયોચ–તમે લોકે મારી વચમાં જરાકબી પડવું નહીં." શેઠ ફીરોઝે તે બેઉ જવાનને ખખડાવી કહાડયા ને હજુ તો કંઇબી વધુ જવાબ તેઓ કરે તે અગાઉ તો ડાકટર લવજી વોલેસ હસ્તે મધુર ચેહરે સઉની સામે આવી ઉભો.

શેઠ ફીરોઝે ઘણી મમતાથી તેને પહેલી શેકહેન્ડ કીધી. જે પછી તરતજ તેની ચગોર આંખો તે ચારે દીવાલની આજુ-બાજુ એક ચોકસ ચહેરા માટે વીજળી વેગે ફરી વળી.

આહ !–આખરે નજર એક થઇ ખરી ! તેજ મધુર ચહે-રાએ હસ્તે મુખડે તેને નમન કીધું.

ગોદરેજે લગાર ભપકામાંજ શેકહેન્ડ કીધી પણ દારાં–તે

ના પાટલુનના ગજવામાં હાથ ખોસી બારી બહાર જોતાંજ ઉંડા વીચારમાં ઉભો રહયો. જે તેની ચાલ શેઠ ફીરોઝને જરા થઇને ગમી નહીં.

ડાકટર લવજી હવે મકકમ પગલે રોદા તરફ ગયો, તે વીચીત્ર આંખોમાંથી જાણે વાંચી ચુકી હોય તેમ રોદાએ પોતાનો હાથ તરતજ તે જવાન તબીબ ગમ ધર્યો. હા! નાડ તપાસવાની તે બે પળો ઘણી જલદી પસાર થઇ ગઇ.

"તદન બરાબર!" પુરતા માનથી તે હાથ છોડતાં હસી લવજી બોલ્યો—કે જેના જવાબમાં રોદાએ એક ધીમું 'થેંક યુ' કીધું.

"મને જોઇને ઘણી ખુશાલી લાગેચ કે બાનુ રોદાની તબીયત તદન સુધરી ગેઇચ." તે હવે શેઠ ફીરોઝ તરફ ફરી બોલ્યો આય વખત તેની નજર અંચીતી સુંદર શીરીન ગમ ફરી. આય કુદરતની કારીગીરીને એક પલ તેણે ખરે મને વખાણી પણ જ્યાં રોદાનો એજમતી ચહેરો તેનું આખું મગજ રોકી બેઠેલો ત્યાં શીરીનનો વીચાર એક પલથી વધુ વખત તેનું મગજ કેમ રોકી શકે?

"મારી રોદાની સુધરી ગયલી તબીયતને વડે હું તમારો એકલાનોજ આભારી છેઉં" શેઠ ફીરોઝે હસતે મહોડે જણાવ્યું અને 'પપા કહેચ તે ખરૂં છે,' કરી રોદાએ બાપને ટેકો આપ્યો.

આ સાંભળી તે પેલા બે ચીંગા જુવાન્યાઓ બારી બહાર જોતાં ઉભેલા ખરે મને કચવાયા!!

"ફીરોઝશાહ એને ઘણો તડપર ચહડાવેચ. આય છોકરીઓનાં દેખતાં એટલી બધી છુટ એવણેં એની સાથે લેવી નહીં જોઇએ." દારાંએ ગમગીન ગુસ્સાથી મત આપ્યું—

"હા–પછી ખરડયા પગ ગલીચા સુધી લાવે તો આપણુંને શું; એવણુ કોઇ વખત ઓવર એકટીંગપર જાયચ!" ગોદરેજે બી પોતાની નાખુશી ખુલ્લી જણાવી.

આય વેળા તેણે એક અછડતી નજર શીરીનપર નાખી. અરે, તેણીની ચલકતી આંખો તે જવાન તબીબપર ટીંગાયલી જોતાંજ તેને એવું થયું કે જો ચાલતું હોય તો આય નવા ચાઇખોરા છોકરાને એકજ સખત અપમાનથી હાંકી કહાડે.

હા, વીચારની શકતીબી પ્રબળ છે. જાણે આય જોરાવર વીચાર લવજીએ વાંચી દીધો હોય નેમ તે હવે ઉઠયો.

"હું ધારૂંચ કે મને તમુને ઘણો વખત ખોટી કરવાની કંઇ અગત નથી."

રોદાને આય જાતની તેની જવાની ઉતાવળ જરા થઇને ગમી નહીં. છતાં તે શરમાળ છોકરીએ કંઇબી બોલી દેખાડવાનું વાજબી ધાર્યું નહીં.

પણુ દીકરીની જગા બાપે રાખી શેઠ ફીરોઝે લવજીના હાથ માયાથી પકડયા ? થોભો ડાકટર વોલેસ; બીજી વખતની મુલાકાતે આવેલો પરોણો જરૂરજ મીત્ર કહેવાય–એટલા જલ્દી કાંહ સીધારોચ ? જરા 'રોદા–વીલા'ની પીકચર ગેલેરી તો જોવ. હું ધારૂંચ કે તે જોતાં તમે ખરેખર સંતોષ પામશો." શેઠ ફીરોઝે હસતાં જણાવ્યું.

"જરૂરજ મારા મહેરબાન 'રોદા–વીલા'ની પીકચર ગેલેરી જોવામાં હું મોટી મોજ લેવશ." તે જતો હવે થોભી ઉભો.

"ત્યારે તો ચાલો !" તેવણુ તે જવાનને સહ થોડાંક

પગલાં આગળ વધ્યા. રોદાને આય રીતે જલદીથી તે જવાનથી છુટું થવું ઘણું ભારી લાગ્યું. તેની ચમકતી પણ દલગીર આંખો તે જતા જવાન ગમ ટંગાઇ રહી હતી.

પણ તેટલાં—શેઠ ફીરોઝને કંઇ અચીતું યાદ આવી ગયું હોય તેમ તેવણ અચકી ઉભા.

"બરાબર! ઠીક યાદ આવ્યું, માફ કરજો ડાકટર વોલેસ પણ મને જરા મી૦ દારાં એશબરનર સાથે હમણા ઘણું અગત્યનું કામ છે. હું તમારી સાથે આવી નહીં શકશ, પણ ફીકર નહીં. મને લાગેછ કે મારી રોદા તમુને મારા કરતાં સરસ રીતે સમજણ આપશે." અહીં તેવણ તે સુંદર બેટી ગમ ફર્યા. "બેટા—જરા ડાકટર વોલેસને પીક્ચર ગેલેરી દેખડાવશો? અને બનતાં સુધી મારી ખોડ એવણને જાણવા ન દેતાં."

"વારૂજી!" ના એક મીઠા જવાબ સાથે તે છોકરી કંઇ અજબ શકિતથી ઉલટમાં આવી ઉભી થઇ, ને બીજી બે સેકંડમાં તો તે જવાન નબીબ સાથે સરખી હરોળમાં ચાલતી થઇ.

આહ! તે જતા બે જીવોની પાછળ કેટલી બધી આંખો ટીંગાયલી હતી તેની તે લોકને કાંહથી ખબર હોય? દારાંનો આય વેળાનો ઘણો ગમગીન ચહેરો જોતાં ગોદરેજ ધીમે પગલે શેઠ ફીરોઝ તરફ વળ્યો.

"કાકાજી તમુને દારાં સાથે કામ છે તો હું ને શીરીનબી ગેલેરીમાં એ લોકની સાથે કંપની થઇએ? ચાલ શીરીન." હજુર તો તેવણ તરફથી જવાબ મળે તે અગાઉ તેણે ફરવા માંડયું.

"નહીં—નહીં થોભ ! દારાં સાથે મને જરા તારી સલાહ-નીબી અગત છે. ગમે તો દીકરા શીરીન તું રોદા સાથે જા." આ ધરતીકંપ જેવા જવાબથી ગોદરેજનું કોઠું જોવાજોગ બની ગીયું !

"નહીં, કાકાજી મારા વગર શીરીનને એકલું જવા નથી ગમતું. જા, શીરાં તું તારા ઓરડામાંજ જા." આય તેના માસાજીના દેખતાં દીધેલા સુફીયાણા જવાબથી શરમથી શીરીનનો ચહેરો લાલ થઇ આયો અને આય ફેરફારનું કારણ જુદુંજ માની શેઠ ફીરોઝ ખુલ્લે મોટે સાદે હસી પડયા.

આ હસવાથી તોં શીરીનને ઘણું ભારી પડી ગીયું ને તેણી તુરતજ ઉઠી ને એક હરણીની માફક ત્યાંથી ચપળ પગલે ચાલી ગઇ.

## પ્રકરણ ૭ મું.

—:૦:—

જરા રંગ તો જુઓ ! પીકચર ગેલેરીમાં ગવલા પેલા બે જવાન જીવો તરફ ડોકું તો કરો ?

ગઇ કાલની ભયંકર તાસવીસ પછી એકવાર પાછું તેજ છોકરી સાથે એકલું પડવું એ લવજી વોલેસને માટે એક મુશકેલ વાત થઇ પડી.

રોદાની રૂપેરી આંગળીની ઇધાણીઓથી અને મીઠા અવા-જથી તે દરેક ઉમદા હુન્નરની ગંજાવર છબીઓ એકેક પછી જોતો રહયો. પણ હયાં આવ્યાને લાગટ અર્ધો કલાક થયો તો

તે કંઇબી બોલી શકયો હતો નહીં, પણ ખંધી રોદાને એવા સુન્ના જેવી તક એમ ફોકટની ગુમાવવા ગમી નહીં.

"કેમ ડાકટર વોલેસ અમારી ગેલેરી તમુને પસંદ પડી કે?" આખરે વાટ જોઇને તેણે હસીને સવાલ કીધો.

"એકસલંટ! એવી ઉમદા કારીગીરી મને દેખાડવાની જે તમે તસ્દી લીધીચ તેને માટે હું તમારો ઘણો આભારી છેઉં."

"એ શું બોલોચ? જો કાલે તમે મને એટલી કાળજીથી સારી કીધી તોજ આજે હું ઉભી થઇ શકીની? ડાકટર વોલેસ તમે મારા નહીં પણ હું તમારી આભારી છેઉં!" એમ બોલી તેણી હસી પડી.

"કેવો ફરક! જયાં જાય ત્યાં બધા તો એમજ કહેચ કે રોદા ખુશરો બહેરામ એક મગરૂર, તુમાખી, તદન ગંભીર. ને હંમેશની દમામી છોકરી છે ને આય તો દરેક શબ્દ શબ્દમાં ધરૂજતું સુરીલું હસ્તું દેખાઇ આવેચ!" ડાકટર લવજીએ ઉપલાં વમાસણમાં પડતાં ગાલમાં ખાડા પાડી હસ્તી તે છોકરી ગમ જોયું. "ગરીબ બીચારી!—દુન્યાના લોક કેવા નીંદાખોર છે?"

"પણ ડાકટર વોલેસ, હું કાલે પપા ડીયરથી સાંભળી ઘણીજ ખુશી છેઉં કે અમારા ફેમીલી ડાકટર હવેથી તમે નેમાયાંચ—કેવું ખુશાલીભર્યું!"

તે જવાને એના જવાબમાં ખુશાલીથી ઉભરા જતાં જીગરે એક હસ્તું નમન કીધું—"થેંકયું."

"અમારા ડાકટર પીટરસનબી ઘણા કાબેલ ને કાળજી-વાળા હતા પણ મને તેવણની એક ખામી બીલકુલ નહીં ગમતીતી" તેણીએ લગાર નેણ ફેરવી ચલાવ્યું. "ઘણી નાલાયક ખામી!"

"તે શું!" આય મીઠા હલકમાં ઘણો 'ઇનટરેસ્ટ' લેતાં લવજીએ આતુરતાથી સવાલ નાખયો.

"એવણનામાં એક મોટી એબ એ હતી કે હમેશ એવણ ધપધપ્યા કલાસને નમી પડતા, પણ ગરીબ પેશટોપર એવણને આટલી દરકાર નહીં—"

"પીટી"—લવજી ખરા જુસ્સાથી બોલી પડયા.

"ને આડે દહાડે એક વખત કેથે ગરીબોની ચોલમાં ફેરો મારી મારે લાયકની કંઇ કંઇ મદદ આપું તો તેમાંબી એવણ મારા કઝીન ગોદરેજને મીઠે દારાં એશબરનર સાથે મળી જઇ મારા તરેહવાર ચેસ્ટા કરીને એવાં ચેટક છોડી દેવા અણીખના તારા તોડે. શું ધારોચ, ડાકટર વોલેસ, તેથી શું હું હારી ખાઇ ગઇ હોઇશ? નહીં. મે એ ત્રણે જણને ખુબ હંફાવ્યાંચ—તેણી પમરતા રૂમાલનો ડુચો મોહડે મારી ખડખડ હસવા લાગી જે ખરૂં છે તે કેહુંચ. મને ગરીબો તરફ જેટલી માયા ને દીલ છે તેથી ચાર ઘણો તુમાખી નવંગરોપર મને ધિકકાર છે! બસ એ લોક પોતાના મનમાં એમજ રાઇ રાખીને ફરેચ, કે ગરીબોને ધિકારવાને વાસ્તેજ ખોદાયજીએ એ લોકને સરજ્યાં!

"ડાકટર વોલેસ તમે પેલી ચાલીમાં રહેતી આલુ અવાસ્યાને ઓળખોચ કે? મને તે બીચારીનું ઘણું લાગી આવે છે. હું હમેશ તેને તાંહ જાઉંચ કે બીચારીનાં છ નાચાર બચ્ચાંઓને ખાવા પહેરવાની મદદ કરી મારા જીવને ખુશ કરૂંચ."

"હું ઘણો ખુશી છેઉં, બાનુ રોદા કે તમે એવા એક

બાઇને મદદ આપોચ–મદદ કરવા લાયકનો એ એક ખરેખરો કેસ છે!"

"શું ડાકટર તમે તે બાઇને ઓળખોચ?" તેણીએ અજાયબીથી પુછ્યું?—

"હા, થોડોક વખત થયોજ હું તેવણને ઓળખુંચ. ગઇ કાલેબી તમારે વરે મને પહેલો કોલ આયો છતાં મારાં એ ગરીબ પેશંટના કોલપર હું પહેલો દોડયો. બીચારી ઘણી ખરાબ ગુંચમાં ગુંગળાતીતી મને ત્યાં અર્ધો કલાક ખોટી રહેવું પડયું ને પછીજ હું અહીં આવી શકયો.

"હું તમારી આ વાત સાંભળી ઘણી ખુશી છઉં. મને જોયા પછી ત્યાં ગયલા હું તમુને સાંભળતે તો ખચ્ચીત હું તમારે વરે કંઇ જુદુંજ મત બાંધતે" તેણીએ કંઇ અજબ જાતનાં નેણથી તે જવાન ગમ જોયું ને તે ચારે આંખો એક થઇ.

આહ! ડાકટર લવજીનો ચેહેરો ખુશાલીને મારે ખીલી રહયો.

બસ–બસ–તે ગોલાબી છોકરી લખ્ખોપતી શેઠયાની એક પુરી દીકરી થઇ તો શું થયું? આય ભપકાબંધ 'રોદા–વીલા'ની માલેકજ થઇ તો શું થયું? તેનું તુમાખી માથું ઘડી ઘડી તોરમાં ઉંચકાયા કરેચ તો શું થયું? તેનો સુંદર ચેહેરો જરાક જરાકમાં ગંભીરબી થાય તો શું થયું? પણ આય એકજ નજરમાં શું નથી વંચાતું?

બે પળ લવજીએ તે વાંચી દીધું હોય તેમ મોહડું મલકાવ્યું!!

"તમારા ઉમદા દીલને હું ખરેખર વખાણુંચ!" તે બોલી. "બાનુ રોદા–ડાકટરનો ધંધો એક માણસને વરે ઘણો ઉમદા રસ્તો છે. તે એક માણસને જેમ બહેસ્તનો બાગ દેખાડેચ તેમ

વળી એ ધંધામાં દોજખીમાં દોજખી રસ્તોથી પકડાઇ શકાયચ. મેં મારા ધંધાની શરૂઆતથીજ ઠરાવ કીધોચ કે ઉંચી રીતે રહેવા, ખાવા મારે એ ધંધો કરવો નથી. પૈસાની લાલચ એ પ્રોફેશનમાં રાખવી હું ઘણું ગુનાહભર્યું ધારૂંચ." તે વધારે ઉશ્કેરાતાં બોલ્યો. "ગમે તો તમે મને ચકાસેલો કહો કે ગમે તે કહો પણ હું એ ચીજને એવો તો માનનારો છઉં કે હું પોતાને ભુખે મારીનેબી,બીજાંને મદદ કરવા હંમેશ તઇયાર રહુચ!"

"હું એ જાતના તમારા જુસ્સાને ખરે દીલે વખાણું છું!" તે ઉમદા જવાનથી દંગ થતાં તેણીએ પોતાના રાતા હોઠો પીસ્યા.

"હું એ જાતની ઉલટમાં કોઇ કોઇ વખત તો એવો આવી જાઉંચ કે ચોકકસ કેસીસમાં દહાડો ને રાત એકસરખી ઉંઘ ભુખ વગર જાયચ તેબી મને માલમ નથી પડતાં હું ખરે જીગરે ઇચ્છુંચ કે એક દહાડો ખુદા મને એવો આપે કે મારી જીંદગી હું બીજાને વાસ્તે આપું !"

"હાં–કોઇ બીજો જીવ તે મગરૂર છોકરીને ઉપલું બોલવું સંભળાવતે તો તેણી તેને રોકડા જવાબોથી ધોઇ નાખતે. પણ ડાકટર લવજી વોલેસ! એક સ્વતંત્ર સુધો જવાન! તેની તરફનું ઉપલું તદન ખાલેસ જીગરનું બોલવું સાંભળતાં ઠોકાતા જીગરે રોદાએ ફરીથી તે જવાનની ચમકતી આંખો તરફ ટીકયું.

હા, જે લખાણુ ગઇ વખતે લવજીના વાંચવામાં આવ્યું તેજ લખાણુ આય વખત રોદાએ તે જવાનની ચમકતી આંખોમાં વાંચી લીધું!

——:o:——

# પ્રકરણુ ૮ જુ.

—:o:—

આય તરફ પીકચર ગેલેરીમાં રોદા જ્યારે ખુશાલીથી ઠોકાઇ જતાં દીલે લવજી સાથે ગુસગુસ કરવામાં રોકાઇ હતી. ત્યારે શીરીન–આહ. તે મીઠી પ્યારી છોકરીનો ગમ વાંચનાર તમે શહેલથી સમજી શકશો.

કોઇનેબી કદી નહીં ચાહવાના મકકમ ઠરાવપર મુસ્તકીમ રહેલી આ છોકરીનું નાજુક જીગર–નહીં! નહીં! જે આજે બે દહાડા થયા આખરે એક ચહેરાથી મહાત થયું. ડાકટર લવજીનું 'રોદા–વીલા'માં આવતુંજ જાણે હંમેશની શાંત શીરીનને એક સંતાપજનક થવા લાગ્યું હતું.

અરેરે! એક તો ખુબસુરત હરીફ રોદાને તેજ વ્હાલા જીવ સાથે ચાલી જતી જોતાં તેની છાતી ચીરઇ જતી ત્યાં ગોદરેઝનું બોલવું ને શેઠ ફીરોઝનું હસવું તે શાંત છોકરીને ઘણું કારી લાગ્યું.

પોતાના ઓરડામાં દાખલ થતાંજ પીઠેથીજ બારણાંને અલગુ અફાળી તેણીએ હાથમાંનું ગુંથણુ કામ એક બાજુ પટકીં નાખ્યું.

અરે–એક તદન હારી ખાઇ બેઠેલી તે સોફાપર પડેલી છોકરી–એક ખરેખર દયા લાયક ચીત્ર હતું!

કંઇ નહીં ખમી શકતા જુસ્સાથી તેણીએ પોતાના રૂમાલનો કુચો મહોડામાં દાબી એક નીર્દોષ બચ્ચાં માફક એક જોરાવર રડવું રડી દીધું.

દસ મીનીટ !

અને તે છોકરીનું દુઃખ અને નીરાસાથી ઉભરી આવેલું દીલ તે રડવાથી આખરે ખાલી થયું.

એક બે મીનીટ તેણી ચુપ રહી કે પાછું ચાલ્યું !!

"મારો ગરીબ ગુડી! એ મને કેવો ચાહેચ? આજે વરસો થયાં એને હું ચાહવા માંગુચ? પણ નહીં, ઘેલું દીલ માનતું નથી અરે, પણ નહીં. જો મારા જેવાજ જોરાવર પ્યારથી રોદા એ છોકરાને ચાહતી હોય તો મને તેમાં નડતર નાખવામાં લાભ શું? જે સુખ હું એ છોકરાને આપી શકું તેના કરતાં જ્યાદા સુખ રોદા જેવી બઇરી મેળવતાં એ મેળવતો હોય તો એઉના સુખમાં ફાંચડ મારવા કરતાં મોત વધારે પસંદ કરવાજોગ છે. એકેક કરતાં બબે જીવોની ખુશાલી ખાતર મારી ખુશાલીનો મારા સુખનો બલ્કે–હા–મારી જીંદગીભર આખાં ભવીશનો હું ભોગ આપું નહીં ત્યાંસુધી મારૂં નામ શીરીન તીરંદાઝ નહીં.

"હા–હા"–તેણી હવે પગ ઠોકી ઉભી થઇ. "લવજી તેં રોદાની ધુંઇમાં મારી ગમ બે પળ નજર નાંખવાનીબી દરકાર રાખી નથી. ખેર પણ આહ–અત્યાર સુધીનું આ મારાં વેરાન પડેલાં જીગરમાં જે પ્યારનું ફળ વાવ્યુંચ તે હું તારીજ યાદમાં ઉધારી ફકત તારી ને તારા સુખનીજ ખુશાલીમાં તેને હંમેશને વડે મરવા દેવશ. લવજી, તુંને ચાહનારો આય જીવ હવે દુન્યામાં તદન લુખ્ખો સુકો જીવશે. છતાં સદા તારીજ ફતેહમાં, તારાંજ સુખમાં ને તારીજ ખુશાલીમાં મથી મારી બાકીની જીંદગી પુરી કરીશ–ઓ દાદાર ! તું સદા મારો નેગેહબાન થજે, અને આ મારા ઠેડાવપર સાચ્ચી રહેવામાં મને મદદગાર થજે !"

તે ખાલેશ જીગરની ઉંડી લાગણીની તે ઉમદા ઇચ્છા તે દાદગરે સાંભળી હશે કે? તે આપણે આગળ વાંચતાં જાણશું.

બીજી થોડીક મીનીટમાં તો તેણી રડતાં ગુલાબી થઇ આવેલું મોહડું ધોઇ દાવી ઠીકી થઇ. એકવાર ફરીથી પોતાનું કામ હાથમાં લઇ કામે મંડી.

બીજી બે પળ એકાંત ગઇ હશે તેટલાં શીરીન !–શીરીન !! એક મીઠો અવાજ તેણીને કાને પડયો. તે સાદ તેણીએ તુરત પારખ્યો. હજુ તો તે પોતાનું કામ મુકી ઉઠે તે અગાઉ તો તે નાજુક પરદો ખસેડી રોદા હસ્તે ચહેરે ઉંબરપર આવી ઉભી.

"શીરીન અંદર અવાય કે?"

"રોદા–ઘેલા ના કહાડ. મારા ગરીબડા ઓરડામાં આવવાની તુને કોઇબી વખતે રજા છે." તેણીએ બેઠાં બેઠાંજ હસીને કહયું.

"પણ શીરીન આજે હું કંઇ એખલી નથી મારી સાથે એક જણ બીજુંબી છે!"–ખીખીખીખી હસ્તાં તેણીએ પછવાડે જોયું. તેણી ઉંબરપરજ ઉભી રહી સવાલ જવાબ કરતી હોવાથી શીરીન તેણીની પાછળનું કંઇ પણ જોઇ શકતી નહી.

હા !–એક જોરાવર આંચકો શીરીનના ભેજામાંથી પસાર થઇ ગીયો–બીજું ! બીજું ! કોણ–રોદા સાથે બીજું કોણ હોય? અરે તેણીનું ધોયલું ધાયલું ખુશ મોહડું વરી પાછું ફીકકું ફચક મારી ગીયું. તેણીનો દમ એટલો તો જલદી ચાલતો હતો કે તેણી કંઇ પણ બોલી ચાલી શકી નહીં.

"શીરીન, ખરી રજા તો આપ એવણ આપણા ડાકટર વોલેસ પુછાવેચ હીહીહી" રોદા હવે ઉંબરપરથી ખસી અને

શીરીનના ઉઠી જતા જીવે લવજી તેણીની સામે હસ્તે ચેહરે આવી ઉભો.

હાયરે કીસમત! નહી—નહી ને કેવી પળે તે જવાન આય તવળતી આંખોની સામે આવી ઉભો!! ખરેખર કીસમત તે રાંક પ્યારી છોકરીના ઠઠ કરતુંજ તેણીને લાગું?—જાણે તેણીના કાતીલ દુઃખપર ડામ દેવાજ તે જવાન તે હરીફ ખુબસુરતી સાથે હસી હસી તેણીજ સામે દાખલ થયો.

ચાદર જેવા સફેદ મારી ગયલા ચહેરાએ મકકમ પગલે તે છોકરી ધીરેથી બે પગલાં આગળ આવી. અને બીજીજ પળે લવજીએં તેણીના માનમાં પોતાની ડોકી ગ્રેસફુલી નીચે નમાવી 'બાઉ' કીધું.

અરેરે સંરજત! જે પળે તે ખયાલો તેનું દીલ વીંધી નાંખતું હતું તેજ પળે તેજ હસ્તા ચેહરાનો ચીતાર આંખો સામે? કેવો અજબ સંજોગ!! એક રાંક નીરાસ થયલાં જીગર પર કેવો અજબ ફટકો!!

એકજ બીજી પળમાં તે છોકરીએ પોતાના રાતા હોઠો પીસી નાંખી એક મકકમ ઠરાવ જીગરમાંથી પસાર કીધો, કે ગમે તેવું થાય તોબી આય વ્હાલા જવાનને તેણીના જીગરનો ભેદ જાણવા દેવો નહી.

તેણીના હોઠ ફરફર ધરૂજી જતા હતા છતાં દાંત્યા પીસી તેણીએ તે જવાનને ધીમેથી "આવોજી" કહયું.

"શીરીન એ તું આજે એવી ગુગસઉગસ જેવી શું થઇ ગઇ? મરે જરા અમુને જોઇને હસ્તો ખરી. જાજા, એમ સુનું બાવરૂં શાનું થઇ જવાનું? ચાલ, હું ડાકટર વોલેસ સાથે તુંને

ઓળખાણ કરાઉં! જોની અમે લોક પીક્ચર ગેલેરીમાં વાત કરતાંતાં તેટલાં એવણ મને હલ્લું રહીને પુછેચ કે પેલાં બીજાં લેડી છે તેવણ કોણ? ઘણાં ક્વાયત લાગેચ તારી મુંગી રીત-ભાતથીબી એવણે તારા ઉમદા ગુણો બધા પારખયાચ."

આય સાંભળતાં સાંભળતાં તે છોકરીનું હઇયું ખુશીથી ઉડી ઉડી જતું હતું! શું આડકત્રી રીતે રોદા આગળ તેણીની તારીફ કરવામાં તેની કંઇ મતલબ હશે? શું રોદા કરતાં મારી કીંમત તે વધારે આંકનો હશે?

એક જોરાવર કોષેશથી તેણીએ તે જવાન આગળ શેક-હેંડ માટે હાથ ઉંચકવા કીધો પણ યા ખુદા કંઇ અજબ શકિતથી તેણી જકડપકડ થઇ ગઇ હતી! તેણીની ગમે એવી કોષેશ છતાં તેણી નહીં હાથ હીલવી શકી કે નહી વે ઉડી જતા હોઠોથી કાંઇબી બોલી શકી.

જો ડાકટર લવજી હમણાં એકલો હતે, તેણે મેડ કરી નાંખતી તે તેજીદાર ખુબસુરતીની રોદા તેની પાસે હાજર નહીં હતે, તેની નજર અને બધું ધક ધ્યાન તે વીચીત્ર છોકરીએ રોકી લીધું નહી હતે.

તે ચંચળ જુવાન આય છોકરીની આવી અસાધારણ ચાલથી તુરત એક લેહજામાં તેની ખરી મતલબ પામી જતે. પણ અરે, રોદાની હાજરીમાં આય બેબાકલો જવાન બીજા-ઓની તપાસમાં તદનજ બેદરકાર હતો.

"જોવ ડાકટર વેલેસ, એવણ મીસ શીરીન બહમન તીરંદાઝ મારાં માસીના છોકરી. શીરીન તું તો એવણને આપરા ફેમીલી ડાકટર તરીકે ઓળખી ચુકીચ, કેમ!" આખરે વાટ

જોઇ જોઇ રોદાએ તે બંનેને ઓળખાણ કરાવી અને ઓ ખુદા! જીવપર ખેડી શીરીને તે જવાનના કબજામાં પોતાના ધ્રુજી જતા હાથ મુકયા.

હાયરે—હઇયાં તારી કદર કયાં રહી!!

રોદા હળવે રહી આ જવાન સાથે તેણીની ઓળખાણ કરાવતી હતી, પણ અરે તેણીનું નાજુક જીગર ઉડતાલીસ કલાક થયાં તે જીવની ઓળખાણમાં દર પળે ઉંડાણથી કોતરાઇ જતું હતું. તેનીજ યાદમાં તેણીનું નાજુક ભેજું ચરીચસી જતું હતું, તે બધાની કોણને ખબર હતી?

"મીસ શીરીન તીરંદાઝ હું તમુને જોઇને ઘણો ખુશી છેઉં ને તમારી સાથે ઓળખાણ પડાવવા માટે તેટલોજ હું બાનુ રોદાનોબી આભારી છેઉં." લવજીએ હસ્તા ચેહરાએ એક શેકહેંડ સાથે તે છોકરીને કહી સંભળાવ્યું. "ને મીસ તીરંદાઝ, મને આશા છે કે આજના ઇનટ્રોડકશનથી તમે પોતેબી ખુશીજ હશો."

કેવો ગેરઇનસાફ!

આય જવાન તે દુ:ખી જીગરને કેવો બેઢંગો સવાલ કરતો હતો? હજી તો 'ખુશી હશો' તે સવાલ પુછવાનો જે જબરદસ્ત ઠેડાવ જીવપર ખેડી કરી ચુકી હતી, તેની તે બેકદર જવાનને કયાંથીજ ખબર હોય.

"જરૂરજ; ડાકટર વોલેસ તમારા જેવા એક કાબેલ તબીબ સાથની ઓળખાણથી હું મને પોતાને ઘણી નશીબવંતી સમજુય!" એક જબરી કોશેશથી તે એટલા બોલ બોલી શકી.

પણ અરે કેવા મોટા ભોગે તે એટલું બોલી શકી? તે

હોઠો ફફડફડ ઉડી જતા હતા. તેણીને લાગ્યું કે જે ઘડી જાયચ તેમાં તેણી ઢગલો થઇ તુટી પડવાની. અરે કેવું તેણીએ ઇચ્છયું કે સામે ઉભેલાં તે બેઉ જણા જેમ બને તેમ જલ્દી તેની નજરથી દુર થાય–પણ નહીં!

તેણીની શુધ્ધ સુફેદાઇ અને ઉડી જતા હોઠો લવજીની ડાકટરી ચશમોથી છટકી શકી નહીં.

"આનુ રોદા–જલદી કરો! એવણુને પકડો. અરરર, એવણ બેશુધ"–ને લવજી હજુર તો અધુરો વાકય પુરો કરે તે અગાઉ તો રોદાનાં આડા કીધેલા હાથપર તે મનોહર છોકરી ઢગલો થઇને પડી!

——:o:——

## પ્રકરણ ૯ મું.

—:o:—

આજે શેઠ ફીરોઝે કરેલી ગારડન–પારટીથી 'રોદા–વીલા' તેના પુર બહારમાં દીપી નીકળ્યો હતો. એ પાર્ટીમાં ડાકટર લવજી ને શેઠ ફીરોઝે ખાસ ઇજન કર્યું હતું, કારણકે તેવણુની મકસદ એ ભલા તબીબને પોતાના જેવા મોટા ખાંચરામાં ઇનટ્રોડયુસ કરી આગળ વધારવાની હતી અને પોતાના પીતાની એ ખાહેશ તરફ રોદાની પુરણ દીલસોજી હતી.

'બ્લુ હોલ' આજે પોતાના ખરા બહારમાં ઉગી નીકળ્યો હતો! ઉંચા સુગંધી ફુલોથી હોલ બહેક બેહેક થઇ રહયો હતો. જબરદસ્ત કીમતી તખતાઓમાંથી બધાના આકારોના પાછા પડતા દેખાવથી 'બ્લુ હોલ'ને બહાર આજે અઉર ચમતકારીક દીસતો હતો. દોલની રાણી પોતેબી આજે ખુલ્લા બલુ દરેસ-

સમાંજ સજ થઇ હતી. આવ્યાં જતાં પરોણાઓને પોતાના માનીતા દમામી તોરથી આવકાર દેતી તેણી દરવાજામાંજ ઉભી હતી.

થોડાજ વખતમાં તેણીની આંખો એક આકારપર ચીટકી. આહ! દરેક જણ પોતપોતાની ઓળખાણમાં એનજોય કરતાં હતાં, પણ તે આકાર રોદાએ જોયું કે તદન એકલોજ ઉભો રહી ખુદ તેણીને પોતાનેજ શાંતીથી ટીકતો એકાંતમાં ઉભો હતો. આ—! કુદરતીજ તે ચહેરો જોતાંવાર તેણીથી એક મીઠું હસતું નમન થઇ ગયું.

બસ! આય ઉત્તેજન સાથે લવજી ત્યાં વધુવાર થોભી શકયો નહીં. તે કાંઇ અણદીઠ શકિતથી ધીમે પગલે તેણીની સામે આવી ઉભો.

"ડાકટર વોલેસ હું તમુને જોઇને ઘણી ખુશ છેઉં," તેણીએ હસીને જણાવ્યું. "પણ કેથે ખાભઇ ના જતાં હં? મને જરા તમારી સાથે કામ છે."

ઓ, કેવી ખુશાલી! સઉથી વહાલી પુતળી મહોડે ચહડીને તેને ખોટી રહેવા કહે "જરા કામ છે!" એવો સુખી સંસારો નાખે એ વખત લવજી માટે કેટલી હદ સુધીનો સુખ ભર્યો થયો હશે તે વીચારવું સહેલ છે. આશામાં ઘેલાં થઇ જતાં દીલે જોસભર ઠોકતાં જીગરે તે હજુ તો વધારે કંઇબી પુછે તે અગાઉ તો તેજ છોકરી હસતી બોલી ઉઠી.

"ડાકટર વોલેસ, આજે હું તમારી સાથે મારી કેટલીક પ્રીતી—ફ્રેનડસો સાથે ઓળખાણ કરાવવાની છેઉં," તેણીએ તેને ધારી ધારીને ટીકયો. તે ખંધી છોકરી આય જવાનનો ખુલ્લો કચવાટ જોતાં ખરે મને રાજી થઇ.

"બાનું રોદા, હું તમારો ઘણો આભાર માનુંચ કે તમે મને એવા ઉંચાં માનને લાયકનો ધાર્યો, પણ મને તમારી સુંદર સાહેલીઓ સાથે ઓળખાણ પાડવાની કંઇ હોંસ નથી."

આ જોસ્સાભર્યાં વાકયોથી તે છોકરીએ ચકીત થઇને તે શુધ્ધ ગ્રહસ્થ ગમ બે પળ જોયા કીધું. આખરે તેણીએ હાથે કરી જાણે દલગીર થઇ હોય તેમ દેખાડયું.

"ડાકટર વોલેસ જો એમ હતું તો તમે આજે પાર્ટીમાં કાંય આયા? આય તમારા જવાબથી હું તો ઘણી દલગીર થઇ ગેઇ ચ!"

"બાનું રોદા આજે અહિં હું જે મોટા હર્ખથી ખેંચઇ આયોચ તે ફકત 'રોદા-વીલા'ની સઉથી મધુર ચીજને નીહાહાલવાજ! તેથી વધારે કંઇ વીચારવા મારા મગજને રોકી શકતો નથી." તેણે હીંમતથી આટલું બોલી દઇ તે છોકરીની આંખ તપાસી. એક આવા બાદશાહી ઠાઠની છોકરીને તે આટલું સંભળાવવામાં ખોટો હતો કે કેમ, તેની તપાસમાં તેણે કંઇક ફીકરથીં તે ચેહેરો તપાસ્યો.

પણ તે છોકરીએ તો પોતાની નજર જરાકબી ગુસ્સા વગર મીઠાસથી નીચે નાખી દીધી. "ડાકટર વોલેસ તમે ઘણા મોટા મોટા બોલો બોલોચ હં!"

"બાનુ રોદા હું ગમે તેવા ભારી બોલો બોલું તોબી ખરૂં માનજો કે મારા વીચારો હું કદીબી મારી જબાનથી દર્શાવી શકશ નહીં!"

"ચાલો વારૂં-તમુને કંઇ ગાયનનો શોખ કે!" જાણે કંઇ સમજી નહીં હોય તેમ તેણીએ વાત ફેરવી નાંખી.

"હા. ગાયનમાં હું ઇંગ્લીશ સોંગ્સને સારો ઇનસાફ આપી શકુંચ." આય ફેરવાઇ ગયલી બાબદથી લગાર નીરાશ થતાં તેણે ધીમો જવાબ વાળ્યો.

"ઓ તારે તો ઘણીજ ખુશાલી. મારી સાથે આજે એક સોંગ તમે ગાશોની !"

"જો મને તે આવડતું હોશે તો જરૂરજ."

"જો તમારી સાથે ગાવાનું, હોય તો હું મીસ બરકનું પેલું જગ-જાણીતું 'ધી મીસ્ટીરવસ હાર્ટ'નું ગાયન વધારે પસંદ કરશ-તમુને તે આવડેચની ?"

"હા-ઘણી સારી રીતે!" તે ટુંકમાંજ બોલ્યો; કારણ કંઇ કચડી નાખતા વીચારોમાં તેનું મગજ હરખથી દબાઇ દબાઇ જતું હતું. આહ! તે ગાયનની લીટીઓ તે પોતાનાં મનમાં પટપટી ગયો કે જેમાં લાઇને લાઇન એક છોકરી પોતાનાં જીગરનો જોરાવર પ્યાર જાહેર કરતી હતી. શું આ ગીત ગાવામાં ને તેબી આવી ગંજાવર દહની આગળ ગાવામાં તેણીની કંઇ મતલબ હશે? શું એમ કરી તેણી પોતાનો પ્યાર જાહેર કરતી હશે ? તેવા હજારો વીચારોમાં કયાં સુધી તે દબાતે પણ ફરીથી તેજ છોકરીએ તેની ગાફેલીમાંથી તેને જગાડયો.

ઘણો ખરો મારો ગાયનનો સાથી દારાં થાયચ, પણ આજની પાર્ટીમાં મારી ખાત્રી છે કે એનાં કરતાં તમે મને ઘણેજ વધારે સારી રીતે ઇનસાફ આપશો. તમારી સાથે ગાયન ગાવા મને ઘણુંજ ગમશે; પણ જો, વરી ચાલો ડાકટર વોલેસ, મને મારી ઘણી નહીં તો-થોડીક ખાસ ફ્રેન્ડસો સાથે તમારી ઓળખાણ કરવા દેવો !"

"નહીં-નહીં! બાનુ રોદા, મારી આંખમાં જે એક

છોકરીએ છાપ માર્યેચ તેના સીવાય બીજા ચહેરાઓમાં હું મારી એકબી પળ ફોકટ ગુમાવવા માગતો નથી. બાનુ રોદા, મહેરબાનીકરી મજાહને વહેંચી નાં નાખો. હું તમારી સાથે ગાયન ગાવાનો છેઉં, એ અદભુત ખુશાલીનાં ખ્યાલમાંજ મને મજાહ લેવા દેઓ!"

તેજ વખતે રોદાને કોઇ નવાં પરોણાને આવકાર આપવા તે જવાનને છોડી જવો પડયો. ને લખ્ખો વીચારોમાં લીન યતો લવજી એકવાર પાછો એકલો પડયો.

શું ખરેખર હું 'રોદા–વીલા'માંજ છેઉં કે! ને તેબી આવા એક પરસ્તાન જેવા 'બ્લુ હોલ'ની પાર્ટી વખતે! વળી તેથાબી વધારે તે સુંદર હોલની રાણી સાથે મને દોસ્તીબી ચડી! તેબી કેવી? જે કોઇ તરફ ઝાંખી જાય નહિ તે મારી સાથે કેવી હસી હસીને વાત કરે–તે વાતમાંબી શું!–વરી દારાં ઓશબરન જેવા એક પંકાયલા લખોપતી બેરીસ્ટરને બાજુ કરીને મને પોતાના ગાયનમાં જોડયો બનાવે–તેબી આવી ગંજાવર એરીસ્તોકેટીક ઢબમાં! એ બધાંનો સાર હું શું માનું!!

પોતાના ભવિષનાં પેટામાં ને નશીબના ચકકરપર ગોર કરતો અર્ધોક કલાક પસાર નહી થયો કે એક ધોધારી બુલંદ ગાયનનો અવાજ તે હોલમાં ધમધમી રહયો, અલબત તે ગાવાની ટપ તથા પ્યાનાપરનાં ઉંચા કાબુને વખાણતો તે હજુ તો પુરો જાગે તેટલાં રોદા હસ્તી હસ્તી સામે આવી.

"કેમ ડાક્ટર વોલેસ ગાયન કેવું!"—

"ઘણુજ ઉમદા! પણ ગાનાર કોણ?"

"એ તો દરેકનો ઘણોજ માનીતો દારાંનો સાહદ છે.

ગાયનમાં એ ઘણો ઉંડો અભ્યાસી છે. ઘણો ઇનટેલીજંટ છે. તેણીએ નજદીકના કુંડામાંની એક નાની કળી સાથે ચેડાં કહાડતાં આગલ ચલાવ્યુ. એની ઓળખાણ અમારા કુટુંબમાં ઘણી જુની છે. પપાનો વીચાર અને એમી એકકે પગે છે, પણ ખરૂં કેહુંચ કે "હવે તો હું—"

"કેમ શું છે ડાકટર, બરાબર છેઓની!"—

"નહી! કંઇ નહી! જરા અહીં ગરમી વધારે છે." તેણે પોતાનો ગુસ્સો છુપાવવા ઘસડીને મહોડું લુછતાં બહાનું કહાડયું.

"ત્યારે ચાલો આપરે હોલની બહાર નીકળયે" ને હયાં તે લોક ધીરેથી તે નજદીકનાં આરસપહાણના વીશાળ દાદરો ઉતરીને બહાર બાગમાં પડયાં.

"કેમ હવે તમુને કેમ લાગેચ!" તેણીએ જીગરની કાળજીથી તે ચહેરો તપાસતાં પુંછયું.

"ઓહ! મને કંઈ નથી, પણ તમે પેલો તમારો છેલ્લો વાયક તો અધુરોજ રહેવા દીધોચ, તેણે ખરી અધીરાઇથી પુછયું કે જે લાગણી પારખી લેતાં રોદાએ ખોખી હસતાં તે વાકય પુરો કીધો.

"નહીરે હું તો એમ કહેવા જતીતી કે મને તો એ છોકરો ગમતો નથી, કારણ હવે તો—કારણ હું કંઇ જાણતી નથી કે એ મને એક મારા ભવિશના સાથી તરીકે પસંદ કાંય નથી પડતો, પણ ડાકટર વોલેસ આપણે ચાલ્યાં ચાલ્યાં આય તમારા કટા દુશમન જેવા કુવા આગળ આવી લાગાંય એમ બોલી તેણી હસી પડી.

"હા, ખરેખર" તે એકદમ અટકી ઉભો રહી જતાં બબડયો. એ કુવો કુદરતી રીતે મારા દીલમાં ધીકકાર છોડેછ પણ વારૂ એનો તમારા પપાએ કંઇ વિચાર કીધો કે ? તેણે એક પથરો જોરથી તે પાણીમાં નાંખતાં પુછ્યું.

"ઓહ–ડાકટર, મને ધ્રુજરી છુટેછ, તમે એની છેક નજદીક ના રમો, રાતની વખતે પાણી સાથે અસનાઇ સારી નથી," તેણી ખરે મને બીહતી બીહતી બોલી.

"મને આજે તમારીજ માફક કાંઇક કુદરતી એ જગા નાપસંદ લાગેછ ત્યારે ચાલો આપણે પાછાં અંદર જઇએ! જો તમુને કંઇક બીહક—

"નહીં નહીં મને ગમે એટલી બધી હીચકારી નાં ધારો, પણ જો તમે મને ચાઇલ્ડીશ નહીં માનો તો કેહું કે તમે જ્યારે એમાં પથરો ફેંકયો ત્યારે મને જાણે એવું સેનસેશન થયું કે કોઇ બીજી જીંદગીમાંબી એમજ આપણે સાથે મળીને એવીજ રીતે પાણી સાથે રમતાં હતાં."

"હા–હું તમારૂં બોલેલું માનુચ, કારણ મનેબી ઘણી વખત એવી લાગણી થઇ આવેચ. એક દહાડે હું મારી અભરાઇપરથી એક દવાની બાટલી ઉંચકતોતો ત્યારે મનેબી રત્રાઇક થયું કે એવાજ સરાઉનડીંગ્સમાં એજ વખતે એજ કામ મેં આગલી જીંદગીમાં કીધુંતું પણ એ સેનસેશન જેટલું જલદી પેદા થાયચ તેટલુંજ જલદીથી નાબુદ થઇ જાયચ."

"ખરૂં કેહુંચ ડાકટર વોલેસ મને આજે આય પાણીને જોતાં ધ્રુજરી છુટેછ. અરે–હું અહીં આવીજ નહીં હોતે તો કેવું સારૂં!"

"બાનુ રોદા મહેરબાની કરીને તમારી નજર હવે પાણીપરથી ખસાડી નાંખો. જોવની આકાશ કેવું ખુશનુમા લાગેછ, તેણે તેણીનું ધ્યાન ખસાડવાની કોશેશ કીધી પણ ફોકટ, તેણીએ પોતાના બેઉ હાથોએ આંખ ઢાંકી દીધી, ઓ નહીં મને સખત ધ્રુજરાં છુટેછ ડાકટર વોલેસ, પ્લીઝ મને અંદર લઇ જાવ !"

"તેણે તરતજ વધારે નજદીક આવી તેણીના નરમ મખમલી હાથોમાં પોતાની મદદ આપી, નરમ પણ ઝડપી પગલે એકવાર પાછો તે વીશાળ દમામદાર હોલ આગળ લઇ આયો. ઉપરથી પરોણાઓની રમતોના પચરંગી સાહદો તે બેઉ જણાને ખુલ્લા હવે સંભળાવા લાગા પણ બેઉના મનમાં એકજ જાતનો વીચાર તે પળે ચાલી રહયો હતો કે એકાંતવાસી મોજ છોડવી નહીં.

"ચાલો ડાકટર વોલેસ આપરે કોનઝેરવેટરીમાં જવા માંગતી નથી."

"મારો વીચારબી તેજ છે !" તેણે તુરત ટેકો આપ્યો ને ધીમેથી તેઓ તે ગંજાવર નચનવાઇના ફુલોના સંગ્રહસ્થાનમાં ચાલ્યાં.

"મારા પપા ડીયરને ફુલોનો ઘણોજ શોખ છે ને મને તો બસ એ ચીજનું ઘેલાપણુંજ છે, મને લાગેચ કે અમારી કોનઝરવેટરી તમુને જરૂરજ ગમશે," થોડાંક પગલાં ચાલવા પછી તે મગમગતો ઓરડો આવી પુગો.



# પ્રકરણ ૧૦ મું.

—:o:—

વાહ–વાહ! સુંદર પમરતાં ખુબસુરત પુલોથી તે મગમગતા ઓરડાનું બારણું ખુબ ટેસ્ટથી શણગારેલું જોતાંજ અંદરનો ખુબસુરત શણગાર જોવા લવજીનો જીવ ભકભક થવા લાગ્યો.

રોદા આગલ ચાલતી ને પછવાડે ધીમે પગલે લવજી તેમાં દાખલ થયો.

હા! દાખલ થતાં સાથેજ એ વીચીત્ર આંખો સાથે લવજીની આંખ અંચીતી મળી ગઇ. અરેરે દારાં ભખી ખાધેલે ચેહેરે આય બે નવાં દાખલ થનાર ગમ એકી ચીતે ટીકતો લાકડાં જેવો થઈ ગયો.

બજુ 'હોલ'માંથી પોતાની ધારેલી છોકરીને અચણુચ ગેબ થઇ ગયલી જોતાંજ તે તેણીની શોધમાં અહીં તહીં ફરતાં આખરે કોનઝરવેટરીમાં આવ્યો જયાં તેને એક નવો સાથી મળી ગયો.

મીસ મોદી એક જબરૂં ઇન્તરનું હાલ્લું હતી જોકે ઉમરમાં ચાલીસ ઉપરની થવા છતાં 'લવ મેરેજ'ને વખાણનારી હોવાથી હજુરમી કોઇ શીકારની શોધમાં હમેશ તેવણ તલવતાં રહેતાં હતાં. દારાં જેવા એક ગભરૂ જવાનને દાખલ થવલો જોતાંજ તેવણ તરેહવાર નખરાંથી, તે ઉંચી રાતે બીછાવેલી ટેબલ ઉપરથી એક 'રોઝ' શોધવાની ધરફડીમાં પડયાં દારાં અહીંથી રોદાને નહીં જોવાથી પુષકલ નારાજ થઇ રહેલો છતાં મીસ મોદીની આય ખુલ્લી રીતભાતથી તેણીથી હસીને તેણીને

બહેકાવવાની લાલચ થોભી શકાઇ નહીં.

"મીસ મોદી તમે કયા ફુલની શોધમાં છેઓ? તેણે હાથે કરીને ખાસ સવાલ કીધો—"

"મને જેમ બને તેમ જલદીથી એક 'પરલીશ પીનક રોઝ'ની અગત છે."

"વારૂં પણ તે તમે શોધો તે અગાઉ મારી તરફથી આટલો વાયોલેટનો બંચ કબુલ રાખો." તે તેણીનું પાકવતાં બોલ્યો પણ કાંઇબી વધુ તે બોલે તે અગાઉ તો રોદા લવજી સાથે ત્યાં દાખલ થઇ. દારાંને એક ખોટું ડોકું કરવાનીબી રોદાએ દરકાર કીધી નહીં. બેઉ જણાં ધીમે પગલે ને હસ્તે ચેહરે તે બહેકતી ટેબલ આગળ આવી ઉભાં.

"કેમ મીસ મોદી, શાની શોધમાં ગુતાંચાંચ" રોદાએ હસી પુછ્યું.

"એક રોઝ!"–તેણીએ બાડી આંખે દારાંને ટીકતાં કહ્યું પણ તે અભાગ્યો જવાન તો રોદાની પાછલનાં આકારને ખુની આંખે ટીકતો હતો!

"વેલ મારોબી તેમાં ભાગ કરજો મનેબી તેની અગત છે."

આય અર્થસુચક શબ્દો સાંભલતાંજ દારાંનું લોહી ઉકળી આવ્યું ને જોરાવર દાંત્યાં ઘસી તે ત્યાંથી સરભોગ બહાર નીકલી પડયો કે જેના પાછળ પોતાને એકલી નહીં છોડતાં મીસ મોદી કોઇ નવા શીકારીની શોધમાં તે ઓરડો છોડી ગઇ.

જ્યારે લવજીની અદભુત ખુશાલી વચ્ચે તે એકલોજ તે વ્હાલી છોકરી સાથે તે પમરતા ઓરડામાં રહી ગીયો.

"હા! ઇમરજન્સી ગીવ કરેજ!" તે ધસડીને મોહોડું

નું છતાં ઉપલો વાકય મનમાં બડબડયો. કેહું—કે નહીં કેહું આ સુન્ના જેવી તક લેઉં કે નહીં લેઉં ?

હાહાહા રોઝ નુરેન્યમનો એક ભરેલો ઝુમખો છાતીએ લટકાવી ખુલ્લા બ્લુ ડરેસમાં ઠઠેરાબંધ બની મોતીની માળાથી હંસ જેવી ઉંચી ભરેલી ગરદન શોભાવી રહી હીરાની બ્રેસલેટથી ઝકઝકી રહેલો શોટ સ્લીપથી ખુલ્લો રહેલો ગુલાબી હાથ અવારનવાર પોતાના કાળા ભમર જેવા બાલપર ફેરવતાં પોતાની તારા જેવી આંખે તે સામે ઉભેલા અંધાધુંધી વીચારમાં વીટલાતા જવાનને જોતી ગાલમાં ખાડા પાડી હસતી તેણી ત્યાં ઉભી હતી.

જાણે આય ચકીત થતા જવાનના વીચાર જાણી ગઇ હોય તેમ હસી પડી "કેમ શું વીચારમાં છેઓ !"

"બાનુ રોદા હું કંઇ તમુને આજે કહેવા માંગુચ—પણ અરે—તમે મારી તરફ એટલાં તો માયાળુ ને કાળજીવંતા છેઓ કે તમારી તે મહેરબાનીનો રખે કંઇ ખોટો લાભ લેવાઇ જતો હોય તે બીહકથી હું આંચકી ખાઇ જાઉં."

"ડાકટર વોલેસ તમુને આનાકાની કરવાનું જરાકબી કારણ નથી" તેણીએ તદન ગંભીર થઇ જવા છતાં માયાથી જણાવ્યું "જેબી કંઇ પુછવાનું હોય તે બેલાશક પુછો ! હું ઇચ્છુંચ ક તે મારેથી માંટ થઇ શકે તેવુંજ કંઇ હોય !"

ઓ કેવી તક ! કેવાં ખુલ્લાં દીલથી તેણી આ પળે હસી હસી બોલતી હતી પણ હવે ? તે બોલઇ રહયા પછી તેણી એવીજ હપ ચાલુ રાખશે કે ? એક પળ તેણે તેણીને ધારી ધારીને જોયા પછી લાગ્યું કે આય તક જવા દેવી એ શર્યામ મુર્ખાઇ હતી.

તે એક ડગલું વધારે નજદીક આયો "આપ તમારો ચેહરો શોભાવી રહેલો ખુબસુરત ગોલાબ મને આપો!" તેણે કશાની દીબાચા વગર ટુંકમાંજ પોતાની માંગણી રજુ કીધી. હું તે મારી જીંદગીની સઉથા સુખી સાંજની યાદમાં જાળવી રાખશ. તમે તદન ચુપ થઇ ગીયાંચ—શું હું લાયક નથી!"

એક પળ તેણી તદનજ ચુપ અને ગંભીર બની ગઇ પણ પછી તુરતજ તેણીએ તે છાતીપર ઝુલતો બંચ એકદમ ખેંચી કહાડી તેની સામે ધર્યો.

ઓ, લવજી તો આય કદી નહીં વકી રાખેલાં સુખથી જાણે ઘેલોજ બની ગીયો. તેણે ઝપાટામાં તે ફુલ લઇ લીધું અને તે લાંબા થયલા હાથપર એક માનભરી રીતે પોતાની આંખો દાબી,

તે ઘેલાપણાની એકજ પળ હતી! તેણે શું કીધું હતું તેનું તેને તરત ભાન આવ્યું. 'હવે શું થશે'ના ફીકરમંદ દેખાવથી તેણે ટગરટગર તે ખુબસુરત છોકરીનાં લાલ થયલા ચહેરા ગમ જોયું.

"બાનુ રોદા મહેરબાની કરી મારીપર ગુસ્સે ના થતાં મારેથી આજે જરા'—

"હવે આપણુને પાછું ફરવું જોઇએ!" જાણે ઉપલો વાકય સાંભલ્યોજ નહીં હોય તેમ તેણા ધીમે ધીમે નરમ પગલે પાછી ફરી. જયારે કંઇ અજબ જાતની શકતીથી લવજીબી તેની પછવાડે ધભરાતો આપ મેળે 'બ્લુ હોલ'માં દાખલ થયો.



## પ્રકરણ ૧૧ મું.

—:o:—

આહ!–'રોદા–વીલા'ની રાણી દાખલ થતી જોતાંજ હોલમાં જબરી ધુસધુસ ચાલી રહી.

'મીસ ખુશરો બહેરામ ફેર એ સોંગ'નો અવાજ સંભળાયો.

પચરંગી અવાજનો એક સામટો અવાજ રોદાના કાનપર પડતાંજ તેણી દમામી ઢપથી અને ટેકાવદાર ચેહરાથી એક મધ્યમ હસવું હસતાં જાણે તે ફ્રજન કબુલ કરતી હોય તેમ સહેજ નમી.

બીજીજ પળે તેણી અટકી અને લવજી ગમ ફરી "ચાલશો! તમારી શરત પ્રમાણે તમુને મારી સાથે પેલું ગાયન ગાવું પડશે." તેણીએ હસતાં યાદ આપી.

"દીલોજાનથી એના કરતાં બીજી મજાહ મને શું હોય?"

આતુર આંખોને પજવી નાખતાં તેણી ઠરસાદાર દમામે ધીમે પગલે પીયાનાપર ગોઠવાઇને લવજી તે આકારને બાતેનથી પુંજતો પણ બહારથી રોદાના માનને ખાતર સહેજ દુરથી ઉભો રહી તે ઝાંડ પીયાનાપર ચાલતા રોનકદાર સફેદ આંગળા ઉડી જતાં તપાસતો ઉભો.

આહ!–આહ!!–આહ!!!

બીજી પાંચ મીનીટમાં તો 'બ્લુ હોલ' તે જોડીદાર સીંગીંગ વોઇસથી ધમધમી રહયો, રોદાના મીઠા ગાયન બસ–બસ એક ટાંચણી પડે તો તેબી સંભળાય એવી શાંતીના જોરાવર જુસ્સાથી તે દરેક જણ ઉંચે દમે સાંભળતું હતું.

આવા સુંદર સરોદ સાથે તે બેઉ જણાં તે ગાયનના

એકે એક શબ્દને એટલી તો જોરાવર સ્ટાઇલમાં રજુ કરતાં કે જાણે ખાસ તે-ધી મીસ્ટીરીયસ હાર્ટ'નું ગાયન તેઓ માટેજ જોડાયલું હોય.

વાહ! લાગટ વીસ મીનીટ ચાલુ રહેલો તે સરોદ જેવો બંધ પડયો કે એક જોરાવર ઉલટની તાલીઓથી તે સુંદર આંડ વીલા ગાજી રહયો.

"ડાકટર વોલેસ હવે હું તમારી પાસથી એક ચીજ માંગી લેઉંચ" તાલીના ઘોંઘાટનો લાભ લઇ તેણીએ ઉતાવળમાં તે જવાનને કહ્યું. છેલ્લાં ગાયનની અસરથી તે જવાન હજુર તો તે પુરાં સુખમાંથી જાગે તે અગાઉ આય કહેવું શું હશે તે વીચારતાં તે કશું પુછી શકયો નહીં.

"તમે સમજોચ કે, હમણાં તમારી ઉપરાંત મારા ઘણા પરોંણાઓ હાજર છે ને મારી હાજરીની તે લોકનેબી અગત છે તેથી હું ઇચ્છુંછું કે હવે તમે મારી કંપની છોડી દઇ મને એકલી રહેવા દેશો તો ઠીક થશે. મહેરબાની કરીને હવે મારી નજદીક તમે આવતા ના." તેણી લવજી સાથની વાતચીતમાં જેવો સુંદર ચેહરો રાખતી હતી તેના કરતાં આય બોલતી વેળાની તેણીની ચાલ તદનજ ઉલટી હતી. તદન ગંભીર દેખાવે તેણી ઝડપી શબ્દોમાં ઉપલું બોલી ગેઇ.

અરેરે! એક સખત નીરાસીનો ચમતો લવજીની છાતીમાં તુટો. શું સુખી સ્વપ્નાનો ફકત ત્રણ આખા કલાકમા પુરો છેડો આવી ચુકો!

"બાનુ રોદા-શું હું તમુને મારી હાજરીથી એટલાં બધાં નાખુશ કરૂંચ કે તમે મને—"

"એમ ના કહેવો! જો તમે મને નાખુશ કરતા હતે તો

હું તમુને આય કહેવાની દરકાર નહી કરતે, પણ ખરૂં કેહુંચ તમે મારી નજદીક રેહોય ત્યારે મારૂં બધું ધકધ્યાન-મેલ આઇ મીન, તમુને હવે બીજી બીજી મજાહોપરની ધ્યાન આપવું જોઇએ!" આટલા ટુંકા ખુલાસા પછી તેણી તે પચરંગી ઠઠમાં ભેળાઇ ગઇ.



## પ્રકરણ ૧૨ મું.

:o:—

આહ, જીવ જો ખુશ હોયચ તો બધું કેવું ખુબસુરત લાગેચ; આજની સવાર જોકે એટલી બધી ખુશનુમાં નહીં છતાં રોદાને તે કંઇ અજબ ગમતી હતી—કારણ?

કારણ-તો કોણ જાંણે, પણ 'રોદા-વીલા'નાં ખુશ બાગમાં તે છોકરી અહીંથી તહીં ને તહીંથી અહીં અતી ખુશ લટકે જયારે ચાલતી હતી ત્યારે જોકે તદન એકલી છતાં ખુલ્લું હસવું તેણીના ઉઘાડા કલીબંધ દાંતોપરથી જણાઇ આવતું હતું" હાથમાંના રૂમાલ સાથ કંઇ ડજન જાતનાં ચેડાં કહાડતી તેણી મુગાં હસવાથી પુર ગેલમાં લાગતી હતી. પણ તેટલાં તેણીની નજર સામેના વરંડાપરથી ઉતરી કોઇને પોતાનીજ તરફ ચાલી આવવાપર પડી. એક પળમાં તે એકાંત મોજમાં ખુલ્લો રહેલો ચેહેરો પાછો ધારા મુજબ પુર ગંભીર બની રહયો. હસતી ગરદન પુર દમામમાં ટટાર થઇને બાંજી બે મીનીટમાં તો દસ્સાદાર ખુબસુરતીની રોદા સામે ગોદરેજ આવી ઉભો.

જયારથી તેણે લવજીની વીરૂધમાં પોતાની વલણ બતા-

ના માંડી ત્યારથી આ છોકરી તેની તરફ તદન ઠંડી અને ગાર ભપકામાંજ હતી. આજેથી તેણીએ તેને તદન સુકો આવકાર દીધો.

"કેમ રોદા હું આયો તેથી તું કંઇ નારાજ તો નથીની?" ણે આવતાં સાથેજ નરમાસ શરૂ કીધી.

"વલી રાજી ને નારાજી કીયે દહારની !" પહેલેથીજ રતીકંપ પુટો "ચાલ જા તું મુરતમાંજ એમ વાત કરેચ ા તું જે વાત આજે તારી સાથે કરવા આયોચ તે કેમ શે !" તે જરાક હસ્યો.

"ચાલો ! બોલવું હોય તો બોલી દેઓ, એવા ગોળ ખાચાની મને ઘણી છીટ છે" તેણી હવે ધીમે ધીમે પગલાં રવા લાગી જેથી ગોદરેજે પણ સાથે ચાલવા માંડયું.

"જો તુંને ફીબાચાની છીટ છે તો હું મારી વાતના ાત્રમાંજ આવીને સરથામ ખુલ્લુંજ તુને પુછું કે પહેલે તો ' સમજીજ નથી શકતો કે કાકાજીએ પેલા લવજીને શું કામ ાદા-વીલા'માં ઘાલ્યો હશે? હું જોઉંચ કે જ્યારે ગમે ત્યારે ા અહીં હવે ઉતરી પડેચ !

રોદાએ પોતાના રૂમાલે મકે.ડું ઘસડીને લુછ્યું. નાનણુથીજ ગોદરેઝને એક વડા ભાઇ દાખલ માન આપતાં ીખવવામાં આવેલું એટલે પોતાના હદ બહારના ખીજવાટ તાંબી તેણી તોરવંતા નેણ સીવાય વધારે કંઇ કરી શકી નહીં.

"ગુડી મને પોતાનેબી સમજ નથી પડતી કે તું એટલી ધી હદ સુધી તેની પુઠે કાંય લાગેચ? તું જો તેને પોતાને ાતર બીહતો હોય તો ખાતરી રાખજે કે તે પોતાનાં મનપર

કાબુ રાખતાં ઘણું બરાબર જાણેચ, તે એક ખરો ઉમરાવ દીલનો ગ્રહસ્થ છે."

"રોદા એ ઉમરાવ દીલનો ગ્રહસ્થ કંઇ નવી આદતોપર કાબુ રાખવા બંધાયલો નથી; તેને તેની મરજી જાણવા વગર એક એવાં સરકલમાં લાવી નાંખવો કે જેથી તેને પોતાની મરજી ઉપરાંત વધારે ઘસડાવું પડે. બસ–મારાં મત પ્રમાણે તો એ એક મોટો ગુનાહ છે."

તે જોસદાર બોલાતું સાંભળતાં રોદાના આંખના ચમકારા પળેપળ વધારે ઝનુની બનતા ગયા.

"ગુડી–એક સાધારણ માણસ કરતાં લવજી એક તદન જુદોજ ને દરેક રીતે ચઢીયાતો ગ્રહસ્થ છે. તે બીચારાને વરે પપા ડીયરે જે રીત ધારણ કીધીચ તે ઇંચે ઇંચ વાજબી છે." ઉભરી આવતો પીતો બની શકતાં જોરથી દાબી રાખી તેણી એટલું બોલી, પણ ખરી લાગણીથી લાલ થયલો તે ચેહેરો જોતાં ગોદરેજ લગાર વીચારવંત બન્યો.

"વેલ તમે કંઇ હમણા હમણા એ લવજીભાઇના, બચાવમાં ઠીક માથું મારોચ! કંઇ સમજ પડે."

"હું કે?" તેણીએ બની શકતી અસાધારણ બેદરકારી બતાવતાં કહ્યું. "હા બીચારો એ ગરીબડો છોકરો ઘણો પ્રમાણીક ને સારો માણસ લાગેચ ને સારા માણસનો બચાવ તેની ગેરહાજરીમાં કરવાનો મારો ધારોજ છે!"

"બરાબર કહયું–એક માણસની ગેરહાજરીમાં તેનો બચાવ કરવો વાજબી છે પણ હું તો બીલકુલ ખુલ્લાં મને ારા વીચાર જ[illegible]."

એ [illegible]

ફરી ફરીથી જણાવવામાં કંઇ સાર નથી. "પણ એ લેઓ ઠીક વખતે પપા ડીયરબી શીરીન સાથે આવી લાગા કે મારાં ભેજાનું દહીં થતું હવે જરા અટકશે. એવણ સાથે તમે તકરાર કર્યા કરો. બાકી મારૂં તો હવે એ બાબદપર માથુંબી ચરી આયુંછ." આટલું બોલતાં તેણીએ તે સામે ઉભેલા પીતાને હસ્તે ચેહરે ડોકું કીધું.

"જોવની પપા ડીયર, આય ગુડી તો બસ ખાઇ પીને એકજ જાતનું પેલા લવજીને વરેનું ટાહેલું ચલાવ્યા કરેછ તે એને કહો, હવે તો બરી ઉબક આવેછ. એને તે હું કાંહ સુધી જવાબ આપ્યા કરૂં?"

"શું ગોદરેજ તમેબી હવે એક માણસની પુઠે લાગોછ તો બસ ખીસ્તાજ નહીં કે!" મીઠે હલકે શીરીને ઠપકો દીધો.

"દીકરા ગુડી હું તેને પ્રોમીસ થઇ ચુકોચ કે "રોદા વીલા' તેને વરે ગમે ત્યારે ખુલ્લો છે. પાછું આપણે તેને બરાબર પીછાની ચુકાછ તો પછી હવે તે વાતપર તારે તદનજ નાખતી કરવી ને તેમ થશે તોજ હું ખુશી થવશ," શેઠ ફીરોઝે નરમાસથી પણ પુરા પથરા માર્યા.

આય જાતના નાનાં રપીચથી તે તદનજ ચાંઇ પડી ગયો પણ ધીરે ધીરે મુંગે મોહડે તે હવે શીરીનની સાથે ચાલવા લાગ્યો.

"ગોદરેજ જ્યાં માસાજીની મરજી અને રોદાની ખુશી ત્યાં શું કામ તમે નાહક ચર્ચા કર્યા કરોચ?" શીરીને ધીરેથી આય જવાનને સમજાવવા માંડયું.

"શીરીન હું જરાકબી ખોટા ખ્યાલથી એમ નથી કરતો,

ખાતરી રાખજે શીરીન કે હું મારા અંતઃકરણ પ્રમાણેજ ચાલનાર છું."

"તે તો હું ને બધાં જાણયેચ, તમે કોઇનેબી જાણી જોઇને દુઃખી કે દલગીર કરો નહીં તેનાં તો મને પુરી ખાતરી છે. પણ આય બાબદ નકામી—"

"પણ સબર શીરીન જયારે તું મારે વરે એટલું બધું ઉંચુ મત બાંધેચ તો તે છતાંબી તું મારી ઓફર ઘડી ઘડી ના કાંય પાડેચ ?"

"વળી તમે પાછા તમારે રસ્તેજ ચાલ્યા કે?" ખુશાલ શીરીનનો ચેહેરો પાછો ગંભીર ને દલગીર બની ગયો. ગોદ-રેઝ મને તમારી સાથે વખત પસાર કરવા ઘણો ગમેચ, પણ જયાર ત્યાર લાવીને તેનું તેજ પીંજણ પકડોચ ત્યારે મને તમારેથી દુર નાહસી જવા ગમી આવેચ.

"ચાલ કંઇ નહીં. એમ તો એમ. હું તો તુંને એક કરતાં વધારે વખત કહી ચુકોચ કે મારી જીંદગીના છેડા સુધી હું તારેજ વરે બોટી રહેવશ."

તે મીઠી છોકરીનો ચહેરો ઘભરાટથી ફીકકો પડયો. અરે આય આશાવંત જવાનને કેવી રીતે સમજાવવો કે તેણીએ એક બીજીના થઇ ચુકેલા જવાન ખાતર પોતાની આખી જીંદગી અર્પણ કીધીચ, તેનાંજ સુખમાં ને તેની ફતેહમાં પોતાનું ભવીશ રોકી લીધુંચ, તે તેણીને બીલકુલ સમજ પડી નહીં.

તે અટકી ઉભી, તે જવાનના ખભાંપર એક અલગો કાળજીવંતો હાથ મુકયો. "ગોદરેઝ મારૂં કહયું તું નહીં માને?"

"કેમ–ડીયર, તારૂં કહયું કેટલી હદમાં માનવાનું છે,

તું મને આય પળે મરવા કેહ, હું મરવા તઇયાર છેઉં."

"બસ, તું તો એવા આસીબાછ જેવાજ શબ્દ વાપરવાનો કે? ગાંડા હું તો એમ કેહુંચ કે એટલું મારૂં માન ને–ને–ને—મારો ખ્યાલ તું સદંતરજ છોડી દે–હું તુંને તદન ખરૂં કેહુંચ કે મેં આય મારી આખી જીંદગીમાં કુમારૂં રહેવાનો ઠરાવ કીધોચ. હું તે ઠરાવ કરી ચુકીચ, ને તેમાં હું જરૂરજ ખડી રહેવાની. ગોદરેઝ, તું તારી આસપાસ માખની કાની ભમતી ખુબસુરતીઓમાંથી એક ઝળકતો તારો ઘણી આસાનીથી ઉંચકી શકશે. બાકી મને માફ કર–મારો ખ્યાલ ભુસરી નાંખ!"

તે જવાન આય–જુસ્સાદાર બોલવું ચરાત થઇને સાંભળતો હતો. પણ આજે તેના ભેજામાં કંઇ એક જુદોજ વીચાર ધસી આવ્યો. તેણે એકજ ખ્યાલથી આજે ભેજું ધરયું ને તે એજ કે બસ આજે તેણે પકડું માન્યું કે આય છોકરી તેને સાચ્ચા વહાલથી ચાહવા છતાં, તે તેને પોતાને જીતવાની લાલચ છતાં, હાથે કરી આવા સખત બોલો બોલી તેની પોતાની પરીક્ષા લેતી હતી. આ તાડપર ચઢી બેઠલી છોકરીને આપમેળે કેમ ઠેકાણે લાવવી તેના ઉંડા વીચારમાં ને તેણીના દરેક શબ્દો એક ચીતે સાંભળતો હતો પણ જેવો તે અવાજ બંધ પડયો કે તે જવાન એક ધારણ કીધેલું હસવું હસી પડયો.

"હે હે હે હે! શીરીન અત્યાર સુધી તેં મને ઠીક હંફાવ્યો. પણ ઘણું ખરૂં શેઠ ફીરોઝનો પાછળથી વારેસ થનારા એક સારા ભવીષ્યનાં ગ્રહસ્થે હવે વધારે વખત તારો તુચ્છકાર ખમવો વાજબી ગણાશે નહીં. જ્યારે તું સાફ નાજ કેહચ તો મારી કંઇ તારીપર એટલી બધી જબરી નથી." તેણે એવા તો કરૂણ અવાજે ઉપલું બોલવું શરૂ કીધું કે

શીરીન તદન હેરત રહી. તે આય જવાનને ઘણી માયાથી ચાહતી હતી; તેનાં સુખમાં સુખી હતી; પણ કોઇબી રીતે તેને ગુશ્સે કરવો, દલગીર કરવો, બલકે આજના જેટલો ખફા કરવો એ શીરીન માટે ઘણુંજ દુખભર્યું બન્યું. તેણીએ તે ખફા થયલા જવાન ગમ અતી ઘણાં દુખી ચેહેરાએ જોયું કે જેનો અર્થ તે જવાન એટલુંજ સમજ્યો કે "અત્યારથી બાઇનાં લપ્પાં લેવાયાં ખરાં."

"બાનુ તમુને હું ઘણાં પ્યારથી ચાહુંચ તેમ તમે મને ઘણાં હીણોચ."

"માફ કરો ગોદરેજ, એવો ભારી શબ્દ ખુદા ખાતર ના વાપરો."

"ચાલો ત્યારે સાંભળો, તમારી મરજી નથી તો હું હવે એક બીજા બુલબુલને જીતવાની કોશેશ મારાં પુરાં જોરથી કરશ. મારી ખાતરી છે કે તે બુલબુલ તારા કરતાં વધારે ઘણો જલદી ફતેહ પામશ." તે હવે મુછના આંકડા મરડતો ચુપ ઉભો.

તમોને કંઇ હરકત નહીં હોય તો મને કહેવાની મહેરબાની કરશો કે તે કોણ?

"નહીં! જનમ સુધી કુમાગ રહેનારી છોકરીને તે જાણવાની આતુરતા શાની થવી જોઇએ!" "કેકાણે આયાના સંતોષથી તેણે કહયું." સમજ શીરીન, વારૂ તે છોકરી તું કોણ ધારેચ?"

"હું અટકળી શકતી નથી."

"રોદા ફીરોઝ ખુશરો બહેરામ! સો બ્રીલીયન્ટ ગર્લ!"

"ઓ ગોદરેઝ ગોદરેઝ" શીરીન તદન ફગલી ઉઠી, 'મહેરબાની કરીને રોદાપરથી નજર ખીસાડો એને તમે પજવતા ના. નહી નહી, હું માગી લેઉંચ કે રોદાનો વીચાર અત્યારથીજ પડતો નાખો. એને તમે એવી લાગણીનો સંસારોબી જણાવતા ના."

"પણ કાંય–કંઇ કારણ?" તેણે ફતેહનું ધીમું હસતાં પુછ્યું.

તેણે ખાત્રીથી હવે માન્યું કે આય તાડપર ચંઢી બેઠેલી છોકરીપર આય અજમાયસ ઠીક થઇ પડી. શીરીન ત્યારે તું મને 'હા' કહી દેને, મારા ભમતા વીચારોનો છેડો લાવ. તું મને પજવેચ તારે મારેથી એમ નવનું દોહડ થઇ જાય તો હું શું કરૂં?

"નહીં! મારેથી 'હા' કહેવાશે નહીં" તેણીએ જેટલી ને તેટલીજ મકકમતાથી જણાવ્યું "છતાં મારી એટલી અરજ છે કે રોદા તરફ તમે આડી નજરબી ફેંકવી નહી, તમે તેમાં નીષ્ફળ જશો યાતો કંઇ બુરૂં પરીણામ આવે" અને આય છેલ્લા શબ્દો સાથેજ તે છોકરી કંઇબી કહયા વગર 'રોદા–વીલા'નો ઉંચો વરન્ડો ચહડી અંદર ગુમ થઇ ગઇ.

અરેરે નશીબ! મનમાં ખાંડ ખાતો તે જવાન તો આય જાતની મકકમતાથી ઠસ થઇ ગયો! નસીબમાંથી સદાની જતી રહેતી આવી એક એમુલ છોકરી માટે તે ખરે મને દુઃખી થઇ ગયો. બે પળ તે માથું ધવડતો વીચારમાં ઉભો તેટલાં પીઠપર કોઇનો માયાળુ હાથ લાગ્યો. તેણે પાછું ફરી જોયું તો કોણ?

——:૦:——

# પ્રકરણ ૧૩ મું.

—:o:—

'કોણ'ની અજાયબી સાથે જેવો ગોદરેઝ ફર્યો કે શેઠ ફીરોઝને ગંભીર ચેહેરે-સરેસ્તા કરતાં અસાધારણ રીતે આજે તેણે ટીકતા જોયા.

"કાકાજી તમે !"—

"હા—રોદા તો કયારની અંદર ચાલી ગઇ, પણ તું તારી શીરીન સાથે વાતે ગુંટાયલો એટલે મેં તુને ડીસ્ટર્બ નહીં કીધો, પણ હવે જો તું એકલો હોય તો હું તારી સાથે જરા બે બોલ વાત કરવા માગુંચ." તેવણ જાણે જવાબ માટે ખોટી હોય તેમ થોભ્યા.

હા, શીરીનની આજની ચાલથી ભેજુંબી ફરતું હતું એટલે કાકાજી સાથે કંઇ નવી વાતમાં રોકાવા તેનું મન ખુશીથી લલચાયું.

"કાકાજી તમારો હુકમ હમેશ મારે માથે છે, જે વાત હોય તે કહો હું સાંભળવા આતુર છેઉં,"

"તો ચાલ પેલા માડવાના બાજઠપર બેશ્યે."

બીજી બે પળમાં તો તે બેઉ જણા ગુપચુપ બાજઠપર ગોઠવાયા.

"વારૂં ગુડી, દીકરા તું મને ખરૂં કહેશે!"

"જરૂરજ, કાકાજી મેં કોઇબી દહાડે તમુને ખોટું કહયુંચ કે આજે તમે શકથી મને એવો સવાલ કરોચ?"

'ચાલ ત્યારે મને બીલકુલ ખુલ્લાં દીલે તદન-તદન ખરૂં કારણ જણાવ કે તું પેલા લવજીને "રોદા-વીલા"માં

આવતો શાને વરેઅટાકવવા માંગેચ ? સબર, જો જવાબ તદન અંતઃકરણમાંથી નીકળતો સાચ્ચોજ જોઇશે ને નહીં તો મુગોજ બેસજે ખોટું બહાનું મને જાણવું નથી."

પાંચ આખી મીનીટ તે જવાને મુછ ટુંપવામાં પસાર કીધી. જે ખરૂં હતું તે બોલાતું નહીં ને ખોટું હતું તે કહેવાતું નહીં ત્યારે કરવું શું ?

"કેમ તારી ચુપકીદીથી મને લાગેચ કે મારો શક ખરો છે. છોકરા બોલ, હું તે જાણુંચ છતાં હું ખાતરી કરવા માંગુચ, ચાલ બોલ શું ?"

"કાકાજી," આખરે તેણે કંઇક ધીરેથી શરમથી ચલાવ્યું. "કાકાજી આપણે આખર કરેને માણસ કંઇ ફરીસ્તાઇ ગુણો ધરાવી શકયે નહીં. આપણા વીલામાં એકેક કરતાં બમે ખુબ-સુરતીઓ વસે ને તે મકાનમાં છુટથી લવજી જેવા એક જવાનને આવતો જતો કરવો એ–એ–જરાક કઢંગુ છે, ને ઠેકાણું કંઇ એવું નહીં કે કામ આગળ ચાલે તો શોભા અપાવે."

"એટલે–તે શું ? ખુલાસાથી બોલ ?"

"કાકાજી તમે લવજીને એટલી હદમાં ચાહોચ કે તે જો આપણા કુટુંબમાં સગાઇ બાંધે તો"—

"અરે ચુપ ! એ બકેચ શું ? ગુડી અદેખાઇથી માણસ આંધળું થાયચ તે કહેતી તારાં બાબમાં તદન ખરી પડેચ. તું કોણને વરે બોલેચ ? આપણી બેઉ છોકરીઓ તદન સમજુ ને મકકમ વીચારવાળી છે. મારી રોદા છોકરીને વરે તો તું બરાબર જાણેચ કે ભલા ભલા લખપતી સાહેબજાદાઓને એણે હસી હસી બંબેરી મુકયા છે તો તું ન કંઇ શકબી જાયચ કે એક બી સારો આવો ગરીબડા છોકરો, માત બાપ વગરનો

બેનને આશરે પડેલો, એક સાધારણ ડાકટર તેને આપણી રોદા–આવી મગરૂર છોકરી તરફથી સ્નેહજની ઉત્તેજન મળે? કોઇ કોઇ કાળે નહિ."

"પણ, કાકાજી—"

"સમજ, મારૂં સાંભળી લે. હું જે વાત કરવા આવ્યો તે એજ'? મેં જાણેલુંજ કે તું આપણી રોદા શીરીનનાં ભવીષનાં ભલાને વરેજ એટલી બધી પંચાત કર્યા કરેચ, પણ તું આપણી છોકરીઓને વરે તદન બેફીકર રહે. રોદાને તો હાથ જોડી પગે પડે તોબી એ એટલા ઉતરતા કલાસમાં જાય નહીં ને શીરીન–શીરીન–એ છોકરીનો રાહધાત જોતાં લાગેછ કે તુંને–તુંને કદાચ—"

"નહિ કાકાજી તમે ભુલોછ. હમણાંજ એ મને સાફ કહી ગેઇચ કે મારે એની આશા રાખવી નહીં." વધુ ગમ-ખ્વાર અવાજે તેણે જણાવ્યું "કાકાજી શીરીનપર મારો જાન કુરબાન છે–પણ એ–એ મને બીલકુલ મચક આપતી નથી."

"દીકરા તું નાહક ના ધભરા. છોકરીની જાતજ એવી; તે લોક હંમેશ પહેલાં જરા મચકાય પણ જ્યારે મચકાય ત્યારે જાણવું કે જરૂરજ તેની ખાટી મીઠી નજર—" એમ બોલતાં તેવણ ખડખડ હસી પડયા.

"કાકાજી, એ મને આજે ખુલ્લું કહી ગઇ કે એ જીંદગીમાં કદી પરણવાનીજ નથી. હવે વધારે આશા હું શું રાખું?"

બે મીનીટ તે બેઉ જણામાંથી કોઇ કશું બોલ્યું નહીં.

"દીકરા ગુડી" હવે ધીમેથી શેઠ ફીરોઝ ઉઠી ઉભા થયા. "કદીબી માનવા લાયક નથી કે ૪૦૦૦૦ની એક વારેસ જીંદગીભર કુમારી રહી શકે. એના મામા મામી એવાં બેદાંચ

કે એવી જીંદગી તે લોક ગુજારવા દેશેજ નહીં ને કોઇનેબી એ પસંદ કરે તો તારા જેવા એક ચાહનારનેજ એ પહેલો પસંદ કરશે. ઘણી ધીરજ તારે વરે ખોટી છે ને દીકરા જો આજકાલ એ છોકરીનો વીચાર કુમારાપણાપરજ અટકેલો હોય તો લવજીને વરે તારી ફીકર તદન ખોટી સમજવી. ખરૂં કેની? ચાલ તારે રોદા સાથે શેરીન માટેબી સમજુતી થઇ ગઇ એટલે મારી તને અરજ છે કે હવે પછી કોઇબી દહાડે તું એ છોકરાની વીરૂધ તારૂં મન દોરતો ના. બને તો એની તરફ દીલસોજી બતાવજે. હું ઘણો ખુશી થવસ. સમજ્યો, ટ–ટા."

ગોદરેજનું કંઇબી સાંભળવા નહીં થોભતાં, તેવણ ધીમે પણ મકકમ પગલે વીલામાં ચઢી ગીયા.

——:૦:——

## પ્રકરણ ૧૪ મું.

—:૦:—

ચાલો, એકવાર પાછું પેલા લવજીના ખાનગી રૂમમાં ડોકું ઘાલો. નાની શહેરૂ લવજીમામાનું ઉઘાડું માથું પસવારતી કંઇ કંઇ પોતાની પાંચ વરસની નીર્દોષ જબાનથી બડબડ કરતી હતી પણ મામાના ભેજાંનું ઠેકાણું કહયું હતું કે નાની મટુકલી ભાણુજીનું બોલવું તે સમજે.

"મામાજી કાલે પાસેની ગુલાની ડોલી મેં જોઇ તે કેવી મજાની, ફ્લુ ડોલાની ને મજાનાં—"

"બસ હવે!" લાગટ અરધો કલાક થયો માથું ખાતી નાની શહેરૂથી તે હવે તદનજ કંટલાઇ જઇ બરાદા મારી ઉઠયો પણ ગભરાઇને દબાઇ ગયલાં તે બાળકને તેણે તુરતજ પેટમાં દાબ્યું. દીકરા જોની–હું બીજા વીચારોમાં હોઉં ત્યારે

મને તું બડબડ કરીને કંટાળો ના આપ. તેં જે ડોલી જોઇએ તેવીજ ડોલી હું તુને બે દહાડા રહીને અપાવશ, તેટલાં હમણા તો જા,

બારણે અગીઆર વાગા ને હજુ ર તુંને ઉંઘ નહીં આવતી? મમા તો સુઇ ગયા હશે તું એકલી કેમ ઉપર જશે. જા હમણા તો તું પોહડી જા."

"વારૂ-પણ ડોલીની વાત યાદ રાખજો હું—સાહેબજી સાહેબજી !"

"કેવી મીઠી પોપટી છે! પણ મારા આવા ભયંકર વીચારમાં એ પટપટી પોપટીનું બોલવુંબી મને બીલકુલ ગમતું નથી હાય હાય કીયે ચોઘડએ હું એ વીલામાં ગીયો હોવશ. શું કામ એ ઘાતકી લાગણી મને બારી નાખતા હશે તે એકાંત જીવે બડબડવા લાગ્યો.

પ્રીય વાંચનાર એટલું તો આખરે જોઇ ચુકાં કે "રોદા વીલા"ની સીડી ચહડતા સાથેજ તે એક જોરાવર પ્યારમાં પડી ચુકો હતો. પણ સીતમગાર જમાનાની તાસીરથી આય બેઆખરો જવાન તેને પોતાની ખરી કમનસીબ ગણતો હતો. સારે યા માઠે નસીબે "રોદા-વીલા" જેવા એક આગેવાન મેહેલમાં તેને જયારે ગમે ત્યારે આવવા જવાની છુટ હતી. ખુદ તેની વહાલી છોકરી તેને દરેક વાતે હસી હસી ઉતેજન આપતી હતી. એ બધું છતાંબી તે જવાનનું મગજ એ બુલંદ સુખ વીચારવાબી સાફ ધસીને ના પાડતું, છેલ્લી પાર્ટીમાંબી તેજ વહાલા જીવ સાથે તેણે લાગટ કલાકો ગાલ્યા. અથાગ સુખમાં તે છોકરીએ તેને તરેહવાર વાતોથી નવાજ્યો. પોતાની છાતીએ ખોસેલો તે લાડ કરતો ગોલાબ પણ તેણીએ એકકે

બોલે કહાડી આપ્યો. ખુદ તે ગોલાબી હાથોને પોતાની આંખ સાથે દાબવાનેબી નશીબવંત બન્યો. છતાં એ બધુ-બેધું-છતાં બી લવજીનું ધ્યાન તેને પ્યારનું નામ આપવાને મનાતુંજ નહોં.

છેલ્લી પાર્ટી પછીથી તેનું બાકી રહેલું જરા રતી શાંત મગજ છેકજ હાથથી ગીયું. તેનાં ગરીબડાં ઘરાકો જેઓ તે પુજાતા મુરબ્બી સમાન જવાનને હમેશાં ગંભીર છતાં, ખુશ વીચારવંતા છતાં, રમુજી જોતાં આવેલાં તેઓ આજકાલની તેની આવી ઘરણુનાં ખાંડણ્યા જેવી નાપસંદ બદલાયલી હાલતથી ઘણાં વીચારમાં પડી ચુકયાં હતાં.

એક ખુશરો બહેરામ ખાનદાનની લખપતી બાપની એક આવી નમુનેદાર છોકરી સાથની પોતાની દોસ્તીને તે ઘડી ઘડી યાદ કર્યા કરતો હતો.

"જો આવીજ રીતે હું રોજ રોજ આગળ વધતો જવશ તો જરૂરજ મેડ થઇ જવશ!" તે પાછો પટપટવા લાગ્યો. "ખુદા મને એ બંધનમાંથી છોડવ. હું એમાંથી કેમ છુટું? પરવર! પેલી પાર્ટીમાં મને કાંહ પોહોંચાડી દે તેવા એકેકથી ચઢીયાતા જવાનો ભુખા ડાંસની માફક એને ટીકયા કરતા હતા, તો અરે, તે બધાંને હંફાવવા મારી પાસે બચુંચ શું? શા આધારે હું એ ઘેલાપણામાં આગળને આગળ વધું? દાદાર મને મદદ કર. મારાં મગજને શાંત કર." તે હવે તદન ચુપ થયો હવે તેનું ધ્યાન કંઇ એકચીતે વીચારમાં રોકાયું. લાગટ અર્ધો કલાક તે પુષ્કળ શાંતીમાં હેઠ પીસી કંઇ વીચારમાં કહાડરો. હા, તેના ચેહેરાપરથી લાગતું હતું કે તે કંઇ મકકમ વીચારમાં ગુંથાયો હતો.

"હા! બસ, હા!" તે ઓચીંતો પુકારી ઉઠયો "ઠીક

વીચાર આવ્યો-બસ હું જાઉં-કેથેથી ઉપડી જાઉં-જ્યાં જવાય ત્યાં નીકળી જાઉં! એ છોકરી મને મેડ કરી મુકશે. એના લોહચુંબકના ચેહેરાથી હું દુર થઇ જવશ તોજ મારા મનને શાંતી મળશે.

"હા, મારી એ એક મોટામાં મોટી ભુલ બનીચ! પણ હવે હું એને કેમ છોડી જાઉં? એ મારૂં નાજુક મન તું એ વીયોગ કેમ ખમી શકશે? ઓ જીગર! તે જુદાઇ ને ઝુરાપામાં બળી જળી તું કેવું ખાખ રાખ બનશે?"

"બસ ખમાય કે નહીં ખમાય મારે જવું જોઇશેજ. જાઉં નહીં ત્યાં સુધી આવ જાતનાં મેડનેસમાંથી મારો છુટકો થાવ નહીં. હા, કાલ જાઉ, હમેશનો જોઉં!" તે દમબખસ મક્કમ ઠરાવથી ઉપલું બોલ્યો જતો હતો, પણ હાય-હાય તેનું જીગર આય જાતના ઠરાવથી કેવું ચીરાઇ જતું હતું તે તો તેનો જીવજ જાણતો હતો.

તે હવે ઉઠયો અને તે અંધારા દાદરપરથી થઇ બેઉની ઉંઘમાં ખલલ નહીં કરતાં નરમ પગલે જઇ પોતાના બીછાનામાં ગોઠવાયો "જવું તો ખરૂંજ" તે હવે પડયો પડયો, વીચારવા લાગ્યો પણ એને મળ્યા વગર જવું નહીં. ઘણુંજ ખોટું! એના જેવી એક છોકરી જેણે મારી તરફ આટલી બધી દરકાર બતાવી તેને કહયા કાવ્યા વગર જતું રહેવું એ તે એક મોટું અપમાન ગણી લેશે. હા, મારે એ છોકરીથી દુર થવું તો ખરૂં, પણ દુર થવા અગાઉ છેક છેલ્લી મીઠી મુલાકાત તેણીને આપી જવું જરૂરનું છે. તો એવી જાતના કંઇક વીચારમાં આખરે એકને સુમારે સુતો કે જે અધુરી ઉંઘબી તેજ છોકરી-તેજ લાગણી ને તેજ ભવીષ્યની મુસાફરીના, લંબાણ સ્વપ્નામાં પુરી થઇ.

——:o:——

# પ્રકરણ ૧૫ મું.

—:o:—

હા, દહાડો ખુશ બહારમાં ખીલી નીકળેલો નજરે આવતો હતો. હાથમાંની પતળી લાંબી લાકડીથી રસ્તાના પથરાઓ ખેરખંખેર કરતો, લવજી વોલેસ ઘણા ઉંડા વીચારમાં ધીમે ધીમે 'રોદા–વીલા' તરફ જવું હમેશનાં જેવું ખુશ નહીં પણ ગમખવાર હતું, જે તેના દલગીર ચહેરાપરથી તુરત પરખાઇ આવતું હતુ. આજે 'વીલા' માં શુ તે એકટર તરીકે જતો હતો? હંબગ આજે તેની ખરી મતલબ એજ હતી કે એકલી રોદાનેજ મળવું અને તેણીને છેલ્લી સલામ કરવી.

પણ આવી ઉંડી નીરાશીમાં પણ તેનું દીલ અવાર-નવાર આશાનો ઠોકો ઠોકતું. તેને લાગતું કે તે જો કે ધસી ધામીને તેણીની રજા–સદાની–રજા ચાહવા જતો હતો, પણ જો રોદાજ તેને કાલાવાલા કરી તેના ઠરાવથી તે હાથ ઉઠાવવા કહે તો? છટ. છટ કેવું બેહુંદુ, કેવો વાહીઆત વીચાર! શાને વરે કાલાવાલા કરે? ને તેબી વળી રોદા જેવી એક લખપતી બાપની મગરૂર ઠસ્સાબાજ એક પુરી દીકરી!—એ તે ખ્યાલજ મુરખાઇભર્યો તે માનતો હતો.

ઘડીકમાં આશાથી હસતો તો ઘડીકમાં નીરાશીમાં દબાઇ જતો, વીચારોમાં વીંટલાતો ધડકતી છાતીથી બેજાર થતો તે આખરે 'વીલા'ના બુલંદ પમરતા પોર્ટીકોમાં આવી લાગ્યો.

આહ! એ પળ તે ઠસ્સાબાજ મહાલને ટીકતો થોભી ગયો. "હે પરવર, આય મકાનમાં હું ઉલટા સુલટી વીચારોથી દાખલ થાઉંચ? મારા નસીબમાં શું સરજાયું હશે? રોદાને માટે છોડી જવાની કમનસીબી સરજાઇ હશે કે પાછો–છટ–"

તેણે જોરથી માથું ધુણાવી હવે બેધડક અંદર ચાલવા માંડયું.

પણ અરે !

પાંચ દશ ડગલાં વધુ–ને–એક અંચીતા સાદથી તે ચમકયો.

"ઓ લો, ડાકટર વોલેસ–એટલી ઝડપમાં કાંહ જાઓચ?" મધુર હસ્તે ચેહેરે તેજ પ્યારી પુતળી સામે થઇ. "કેમ કંઇ ઘણા વીચારમાં છેઓ, મને જોતાબી નથી ?" તેણી શેકહેન્ડ માટે હાથ લાંબો કરતાં હસી.

"ઓહ ! એકસકયુઝ મી ! મેં તમુને બીલકુલ જોયાં નહીં ?" તેણે તરત માફ માગી.

"કેમ કંઇ પપા ડીયર સાથે કામ છે કે ? જો તેમ હોય તો તમે ઘણા મોડા છેઓ, કારણ એવણ તો ગુડી સાથે હમણાજ બહાર ગયા."

"નહી બાનુ રોદા, મને આજે ખુદ તમારી પોતાની સાથે જરા વાત કરવીચ" તેણે અચકાતાં અચકાતાં કહ્યું.

"જરૂર મોટી ખુસીથી, ચાલો તમે વખતબી ઠીક લીધોચ. હું હમણા ટાઇમ કેમ પાસ કરવો તેનાજ વીચારમાં હતી. બીચારી શીરીનબી તબીયત બરાબર નહીં ચાલવાથી પોતાના ઓરડામાંજ ભરાઇ બેસેચ એટલે આજની તમારી વીઝીટ મને ઘણી ગમશે. પણ કેમ તમે રોજ કરતાં આજે કંઇ વધારે ગમગીન ને ગંભીર છેઓ?" તેણીએ હવે ધીરે ધીરે ચાલવા માંડયું.

"હું હવે મુંબઇમાં વધારે વખત થોભી શકતો નથી અને તેથી હું તમુને આજે છેલ્લી સલામ કરવા આવેલો છેઉં." તદન દબાઇ જતા અવાજે તેણે પોતાની હાલત જણાવી.

"શુંઉઉઉં–છેલ્લી સલામ !!" એક તોપના ગોળા માફક તેણી ચોંકી અટકી ઉભી. તે હસ્તો ચેહરો તદન ફીકકો થઇ

ગયો. તે વધારે નજદીક આવી અને સઉથી પહેલીજવાર તેણીએ તે જવાનનો હાથ પોતાના હાથમાં લીધો. એ પળ તેણીએ તે આંખો તપાસી એટલે? તમે કાંહ જાઓચ?

લવજી તદન મુગોજ બલકે તદન ગમગીન, રેતીમાં પોતાની સ્ટીકથી કંઇ સરેટા પાડતો ઉભો રહયો.

"હું નથી સમજતી કે તમે કાંહ જાઓચ?" તેણીએ તેને પાછું પુછયું.

હા, જો લવજીની જગે બીજો હતે તો આય તેના ફીકકા પડી ગયલા ગાલો, તેનો ખોખરો અવાજ, હેબતી ગયલી આંખોના ઠંડા ચમકારા જોતાંજ તુરત પારખી કહાડતે પણ તે તો પોતેજ પોતાની ગમખ્વારીમાં એટલો ડુબી ગયલો કે તેણીને જોતોજ નહીં.

"હું પોતેબી નથી જાણતો કે હું કાંહ જવાનો છેઉં? મને પોતાને માલમ નથી કે સરજત મને કયાં ઘસડી લઇ જશે? હું તે ફકત એટલુંજ જાણુંછ કે મારે મુંબઇથી જેમ બને તેમ જલદી જવું જોઇએ."

"પણ કાંય?" તેણીએ એકદમ પુછયું.

લવજીએ ઘસડીને મોહડું નુંછયું. હવે જવાબ શું વાળવો?

"મને ના પુછો, ખુદા ખાતર મને ના પુછો. તમે મને બાળી મારોચ!" તે ઝનુનથી બોલી પડયો.

"પણ હું કેમ જાણું કે તમે કાંય જાઓચ? શું લવજી, તમે મને તેનું કારણ ખુલ્લું નહીં જણાવો?" લગભગ કાલા-વાલાની ઢપે તેણીએ પુછયું.

"કારણ!—કારણ હું તદન મેડ થઇ ગીયોચ, એકજ મીઠી મધુર સઉથી ખુબસુરત ચીજની યાદ મારૂં મગજ ચાલુ

ખાઇ જાયચ. એ વાહીયાત કદી નહીં બની શકનારા બનાવોની શેખચલી સહી યાદો મારાં ભેજાંને ચેરવી નાંખેચ. અરે, બાનુ રોદા, ખરૂં માનજો કે હમણાં હું એક સાધારણ માણુસ નહીં પણ મેડ માણુસ થઇ ગયલો છેઉં."

"મને તો તમારા વીચારમાં ને બોલવામાં જરાંકબી સમજ નથી પડતી, તમુને હું એક મેડ માણુસ કદીબી ગણું નહીં. મારા જેવી સાતને મેડ કરો તેવા તમે સાવધ છેઓ. મારી નજરમાં તમે ઘણાજ કાબેલ તબીબ ઠરી ચુકાચ."

"તમે મારી તરફ ઘણા માયાળુ છેઓ તેથી તમુને એમ લાગતું હશે; પણ મારાથી ભીતરની તાસવીસ અને દીલની બીમારી ખમાતી નથી એ તમારી મુજ તરફની વહાલભરી વલણપર મોટી આશા બાંધી હું કેમ ખમ્યા કરૂં ? નહિ નહીં મારા મનની લુંટાયલી શાંતીને રહાત આપવા મારે કેથે દુર નીકલી જવુંજ જોઇએ. તેણે એક ઝનુની ઘેલાંપણાંથી પોતાની લાકડી હવામાં જોરથી ધુણુવી, એક ઠરાવપર આવેલાં આદમી જેવો જુસ્સો બતાવ્યો.

"પણ તમે એવા અંચીતા ઠરાવપર કેમ આવ્યા તે તો જણાવો ?" તેણીએ તે હવામાં ફરતી લાકડી મજબુત હાથે પકડી લીધી. જાણે ખુલ્લો જવાબ માગતી હોય તે ઢપે કગલતાં રોદાએ પુછયું. "મને કેહો, શું આપણે હવે ફ્રેન્ડસ નથી? તમે મારીપર વીશ્વાસ નથી મુકી શકતા ?"

તે જવાને આય કગલતી છોકરીપર બે પળ આશાથી જોયું—શું ખરેખર આય એક છુપ્યા પ્યારની અધીરાઇ હશે ? પણ નહીં તેણે તુરતજ તે પોતાને ચીતભ્રમ બનાવતી છોકરી પરથી નજર ઉઠાવી લીધી.

"મારામાં શકતી હતે તો જરૂર હું તમુને કહેતે પણ હાલમાં તો તે કહેવાની મારામાં તાકાત રહી નથી. હું જો તમુંને મારૂં ખરૂં કારણ જણાઉં તો જરૂર તમે મને ધીકકારો–હા તમે મને જરૂર હસો. મને જવા દેઓ, બાનુ રોદા, હજુર હું થોડો ઘણો માણુસાઇ સુધ્ધીમાં છેઉં તેટલાંજ મને છોડો. મને જવા આપો." તેણે વળી પાછી જુસ્સાને મારે લટાર મારવા માંડી.

આ તેની વીચીત્ર અસાધારણ ચલણ જોઇ ચકીત થઇ બાળા ફાડી તેની સાથે સાથે ચાલવા લાગી.

"તમે એમ શું કરોચ ? તમારી આવી ચાલથી મને તો ખરેખર દુઃખ લાગેચ. ચાલો એ બધી ગંભીર ગોફતેગોને બાજુ મુકો ને આપણે હંમેશ જેમ હસી બોલી વાત કરતાંતાં તેમ વાત કરો. મને લાગેચ કે તમારીપર કંઇ અંચીતી આફત આવી પડીચ. તમે મને તે નહીં કહો? મારાપર વીશ્વાસ રાખી મને તે જણાવો" તેણી પાછળ થોભી જઇ હવે તે જવાનના બેઉ હાથોને પોતાના નાના હાથોમાં પકડી લઇ જવાબ માંગતી બોલી.

એટલા તો મીઠા અવાજે તેણીએ તે મહેરબાની માંગી. લવજીથી બે ઘડી કશું બોલી શકાયું નહીં.

"દુઃખની વખતે ધીરજ રાખી કંઇ રસ્તો શોધી કહાડવો જોઇએ ? ગરીબ દુખ્યાંઓના તમે એક મુરબ્બી બાપ જેવા છઓ. તમે હવે પ્રેકટીશમાંબી ખુદાના હુકમથી વધતા જાઓચ. લોકોના માનીતા થઇ રહવાચ. તમુને હજુતો ભવીશમાં કેવી મોટી મોટી આશાઓ છે ? એ બધું છતાંબી તમે કાંહ જવાના તેના વીચાર વગર બસ કેથેથી નાહસી જવા તઇયાર થયાચ તેનો અર્થ શું?" તેણીએ હજુબી પોતાની કાકલુદી ચાલુ રાખી.

"હું નાચાર છેઉં!" તેણે એક નીસાસા સાથે જવાબ દીધો, "હું તો એટલુંબી ચાહુંચ કે ખોદા મારીપર બીજી ગમે તેવી આફત નાખે તો તે ખમવા મારામાં પુરતું જોર છે, પણ હમણાનું મારૂં જાલમ દુઃખ મારેથી ખમાતું નથી. "ઓહ ઇટ ઇઝ કવાઇટ અનબેરેબલ."

"જો વળી, એટલાં બધાં એંટાલ ના થાઓ મને તમારાં આખાં સરકલમાં તમારી હંમેશની સઉથી સાચ્ચી ફ્રેન્ડ માનો ને—"

"હા હા હા–સઉથી મીઠી દોસ્તીજ કોઇ વખત ઝેરની ગરજ સારેચ!" તેણે મ.થુ ધુંણુવી ઠઠાથી જવાબ વાળ્યો.

"નહીં મને તેમાની એક ના.માનો, હું તમારી જીગરેજાનની દોસ્ત થવા તઇયાર છેઉં ને જો તમે ખુશી હો તો હું જીંદગી સુધી તમારી દોસ્ત થઇ રહેવશ." આય કગલતા વાકયથી લવજીનાં દીલમાં કંઇ અજબ જબરદસ્ત ઠોકો ઠોકાયો, પણ તે ઘેલા જવાનને જાણે આજે કશાપર વીશ્વાસ હતો નહીં.

"બાનુ રોદા, આપણી વચ્ચે દોસ્તી જેવું માની શકાયજ નહીં. તમે કાંહ ને હું–હું એક સાધારણ ડાકટર!"

"ને તેમ છતાંબી હું જો તમારી દોસ્તી ઇચ્છું તો–તો–કોણ મને અટકાવશે? મને અટકાવનાર કોઇ–કોઇ–નથી!" તેણી ખરા જુસ્સાથી બોલી.

"નહીં, નહીં માણસો કંઇ ફરેશ્તા નથી!" તમારી દોસ્તી મારીપર એક ઝેરની માફક અસર કરેચ તો જોકે મારી આખી જીંદગીમાં એવી મીઠી, એટલી વહાલી, એટલી માનીતી દોસ્તી મને કદી મળી નથી."

"પણ તમે એ બધું શું ગોલ ગોલ બોલોછ? જો મારી

દોસ્તી તમુને એટલી બધી ગમતી હોય તો તે એમ ઝેરની અસર કેમ લાવે?" તેણીએ નરમાસથી અજબ થતાં પુછ્યું.

"તમારો સવાલ ઘણો ભારી નથી. સઉથી સુંદર રંગોમાં અને પમરાટોમાં કાતીલ ઝેર કાંય છુપાયલાં રહેછ તો તે કોઇ કહી શકતું નથી. બસ હું તમારી પાસથી માંગી લેઉંછ કે હજુ હું મારા પોતામાં છેઉં તેટલાં મને છોડો. તમારા આય સુંદર હાથને મને છેલ્લી સલામ કરવા માટે શેકહેંડ કરવા દેઓ ને હું સદાનો તમારી નજરથી દુર થવશ."

કેવો દુ:ખદાયક અવાજ!'

તેણીએ તુરતજ પોતાનો મખમલી હાથ લાંબો કીધો અને લવજીએ તે પોતાના ધરૂજતા હાથમાં લીધો. તે છેલ્લી સલામના કંઇક બોલો બોલવા ગયો પણ હાય જીગર! છેક છેલ્લી ઘડીએ તે અદભુત રીતે ઠોકાવા લાગ્યું, તેની અત્યાર સુધી મકકમ રહેલી જબાન આય છેલ્લી પળે તદનજ બંધાઇ ગઇ. તે ભયંકર શબ્દો તેના હોઠ બહાર નીકળી શકયા નહીં.

"તમે મારો હાથ માગ્યો ને હમણા તે તમારા કબજા-માંજ છે તેણીએ અતી ઘણાં નાજુક ધીમા ધ્રુજતા અવાજે કહયું." તમે મને એપર એક વચન આપશો?

"ઓહ, તમે જે માંગશો તે વચન આપવા હું તઇયાર છેઉં?" તે મખમલી હાથની અસર તળે તેણે જરાકબી વીચાર વગર બોલી દીધું.

"ત્યારે મને વચન આપો કે આજથી તમે તમારો આય ભયંકર વીચાર સદાનો માંડી વાળશો ને કેથેબી મારેથી દુર જવાની વાત ફરીથી કરશો નહીં."

"આ શું થઇ ગયું!—કેવી રીતે વચન અપાઇ ગયું!!

આય તદન ફેરવાઇ ગયલા મામલાથી તે ચોંકયો. પણ અરે!– જેની તે પુંજા કરવા તત્પર તેનું આવું મીઠું ને આશ્ચભર્યું બોલવું તે કેમ ના પાડે?

"કેમ તમે મુગા કાંય ઉભાય? સમજો, માણસોથી કોઇ વખત ઘણી ગંભીર ભુલ થઇ જાયચ તેમાંની એક ગંભીર ભુલ તમે આજે કરતા હતા, મને કેહોની કે ફરીથી એવો ભયંકર વીચાર તમે નહીંજ કરશો." તેણી એવી રીતે બોલતી કે આજે લવજીને ખરેખર લાગું કે જાણે ઉપલા વાકયનો જવાબ તેણી અસાધારણ અધીરાઇથી સાંભળવા માંગતી હોય.

હા! ગમે તો દુઃખનો પહાડ તુટી પડે તો શું મુજાંકો છે પણ તે કગલતી છોકરીને સહેજબી હલગીર કેમ કરાય?

"હા હું વચન આપુંચ —જો તમે મને મારો જાન આપવા કહેશો તો તમારે ખાતર હું મરવા તઇયાર થવસ. હું થાગસ, જે થવાનું હશે તે થશે. પણ હું તમારી મરજીને તાબે છેઉં."

"વારૂં ને સાથે સાથે મને એમબી વચન આપો કે આજે તમે જીદ કરી મને તમારૂં જવાનું કારણ નથી કેહતા તો તમારી મરજી પણ હવે પછી જયારે હું પુંછું ત્યારે તમે તે મને જંણાવશો.

"કબુલ!" તે નાચાર થયલા જવાનને તદન ટુંકો જવાબ વાલ્યો."

"ડાકટર વેલેસ ખાત્રી રાખજો કે મારીપર વીશ્વાસ મુકવાથી તમે કદીબી પસતાશો નહીં. આજે સાંજે સાત વાગે મને બાગમાંજ મલજો, સાહેબજી." તેણી હવે પીઠ ફેરવી ચાલી જતી હતી.

પણ લવજી એકવાર પાછો પોતાને જેવી ને તેવીજ હાલતમાં જોતાં બરાડી ઉઠયો. "બાનુ રોદા વધું તમે મને કશું કેહેતાં નથી? એમનાં એમજ તમે ચાલી જાઓચ. ઓ ત્યારે હું તો જેવો ને તેવોજ ચીતભ્રમ તમને છોડી જાઉંછું. મારી હાલતમાં તમે ફેરફાર શું કીધો?"

તેણીનો ચેહેરો ગોલાબી થઇ રહયો. "મારાં જીગરને તમુને વાંચતાં શીખવુંજ જોઇશે! જ્યારે તમુને તે વાંચતાં આવડશે ત્યારે હમણુંનાં જેટલું તે તમુને ભારી નહીં લાગશે. ટ-ટા" હયાં તેણી ઝડપી પગલે ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૧૬ મું.

—:o:—

જમશેદ વેલાતી નાની બંગલીનાં પહેલા માળપરનું એક અલગું બારણું બંધ કરી ઘરધણી કંઇ લખવામાં ગુંથાયા હતા, પાસેજ આલાંમાય મશીનપર કંઇ સીવવાનાં કામપર મંડયા હતાં, પણ તેટલાં અંચીતું બારણું ઉઘડયું અને તે લોકનો માનીતો લવજી સામે આવી ઉભો.

"કેમ કંઇ તમે બેઉ જણાં આજે એટલાં બધાં ગમગીન?" તેણે આવતાં સાથેજ બેઉને દલગીર જોતાં સવાલ કીધો.

"લવજી, તું સાંભળીને ઘણોજ દલગીર થશે કે મી૦ હેરીસન સાથની મારી પહેડી તદન ભાંગી પડીચ ને તેમ થતાં મારી પાસનુ જે કંઇ થોડું ઘણું હતું તેબી ઘસડાઇ ગીયુંચ, મને ગઇ કાલનો છેલ્લો જવાબ મળવો જોઇએ પણ હજુર સુધી—"

"જમશેદજી હું જે કહેવા આયોચ તે તેજ છે." અધુરાં

વાકયોમાં તેણે તેવણને અટકાવ્યા-"કાલે હું ઘરે આવતો તો તેટલાં મને કોઇએ તાલી વજાડી થોભાડયો. મેં જોયું તો મી૰ સ્મીઠ-પેહડીનો મોટો ભાગ્યો. હું તુરતજ નજદીક ગયો. તેણે મને પોતાની ગાડીમાં લીધો કે ગાડી વોટસન હોટલ આગળ ચાલવા લાગી. સ્સ્તે જતાં એવણે ઘણી લંબાણથી પોતાની દલગીરી જણાવી કે જે આશા ગઇ કાલ વેર રખાતીતી તે તદન નાશ પામીચ, ને આવતી કાલે જતી સ્ટીમર 'ધી સ્ટાર'ની એવણ પેસેજબી લઇ ચુકાચ. એવણે મને કહ્યું કે ઘણી ઉતાવલ હોવાથી એવણ તમુને મળી શકશે નહીં. પણ વધુ વીગત કાગળપત્રથી હવે પછી ચલાવશે."

તદન ચુપકીદીમાં સાંભળતું તે જોડું તદન ગમખ્વાર રીતે શાંત બેઠું હતું. લવજી જેવો ચુપ થયો કે જમશેદે માથે એક તરાપ મારી.

"ચાલો જેમ ખોદાની મરજી. લવજી દીકરા હમણાં તો હું તદન અર્થી વગરનો થઇ ગીયોચ. તું જો મદદ કરે તોજ વે અમે કંઇ બીજી કોશેશ કરી શકશું. મને અમારે વરે થી લાગતું તેટલું મારાં આય બીચારાં ફુલ બચ્ચાંનું-મારી ક પુરી શહેરનું ઘણું લાગેચ."

તે ગમખ્વાર શબ્દો સંભળાતાં લવજીની આંખમાં ણી ભરાઇ આયાં,

"જમશેદજી, એમ નાહીમ્મત ના બનો. હું તમારોજ કરો છેઉં. મારી પાસે જેબી કંઇ છે તે બધું તમારૂંજ છે. । મને શીખવી કેળવી આવો મોટો કીધો. આજે મને હાથે તે રળી ખાતાં શીખવ્યો તો આલાંમાય, જમશેદજી હું લો નગુણો નથી કે આવી વખતે ડાચું વકાસી જોયા કરૂં?

એટલું બોલતાંજ તે ત્યાંથી પાંચ મીનીટ દુર થયો ને થોડાજ વખતમાં એક ફાયર પરૂફ કેશબોકસ લાવી વચમાં ટેબલપર મુકયો. "આય એમાં જે કંઇ છે તે મારી બધી માયા પુંજી છે, તે બધી તમારીજ સમજજો. આજની પ્રેકટીસના પૈસાથી હું મારૂં ભવીશ શરૂ કરશ."

થેંક યુ દીકરા જીવતો રહેજે હું એ તારી ભેટથી હવે હઇદરાબાદ જઇને કંઇ બીજી ત્રીજી રીતે બીઝનેસમાં પડવાનો વીચાર રાખુંચ ને તેથી ઘણું ખરૂં બે ત્રણ દહાડામાં આલુ, શહેર અને મારેથી તુને છુટું પડવું પડશે."

"પણ ખરા એ વાત ખરી છે કે તું હવે કંઇ પણવાનો વીચાર કરેચ? એ જો ખરૂં હોય તો દીકરા મારા જેવો સુખી કોઇ નહીં." તેવણ જવાબ માંગતી ઢપે થોભ્યા.

"નહીં જમશેદજીબા તેવું કંઇ નથી. લગનનો વીચાર મેં કોઇ કાલેબી કીધોજ નથી."

"ચાલ કીધો નથી તો કર. મારા એક ફ્રેન્ડ મી૦ મુલ્લાંની એક સગી છે. ઘણી દેખાવલી, શીખેલી ને ડાહી છે. જો તારી મરજી હોય તો હું એ વીષે—"

"બીલકુલ તસ્દી લેતા ના—મને હમણાં પરણવુંજ નથી ને જો કદાચ પરણવા વીચાર કરૂંબી તો તેને વરે મેં એક ઠેકાણું જોઇ રાખ્યુંચ. જમશેદજી જો તમારો લવજી પરણશે તો ત્યાંજ નહીં તો સદા તમે જોવોચ તેવોજ રહેવાનો!"

"પણ બા મને તો કંઇ જણાવશે કે નહીં કે તમારો ડોળો કયાં ખોભાયોચ?"

"નહીં, જણાવવાની કંઇ અગત નથી. કારણ મારા વીચાર અત્યાર સુધી તદન શેખચલ્લી જેવા છે. હું પોતેબી

જાણુતો નથી કે તે બાનુ મારા જેવા એક મીસકીન શખસને હા કહે કે નહીં ?" તેણે ખુલ્લી દલગીરીથી જણાવ્યું.

દીકરા લવ તે વાત તો લંબાણ થઈ. થાય નહીં, થાય તે રહેવા દે પણ તું મને તે છોકરીનું નામ તો જણાવ.

"નામ?–હા હા–નામ જાણુતાજ તમે લોક ચોંકશો–તે મીઠું નામ–રોદા ફીરોઝ ખુશરો–બહેરામ !"

"અરરરર–લવજી તું કાંય ઘેલો બનેચ" અત્યાર સુધી ગમગીનીની ચુપકીદીમાં બેઠેલાં આલામાય અંચીતા પુકારી ઉઠયાં. "જયારે તું જાણેચ કે એ ઠેકાણું મુશકેલ છે ત્યારે ત્યાં નજર કાંય લંબાવી?"

"બહેન નજર લંબાવવી–નહીં લબાવવી કંઇ આપણા હાથમાં નથી–તે છોકરીને મેં એતેફાક જોઇ ત્યારથીજ તેણી મને ગમી છે આલામાય, તમે ને જમશેદજીએ એ વાત કહાડી તો ઠીકજ થયું કે મને હવે મોઢેથી કેટલુંક બોલી દેવાનું ભારી લાગશે નહીં." તેણે હવે મોઢું નુંછી ખંખાર મારી પાછું ચલાવ્યું. "મને એ છોકરી ગમેચ ને મેં ઠેરાવ કીધોચ કે પરણવું નહીં ને પરણવું તો એજ છોકરી સાથે !"

"પણ બાવા એ બોલ તો આજના જવાનોની એક ફેશન છે. જો•દીકરા લવજી મેં જે સાંભળ્યુંચ તે હું તુંને કેહુંચ કે એ છોકરી ઘણી મગરૂર, મીજાજી ને છાલકીનું અધરણ છે" જમશેદે મોઢું કુમલાવ્યું.

"અરે દરેક જણ એને પુજેચ તમે શું જોઇને એમ—"

"પણ તું એમ ઉશ્કેરા ના." હવે આલાંમાય વચ્ચે પુરાયાં. "જે બધું એ બોલેચ તે તદન ખરૂં છે. સારૂં ગામ એને પુજેચ તે ફકત એના પઇસા અને ખુબસુરતીને–બીજું

કંઇ નહીં. એની ખાંડીમુંડીની મગરૂરાઇ તુંને પલેપલ રૂમરૂમ પોકરાવશે. એ છોકરી ઘણીજ, ઘણીઇઇઇજ તુમાખી ને એકલપે—"

"વોટ નોનસન્સ!" તે જવાન એક જબરી બરાડ મારી ઉઠયો "સારૂં ગામ ભુબખ બનેચ તેની સાથે આલાંમાય તમેબી કાંય તેવાં થાઓચ? એકલપેટી!–અરે સમજો કે ભરમ ભારી ને ખીસાં ખાલીવાળી છોકરીઓ કરતાં મારી રોદા ઘણીજ માયાળુ દીલની છે. એ ખાનગી રીતે ગરીબો તરફ કેટલી બધી ફીદા છે તે એ કોઇને જણાવવાની આટલીબી દરકાર રાખતી નથી."

"બા મને તો જે લાગેચ તે કેહુંચ કે એવી એક લક્ષા-પતી બાપની લાડકી ચીબાવલી મગરૂર છોકરીને પરણી તું કંઇ સુખી નહીં થાય.

"આલાંમાય, લોકો બડાં નીંદાખોર છે. તે લોકનું તમે ના સાંભળો. જુઓ સમજો. મને હવે વખત નથી તેથી ટુંકમાં કેહુંચ કે રોદા જેટલી હદ સુધીની ખુબસુરત છે તેટલી હદ વગરની એ ઉમદા ગુણોથી ભરેલી છે. તમે લોક એને બીલકુલ ઓળખતાં નથી, છતાં એને વરે એમ ખોટી નીદા કરવાનું તમુને શું કારણ છે? હું ભાર મુકીને ફરીથી કેહુંચ કે જો તમારો લવજી પણશે તો મોડે વેહલે એજ છોકરી સાથે ને નહીં તો કદી નહીં!" તે હવે મોહડું નુંછતો ઉઠી ઉભો થયો.

"સબુર લવ" જમશેદે હવે તેના હાથ પકડયો "પરણ-નારો તું છે કંઇ અમે નહીં. તારી ઉમર અને અકકલ તરફ જોતાં તુંને હવે પસંદગીપર છોડવાની અમારી ફરજ છે; તે કરતાં અમુને જે લાગું તે અમે તુંને જણાવી છુટાંચ. હવે

તારે ગમે તેમ કરજે.અમે લોક આવતી કાલે સવારની ત્રેનમાં મુંબઇ સદાનું છોડી જઇએ તે અગાઉ હું નહીં ધારતો કે હવે આપરે પાછા મળ્યે. ચાલ, સાહેબજી. ઘણો સુખી થજે ને જીવતો રહેજે." તેવણે ખરી પ્રીતથી શેકહેંડ કીધી. આલાંમાયે ભાઇને ઓવારણાં લીધાં.

વ્હાલી બહેનથી છુટું પડવાની છુપી ગમગીની સાથે તે જવાન ત્યાંથી બહાર પડયો.

"અરેરે—માતા સમાન વ્હાલથી ચાહનારી હેતવંતી બહેનથી સદાનું છુટું પડતાં આખી દુન્યામાં તદનજ એકલવાયો થવાનાં ભયંકર ખ્યાલમાં ગુંથાતાં દુ:ખી લવજી થોડો વખત તે છોકરીને પણ ભુલી ગયો.



## પ્રકરણ ૧૭ મું.

—:o:—

'રોદા' વીલાના રોનકદાર વરંડાના નકશીદાર કટોરાઓને અઢેલી બાનું રોદા તબેલામાંથી ગાડી આવવાનો રાહ જોતી ઉભી હતી. તેણીના રોનકદાર આંગળાં તે કટેરાની નકસી સાથે મસ્તી કરતાં હતાં. જયારે તેણીનું બધું ધ્યાન તો કેથે ચરવાજા ગયું હતુ. મરહુન કલરની સાડીમાં ને પાજના સફેદ ઠાઠબંધ વાસકુટમાં જાણે એક મારબલનું ઘડી કહાડેલું પુતળુંજ તેનો ચેહેરો રજુ કરતું હતું.

દેખઇતી રીતે તેણીની ખાલી આંખો કોઇ ખુસ ખ્યાલોમાં રોકાયલી હતી. લવજી પોતેતો તેણીનું દીલ હજુર ખાત રીથી વાંચી શકતો નથી, પણ આવતી કાલે એ આવે ત્યારે મુગી રીતભાતોથી પણ તેને કેવી રીતે જણાવી દેવું કે તેણી

તેને સાચ્ચા પ્યારથી ચાહે છે. તે ખુશ પ્લાનમાં તેણી પુશકળ મસગુલ હતી પણ તેટલાં—

"હે. હે. હે. હે, !"

એક અણુકાતું હસવું તેણીનાં કાનમાં અથડયું. તેણીએ પોતાની ફાંકડી ડોકી ફેરવી જોયું તો બારણાંપરજ માર તમારે એસ્કીટાટ થઇ મુછ સમારતા ગોદરેઝજી ખડખડ હસતા ઉભા હતા.

"કેમ વરી તુંને શાને હસ્વું આયું?"—જરાક દમમાંજ પાછી જેમની તેમ ઉભી રહેતાં તે પટપટી.

"પણ હું નહીં સમજતો કે આખોમાખો વીલા મુકીને અહીં વરંડાની હવા તુંને આજે શાની ભાવી આવી?"

"હું તો જરા ડરાંઇવ લઇ આવવા ખોટી છેઉં. ગાડીની વાર જોઉંચ" દમથીજ જવાબ ફરી વળ્યો. "પણ ગાડી તો તુંને ડોરા ધુરકેચ. પણ તારૂં ધ્યાન કાંહ છે? તારી 'રોઝી' ઘોડીનો ખંખાર હું અંદરથી સાંભળી બહાર આયો પણ તું અહીં ઉભેલી સાંભળતી નથી. ખરૂં કેહુંચ રોદા તું—"

"બસ કરો, શેઠયા મને તમારૂં લંબાણુ પીંજણુ જોઇતું નથી, સમજ્યા કે?" તેણીએ જવાની તઇયારી કરવા માંડી. "તમારી સવારી કાંહ ચાલી."

"આપરી!—હે હે હે—આપરે તો જયાં ગીયા ત્યાં સરખા! તમો બાનુનો હોકન હોય તો આજે તમારી સાથેજ ધાઈ મારવાનો આપણો તો વીચાર છે. કેમ શું વીચાર?" તે મુછ ટુંપતો જવાબ માટે થોભ્યો.

"તારી મરજી હોય તો આવ, મને શું અડચણુ હોય?"

આહ! બીજી બે પળમાં તો તે સુંદર પુતલી અદભુત

લટકાથી તે નાની ચાર્ટમાં ચઢી બેડી જેની પાસે ખુશાલ તે જવાન લગાર ગેલથી ગોઠવાયો. હા, બંનેનાં મનનાં તુરંગો આજે ખુશ હતા. પણ,-પણ એક ત્રીજો જીવ તે જતી ગાડીને જોતાં-કેવાં ઉંડાં વમાસમાં પડી ગયો હતો ?

શીરીને પોતાની બારીમાંથી આ જતી ગાડીને જોતાંજ મોડું કચવાવ્યું. ગોદરેઝ-ગોદરેઝ મેં તુંને ના કહેલું કે રોદા પર તારી નજર ના દોડાવતો છતાં આજે તું ખાસ એની સાથે ગીયોચ એટલે તું કંઇબી નવનું દોહડ કરવાનો. ખુદા તુંને સારૂં સુજાડે ને આજે તું કંઇ કાચ્ચું કાપતાં હઠે તો સારૂં. બાકી લવજીને જીવજાન આપતી એ છોકરી તુંને જવાબ આપવાનીબી દરકાર રાખશે નહીં."

પરવર-કેવું ઉમદા દીલ !! તે છોકરીએ એક ઘડીભરબી નહીં ચાહ્યું કે રોદા લવજીને છોડી ગોદરેઝ તરફ ખેંચાય નહીં, તેમ થતાં તો તેણીનો વહાલો જવાન લવજી બેહદ દુખી થાય તે તે છોકરી કેમ સાંખી શકે ?

પણ આય તરફ એવા દુખી વીચારોમાં શીરીનને મુકી પેલી ચાર્ટમાં જરા કાન ધરોની.

"વેલ-રોદા હે હે હે મને ઘણું હસવું આવેચ કે એવા તે શું ભારી વીચારમાં તારૂં ધ્યાન ગુંથાઇ ગયલું કે આજે તેં નાકનાં દાંડા આગળ ઉભેલી ચાર્ટબી નહીં જોઇ?" ગાડીમાં ગોઠવાતાં સાથેજ ફરીથી તેજ વાત ગોદરેઝે છેડી. "વળી મને નહીં કહે-તું શું વીચારમાં ઉભેલી !"

"નહીરે વીચાર શાનો જો, આજની સાંજ જરા મજાહની રળીયામણી લાગતીતી તે જરા તેથી બેધ્યાન થઇ ગેઇ હોવશ. બાકી મારા જેવીને વરી વીચારો શાના હોય ?"

"નહિ—નહિ દેખઇંતી રીતે તો સાંજ જરાકબી ખુસ નથી, પછી કોણ જાણે તારા કંઇ ખ્યાલો રળીયામણા હોય તો !"

રોદાએ બે ઘડી આય ઠાવકા કઝીનનું કોડું જોંપ્યું.

"રોદા—હું બીલકુલ સમજી નહિ શકતો કે—કે—"

"કે શું બોલની અચકાય શાનો ?"

"તારામાં મને કંઇ ઘણોજ, ઘણોઓઓજ મોટો ફરક લાગેચ ! તું ગોરી ગોરી તો ઉતીજ પણ થોડા દહાડા થયા તું ઘણીજ ગેલમાં દેખાયચ—શું છે જરા મને તો જણાવશે કે એકલી એકલીજ મઝાહ લેશે."

"મરે હવે કાંહ જાઉં ?" ગુલ તું કાંય એમ આઇ બાઇના દોરા બારેચ ? હમણાં પપાને એ તારી ચતુરાઇ કેહું તો તેવણુબી તારાં ઘેલાંપણાંપર જરા હસી ગોરી ગોરી ઉતી ને બલુ બલુ થઇ ગેઇ એ શું તારાં ખેમાણુ !" જો કે તેણીએ ખડખડ હસી દેતાં ઉપલો વાકય ઉડાવ્યો પણ સામી બાજુએ ગોદરેઝ હતો.

"રોદા તું મને ગમે તેટલો ઉડાવ. મારા વીચારોને વાહીવાત માન પણ મારી આંખમાંથી તારી આય ફેરવાયલી ચાલ કદી છુપાવાની નથી. મને કેહ, તારી જીંદગીમાં નવું શું બન્યુંચ?" તેણે તે છોકરી સામે એવું ટીકયું કે ખચ્ચીત એ પળ તેણી લગાર બેધ્યાન બની ગેઇ.

"જા, બા ગુડી" તે હવે ધપ કરતી ગાડીનાં ખુણામાં અઢેલાઇ પડી રૂમાલનો ડુચો મોહડામાં ખોસતાં બોલી "એમ મારી સામે ટીકી ટીકીને શું જોયા કરેચ ? બયું મારેથી જાણે તારો શું એક ગુનાહ થઇ ગીયો હોય તેમ નરવસ થઇ જવાયચ. ગુડી હું કંઇ તારા વીચારોની વચમાં નથી આવતી

પણ તુંને ખાતરી આપુંછ કે મારી જીંદગીમાં નવું કંઇ બન્યું નથી."

"તું ગમે તેટલું ના કહે પણ રોદા ડીયર હું કહુંછ કે ધેર ઇઝ સમથીંથ–ને ધેટ ઇઝ સમથીંગ ઇઝ સમ વન! તું મારીપર વીશ્વાસ નહીં મુકે તો તારી મરજી, પણ તેવું કંઇબી હોય તો મારી ચેતવણી સમજી લે."

"ગુડી–તેવું કંઇ નથી. લાલ થયલે ચેહેરે તેણીએ રૂમાલ સાથે રમતાં કહ્યું. છોકરી તું કોઇના પ્યારમાં હોય તો તેમાં તુંને ગુનાહ માનવાનું કંઇજ કારણ નથી. પણ કશુંબી ખોટું પરીણામ આવે તે અગાઉ મારી ચેતવણી સાંભળી લે કે એ કામ ઘણું ગંભીર છે. જો વધારે આગળ વધું તો એ એક ત્રેજીડી છે. વહાલી છોકરી, તું મને એક બહેન કરતાં આલે છે. વાસ્તે કહુંછ કે જીંદગીમાં તે એકજ ચાન્સ છે જે હમેશનો ગળે ઓલવાઇ રહેછ. રોદા તું એકવાર એક જણને ચાહે તેની અગાઉ બેવાર વીચાર કરજે. જવાબ આપની–" તેણે તેણીનો નાજુક હાથ પોતાના હાથમાં લીધો, હા–દેખઇતો તે સફેદ હાથ ધરૂજતો હતો. "કહે રોદા, શું એવું કંઇ થઇ ચુકુંચ?"

"ન–ન–નહી–હા–નહી"–તેણીએ તે હાથ ખેંચી લઇ મોહડું લુછયું "ગુડી તું નચીંત રેહ, હું તારી સલાહ જરૂર યાદ રાખસ પણ ખુદા ખાતર હાલતુરત એ વાત માંડી વાળ.

"બીજી ત્રીજી વાતમાં વખત ગાળી ગોદરેઝ ઘરે પાછો ફર્યો પણ તેનો બડબડાટ એજ હતો કે "નહી–નહી. બસ મને સમજતાં વાર નથી લાગતી કે કોઇએબી એનું જીગર જીતી લીધું છે. હેવન નોઝ તે કોણ છે? તે તેણે એનોએ ખ્યાલ કરતાં મુછ ટુંપી કહાડી પણ ખરૂં બોલ્યે તો આ જવાનને

પોતાની મગરૂર કઝીન જવાન માટે સ્વપનેબી ખ્યાલ નહીં આવ્યો કે તે એક સાધારણ ડાકટરને એક આખા ઝાંખા ખ્યાલથીબી ચાહતી હોય.

હા ! જીગરનો ફાંટો કેવો છે !

——:૦:——

## પ્રકરણ ૧૮ મું.

—:૦:—

હા, પ્રીય વાંચનાર આખરે તે બેઉની અસાધારણ અધીરાઇ વચ્ચે ઘડીયાળ દયાળુ થયું ખરૂં ! દીલખુશ પમરતા બાગમાં ભટકતી રોદાએ વીલાના ઉંચા ટાવરમાં સાતનો ટકોરો થોકાતો ખુશીથી છલછલતાં દીલે સાંભળ્યો. હવે તેણીની આંખો પળેપળ દરવાજાપર દોડી પોંહચતી.

બે મીનીટ–ચાર મીનીટ વધી ને આખરે કાળા સુટમાં દીપી નીકળતો ખુશ હસ્તા ચહેરાએ લવજી વેલેશ તે ગોલાબી છોકરીની સામે આવી ઉભો–"સાહેબજી રોદા, આઇ મીન, મીસ ખુસરો મહેરામ" તેણે આવતાં સાથેજ હાથ લાંબો કીધો.

"હું–સાહેબજી" જો કે દીલમાં બેહદ ખુશાલી છતાં તેણીએ શરૂઆત ઠીક ગંભીરતાથી શરૂ કીધી. મજાનાં પ્રીટ ફેશનનાં બદીયનમાં ખોસેલી થોડીક સફેદ ગોલાબની કળીઓ અને થોડીક મરતલની કળીના બંચથી તેણીનો દેખાવ એક મધમધતી માલણ જેવો લાગતો હતો. શુધ સફેદ સાડીમાં તેણીનો ખુલ્લાં કાળા બાલના ચોટલા સાથનો ગોલાબી ચેહરો ઘણોજ શોભી રહયો હતો. તે જવાનને જોતાંજ તેણીથી હસાઇ હસાઇ જવાતું હતું.

"કેમ તુમારો મીજાજ કેવો છે ? હું ધારૂંચ કે સવારેના તમારા ઘેલા ગાંડા વીચારોને તમારાં દવાખાનાના એક બાટલામાંજ તમે પેક કરી આયા હશો." હસતાં હસતાં રોદા બોલી.

"તમુંને પ્રોમીસ આપ્યા પછી તો હવે તે વીચાર મારાં હઇયાંમાં તો શું પણુ મારાં દવાખાનાનાં એક બાટલામાંબી રાખવા ખુશી નથી.

"ઓહો—એટલું બધું ?—ચાલો ત્યારે તેની ખુશાલીમાં મારી તરફની એટલી પ્રેઝંટ કબુલ કરો." તેણીએ પોતાના નાજુક હાથે પોતાની છાતીપરનો તે બંચ ખેંચી કહાડી હસ્તે મોહડે લવજી સામે ધર્યો.

ગુલાબની સફેદ કળીઓ અને પમરતાં મરતલની ભેઠનો અર્થ એક નાનું બચ્ચુંબી સમજી શકે. પણુ લવજી? તે દીવાના જવાને હસ્તે ચેહરે ઉપકાર માની તે લીધું. પોતાની લાગણી જાહેર કરતાં તે ખીલતી કલીઓપર તેણે એક કીસબી લીધી છતાં તે નાની છોકરીનું જીગર વાંચી ચુકવાની હીમત તેણે હજુ કીધીજ નહીં. રોદાએ તેની એ બેપરવાઇપર દુઃખી ચહેરે જોયું.

"શું કામ એ એટલો બધો ઘાતકી થતો હશે ?" તેણી મનમાં પટપટી. હું એને હજારો રીતે મારી લાગણી જાહેર કરી ચુકીચ પણુ એને કોણુ જાણે થયુંચ શું તે સમજતોજ નહીં."

"ખરેખર—આજે હું મને ખરેખરો ભાગ્યશાલી ગણુંચ !" તે ફુલોને સુંઘતા લવજીએ ખુશાલી બતાવી.

"વેલ, હવે મને તમે જરા કહેશો કે આજે સવારે તમે શું ઘેલાપણું લઇ બેઠેલા ? મને તે જાણુવાની ઘણી અધીરાઇ લાગેચ."

"શું કરૂં ? ઘણો દલગીર છેઉં કે તે હું બોલી શકતે નથી. કાન્ટ હેલ્પ ઇટ."

"નહી, એમ બનશે નહીં ! તમે મને પ્રોમીસ થઇ ચુકાચ. તમુને આજે મારી આગલ ખુલાસો કરવોજ પડશે ?" તેણીની કાકલુદી કરતી આંખોપર બે પળ ટીકતાં લવજીએ તે બંચ પાસેના બેન્ચપર મુકી દીધો અને પોતાના હાથમાં રોદાના બેઉ નાના મખમલી હાથો પ્રીતથી પકડયા.

અરે, હું કેવું ઇચ્છુંચ કે મારાં મગજમાં રાત દહાડો ચાલુ રમ્યા કરતી તે આખી ડીકશનરી તમારી આગલ ખુલ્લી કરૂં ? હું દોલત-દરજ્જાની આજ સુધી દરકાર રાખતોતો નહીં, પણ હવે મારાં તે ઘેલાપણાંને ખાતર હું ઇચ્છુંચ કે જીંદગીના કોઇબી જોખમે તે મેળવવાને હું શકતીવાન થાઉં. જો તેમાંનું એકબી હોતે તો હું તમારે લાયકની પોઝીશનથી એટલો દુર નહીં હોતે. જો મારી પાસે આ દુન્યામાં પુંજાતી દોલત અને દરજ્જો એ બેમાંનું એકબી હોતે તો તમારી નજદીક આવવા હું ધરતી અને આભ એક કરતે. મીસ ખુસરો બહેરામ. આજે હું જેબી કંઇ એકરાર કરૂં તેને માટે હું તમારી ફરીફરીથી માફી ચાહી લેઉંછ. જ્યારે તમે મને ખાખસુસ પુછોછ ત્યારે સમજો કે આજ સુધી જો કોઇબી છોકરીને મેં જીગરોજાન અર્પણ કર્યાં હોય તો તે તમેજ છો. ખરેખર એક માણસ કદીબી એટલા પ્યારથી એક બાનુને ચાહી શકશે નહીં-હું જાણુંચ-હું માનુંચ કે મારી બધી આશા ધુળ છે. છતાં હું નાચાર છેઉં-હું એટલુજ માગી લેઉંચ-કે આય મારા પ્યારના બદલામાં મારી તરફ ગુસ્સો બતાવતા ના. કોઇબી જાતની બીહક વગર હું મારૂં શરૂં કીધેલું પુરૂં કર-

વાનો. જો એકજ વરસ તમુને મારા સંસારનો સાથી બનાવી શકતો હોઉં તો મારી બાકીની આખી જીંદગી તેના બદલામાં આપી દેવા તઇયાર છેઉં. હા, તમે એક લખપતી શેઠયાની દીકરી છેવો જ્યારે હું તો એક ગજવે ગરીબ પણ દીલે તવંગર જવાન છું. જો હું એક દોલતવાન દરજ્જાનો આદમી હોતે તોબી એથી જાસ્તી પ્યાર હું કદી આપી શકતે નહીં. ખુદા શાહેદ છે કે કેવા બુલંદ અને ઉંડા ચાહથી હું તમને ચાહુંછ! બસ બલતા આતશ સાથે મારો પ્યાર સરખાવો. હા, જો તમને મારા શબ્દો ગુસ્સે કરતા હોય તો લાચાર છું પણ સમજો કે તમારી સજાની મને અગત નથી. રોદા-વહાલી રોદા, તમારા પ્યારની બેજારી કરતાં કોઇબી સજા મને વધારે કાતીલ લાગનાર નથી. બસ રોદા ડીયર મને હુકમ કર કે-'મારે ખાતર મર'-હું તેવાં મરવામાં મોજ માનશ-ને ગમે તો હસ્તે ચેહેરે ફરમાવ કે-'મારે ખાતર જીવ'-તો હમણાના આવા જીગરના ઝુરાપા છતાં હું ખુશીથી જીવસ, તમે ગુસ્સાથી ચાલી જાવ તેની અગાઉ એકજ વખત-મારી ગમ જોવો"-

કશો જવાબજ નહીં-ખરાં જીગરનાં જોશ સાથનું ઉપલું બોલવું લવજીએ ધીરે ધીરે લાગટ દસ મીનીટ સુધી બોલ્યા કીધું પણ તે બધો વખત રોદા તો પોતાના બેઉ હાથો ખુશીથી તે જવાનના કબજામાં આપી વાંકી ડોકે ભોંયપર ટીકતી સાંભળતી ઉભી હતી. છેલ્લા ખુલ્લા વાકય છતાં તેણીએ નહીં ડોકું ઉંચકયું કે નહીં કંઇબી જવાબ દીધો,

'રોદા, મેં કદીબી એવી આશા નહીં રાખેલી કે એવો એક દહાડો આવશે કે જયારે તારી આગલ મારો પ્યાર હું જાહેર કરશ ને તું આટલી બધી શાંતીથી સમજશે. રોદા,

વહાલી રોદા, કહે કે મારો આ ખાલેસ, એકરાર તારૂં દીલ દુઃખવતો નથીની?

આખરે તેણીએ સેહેજ ઉંચું જોયું. "હં ત્યારે તમે એટલા બધા પ્યારથી ચાહોચ કે મારેથી દુર નાહસી જવાબી તઇયાર થયલા!"

"કારણ?–તારો પ્યાર!"–

'ત્યારે હવે ના જતા." વલી પાછું તેણીએ નીચું જોયું.

"રોદા મારૂં આટલું બધું સાંભળ્યા પછી તું મને તારી નજદીક રહેલો જોવા ખુશી છે? મારૂં ઘેલાપણું તુંને—"

"હું તમારામાં સેહજબી ઘેલાપણું જોઇ શકતી નથી" તેણીએ હવે અતી મધુર અવાજે અને ધીમા સાદે બોલવા માંડયું. હજુબી તેણીના કમાનદાર હાથો તે માનીતી બેડીમાં પડેલા હતા. "તમે તમારી કીમત ઘણીજ ઉતારી પાડોચ. દોલત અને દરજ્જાની નજીવી ચીજો સીવાય ઘણી ઉમદા બક્ષેસો તમારામાં ભરેલી છે. "તમે દોલતને એટલું મોટું વજન આપોચ તે જાણી હું ખરેખર ઘણી દુઃખી છેઉં."

"રોદા, હું તેને નથી ચાહતો પણ મારૂં કારણ એજ કે તેના વગર એક શખસ પોતાના કરતાં ઘણી વધુ તવંગર હાલતની છોકરીને પોતાનો સંસારનો સાથી બનાવવાની ઉમેદમાં કેમ ફાવી શકે?"

"એક માણસ ચાહી શકે કે નહીં તેની સાથે મને કામ નથી પણ સમજો, મને પોતાને તો કદીબી પૈસા જેવી નીચ ચીજ જીતી શકશે નહીં. તેણીએ પોતાના દીલના તીરસ્કારથી દોલત તરફ તુચ્છકાર જણાવ્યો."

"ત્યારે તુંને શું જીતી શકે? રોદા, પ્લીઝ મને જણાવ.

જોકે મારૂં પુછેલું વ્યર્થ છે, કારણ મારી પાસે એવી એકબી ચીજ નથી કે જેથી હું તુને જીતવાની આશા રાખું. છતાં મને કેહ–મને કહો બાનુ કે તમુને શું જીતી શકે!"

"એક લવીંગ હાર્ટ! કોઇબી બીજી ચીજ કરતાં તે મને જલદી જીતી શકશે."

"ઓહ, આઇ હેવ ઘેટ!—ઓહ રોદા તું મને તો નથી સંભળાવતી—મને કહે—મને સમજાવ!"

"તમે કાંઇ નથી સમજતા, તમે જરાકબી શાંત રહો તો સમજી શકો કેની? મારી આખી જીંદગીમાં તમારા સીવાય કોઇએબી મારો હાથ પકડયો નથી. મારી જીંદગીમાં તમારા સીવાય હું કોઇનીબી સાથે ખુલ્લે મને હસીને બે બોલ બોલી નથી. મેં કોઇનેબી કદી ફુલની પ્રેઝંટ આજ સુધી કીધી નથી છતાં. એ બધું છતાં—તમે હજુ મને સમજી શકતા નથી—કેવું અજબ જેવું?"

"હા, ખરેજ, તમારી તરફના જીગરના ચાહમાં હું બધું શાન ભાન ગુમાવી બેઠોછ? તેણે ઉપકારથી ઉભરાતી છાતીએ તેણીનો એક હાથ પોતાની છાતીએ ધર્યો, "હું કેટલો ખુશી છેઉં કે તું મારીપર ગુસ્સે નથી થઇ.

"હું તમારીપર કદીબી ગુસ્સે થઇ શકશ નહિ."

"ચાલ ત્યારે મને ખાત્રીથી ખુલ્લું કેહ કે તુંને મારી દરકાર છે, બોલ—હું એમ માનું કે—કે યુ લવ મી?"—

"તેમ માનવાને તમે ઘણાજ અવારા જાગ્યાચ."

"ઓહ, ટેલ મી અગેન–ડીયર–મનાવ કે તું મને ચાહેચ."

"હું તમુને ચાહુંચ." તેણીએ માયાથી સમજાવવા માંડયું. "ને હમેશ ચાહવશ, લવ મે કોઇનેબી આજ સુધી પ્યારનાં

સખુન કહયા નથી. મેં તે તમુને એકલાનેજ કહયાચ ને તેને વરે હું પોતે મગરૂર છેઉં. ચાલો હવે બાકીનું ભવીશપર રાખો ને તમારા ઘેલા ગાંડા વીચારોને છેલ્લી સલામ કરી રોજ મને રાતના ખાણા પછી આઠથી નવ એક કલાકની તમારી દીલખુશ કંપની જરૂર આ મારી માનીતી જગાપર આપતા જજો જો–જો કદીબી ચુકતા ના સાહેબજી."

હજુ તો લવજી તેણીને અટકાવે તે અગાઉ તો એક મીઠાં બાઉ સાથે હસતી તે છોકરી ગેબ થઇ ગેઇ. આહ! તે ગેબ થતા આકારને ઠેઠવેર નીહાલતો તે જવાન પોતેબી વહી ગયલા સુખી બનાવપર ગોહર કરતો તે પમરતા બાગમાંથી બહાર પડયો.

——:o:——

## પ્રકરણ ૧૯ મું.

—:o:—

હા, માણુસ જાત માત્ર એકલપેટું! આદમ જાત એકલ-પેટી તો તેમાંથી લવજીને અને રોદાને કેમ બાકાત રખાય? તે જવાન જીવો એકલપેટી અદાથી ઉપલી મુલાકાત લેતાં હતાં. ત્યારે તેઓને દુન્યાની દરકાર શું હોય કે ત્યાં છુપાઇ રહેલા ત્રીજા જીવની આટલીબી તેઓ કનવાર કરે? એકને બદલે સાત જણાં કાંય નહીં સાંભળતાં પણ રોદા કે લવજીને તેની ભલ ફીકર.

અરેરે–ભલે તેઓને તે ગરીબ બાપડી સાંભળનારની ફીકર નહીં હોય પણ તેણી પોતે તે કેટલાં અસહય દુઃખથી સાંભલતી હતી તે તેણીનો જીવજ જાણુતો હતો–તે કોણ?

રાંક મીઠી શીરીન!!!

તે સમજુ શાણી છોકરીને એક ખાનગી મુલાકાતની

જાસુસ વાંચતાં ખચીત ઘણું અજાયબ જેવું લાગે છે. પણ સંજોગનો ભોગ કોઇથી મીટાડાતો નથી. આજે સાંજે રોદાએ ગોદરેઝને જણાવ્યું તેમ શીરીનના જીવને બીલકુલ સારૂં નહીં હતું. દીલમાં ધીમી તાપ ચાલું હતી. તે નાજુક છોકરી ચાલુ ધીમી ઓખારથી તદન નબલી પડી ગઇ હતી. છતાં તેણી કંઇબી દવા–દારૂ લેવા સાફ ઘસીને ના પાડતી. તે પોતાના મનમાં એમજ માનતી કે મારા દુઃખની દવાજ નથી.

આજેબી તેણીને લગભગ ૧૦૨ જેટલી તાપ હતી, હદ વગરની નાતવાની હતી પણ એકના એક બીછાના ઉપર ચાલુ તરફડયાં મારયા કરવા કરતાં એકના એક આશા વગરના તુરંગોમાં ભેજાંનું દહીં કરવા કરતાં તે ઓચીંતી ઉઠી. એક નરમ શાલ ગળે માથે વીટાલી લઇ ઘભરઇ ઘેરઇ આવેલા મનને ખુશ હવા આપવાના ખ્યાલમાં બાગમાં નીકળી પડી. ડાબી બાજુએ વલી લાંબો ચકરાવો લઇ તેણી પમરતા સુગંધી ચંબેલીના માંડવા નીચે આવી અટકી પડી. તે ગીચ વેલની પછવાડેથી નભરવશપણે તેણી જરૂરજ પસાર થઇ જતે પણ ઓચીંતો તેના કાનમાં રમી રહેલો એક માનીતો અવાજ સંભલાયો–અરે કીયા શબ્દોમાં તે સાદ સંભલાયો–કેવા સજડ ઝટકાથી શીરીને એક ઝોંક ખાઇ પોતાની ફાટી જતી છાતી જોરથી દાબી! આહ! એકજ–ફકત એકજ વાકય તેણીએ સાભલ્યો—ને ઝટ તેણી પોતાની કઢંગી દયાજનક હાલત પુરી સમજી ગેઇ.

"ગ્રેટ હેવન! હાઉ આઇ લવ યુ!–બળતા આતશ સાથે મારો પ્યાર તું સરખાવ!'

દુનીઆના કોઇબી બીજાં દુઃખ કરતાં આટલાજ વાકય

લવજીનાં સાહદમાં સાંભળતાં શીરીનને ઘણું વધારે દુઃખ થયું. તેણીએ કેવું ઇચ્છયું કે તેણી બેહાલ શીક પડી હતે-કે આજે આય કઠોર બોલવું તેણી ચાલી ચલાવી સાંભળવા આવી શકતે નહીં. તેણીએ બે કદમ પાછું જવા ભર્યા-પણ ઓ અજાયબી! જુસ્સાને મારે લવજી વારંવાર ડોકાં ફેરવતો તેણીએ તે અવાજપરથી પારખ્યો. આહાં હવે તો પાછું ફરવામાંબી મોટો જોખમ તેણીએ જોયો. ઓ દાદગર! જીગરના ટુકડે ટુકડા કરી નાખનારાં વધુને વધુ વાકયો તેણીનાં કાનપર પડતાંજ તેણી હવે પોતાની શકતી ખોઇ દેવા લાગી, આહ! બે ત્રણ વધારે શબ્દો અને તેણી બેધડક તે માડવામાં બીછાવેલી સુંદર લીલોતરીપર બેસી ગઇ. તેણીએ પોતાનું નબળું માથું ખોળામાં નાખી દીધું.

"ઓ, બાપ મારી મરજી વીરૂધ તું મને આય છાતીતોડ શબ્દો સંભલાવેચ? ઓ લાગણી વીરૂધની મુલાકાત મારી આંખે દેખડાવેચ?" તેણીએ પોતાની આંખો કમકમીને ઢાંકી ને કાન જોરથી પોતાના બંને હાથે દાબ્યા. આહ-એ બધું છતાં તેણી એટલું જોઇ જાણી શકી કે લવજી કે જે નવજવાનને તે પોતાના સામટા આખા પ્યારથી ચાહતાં શીખી હતી, તેજ જવાને રોદાંનો પોતાનો પ્યાર આજે જાહેર કીધો હતો અને રોદા કે જે છોકરીપર તે પોતાનો જીવ પ્રાણ આપતી તેજ છોકરીએ તે મોટી ખુશીથી કબુલબી રાખ્યો હતો!!

"બસ, ઓ જીગર તારી આશા સમાપ્ત!-હમેશની સમાપ્ત-ઓ જીવ તારૂં સુખ ખલાસ-હમેશનું ખલાસ!"-ઉડી જતા જીવને નબલે હાથે દાબી તેણી એટલુંજ બડબડી શકી. કોણ જાણે કેટલોબી વખત તેણીએ તેજ પ્રમાણે છરીની

ધારપર કહાડયો. પણ જયારે કાનપર પડતો પડઘો બંધ થયો કે તે તુટી ગયલાં જીગરની એ છોકરીએ એક લાંબો છુટકારાનો દમ ખેંચ્યો. તેણીએ ધીમેથી ડોક ઉંચી કરી જોયું તો હા-ખલાસ! પ્રીતની તે કાતીલ મુલાકાત ખતમ થઇ ચુકી હતી. તેણીએ પોતાની સાડી પખોડી અને ધીરેથી તેજ કમનસીબ જગાપર બહાર આવી ત્યાંના બાજઠપર બેસી ગઇ.

"વાહ કેવાં સરસ ફુલો છે! બેસતાં સાથેજ ત્યાં પડેલો એક સુંદર બંચ ઉંચકી લેતાં તે બબડી" પણ સબર એ બંચ તો આજે રોદાની છાતીપર લટકતું'તું ને એટલાવારમાં અહીં કેમ આયું? આહ-હા, બરાબર હવે સમજ પડી. તેણીએ એક લાંબો નીસાસો નાંખ્યો. "લવજીને એ ભેટ થયો હશે પણ ત્યાર પછીની લવજીની ઉશ્કેરાયલી હાલતમાં ને પ્યારની લેણદેણમાં એ બીચારો ગરીબ મારી કાની બધાંથી ભુલાઇ ગીયોચ! હા, મીઠાં મધુર ફુલો, લખો જેટલાં નીર્દોશ છેવો તેટલીજ હું પણ નીર્દોષ છેઉં. અરે અત્યાર સુધી હું આશા ભેર ૨૨ વરસની થઇ તરેહવાર ઝકઝકીત આશાઓથી મેં મારૂં દીલ ઉધાયુ" પણ હવે અફસોસ-હવે મને મારી જીંદગીમાં બધું લુખ્ખું ને સુકકું સુકકું લાગેચ."

• "આહ-આય ગુલાબ કેવો ખીલી રહયોચ!" હવે તે તે બંચના ગુલાબને સુંઘવા લાગી. "એ ફુલ એકજ વખત ઉગ્યું-તે એકજ વખત ખીલ્યુંચ હા, નથીજ-બસ તેમજ મારૂં કમનસીબ જીગર એકવાર વ્હાલા લવજીનાં પ્યારમાં ખીલી રહેલું-પણ આજે-આજે-તે કરમાઇ ગીયુંચ-અરે રોદાનાં ચહડતાં નસીબે મારાં જીગરને કચડી નાંખ્યુંચ-ખેર! તે એક વાર કચડાયુંચ-ને હંમેશ કચડાયલુંજ રહેશે. હા-મારી જીંદ-

ગીનાં છેડા સુધી મારા જીગરની જગા આજથી ખતમ અને ખાલી થઇચ." એક જોરાવર ડચકું તેણીની નબળી છાતીમાંથી બહાર નીકળી પડયું.

"બસ હવે મને મારી જીંદગી કંઇ જુદીજ કીસમે પસાર કરવાની છે" પાંચ મીનીટની ચુપકીદી પછી તેણી કંઇક મક્કમતાથી બડબડવા લાગી. "હું ખમસ-આય આફતકારક ફટકો હું ખમસ-મારા કરમનાં ફળ તરીકે હું એ પુરેપુરી શાંતીથી ખમસ! રોદા, રોદા, હું તુને કેવી ચાહતી'તી ને તેં અજાણપણે મારો-અરે મારાં જીગરનો કેવો નાશ કીધોચ? ઓ તુંને તેની કાંહ ખબર છે? પણ કંઇ નહિ, શીરીન તરીકે હું આજે મારા લવજીને ગુમાવી બેઠીચ પણ આહ! ખુદા તારી મરજી હશે તો એજ જીવને હું મારા હવે પછીના કોઇ બી ફેરામાં જરૂરજ મેળવશ. ખુદા મને શાંતી અને શકતી બખશ!" ખુલ્લાં આકાશની બાજુમાંનાં અસ્ત પામતા સુરજના ઝળઝળતાં કીરણો ગમ તે મધુર છોકરીએ કલગલતી અરજે બેઉ હાથો ઉંચા ધર્યા. "ઓ બાપ, મારા હાથમાંથી લવજી એક ધણી તરીકે છટકી ગીયોચ તો શું મુજાકો છે? રોદાએ અંજાણપણે મારો નાશ કીધોચ તો તેની મને શું દરકાર છે? હવે પછીની જીંદગી બીલકુલ લુખ્ખી દીસેચ તો શું વાસ્તી છે? કંઇ નહીં. એ બધું ખમવા છતાંબી ખુદા મારી અરજ એટલીજ છે કે લવજી જેવા એક જવાનને કોઇબી રીતે મદદગાર થવાની મને તક આપ. રોદા જેવી મારી વહાલી બહેનને કંઇબી ઉપકાર કરવાને મને રસ્તો બતાવ. મારી સંસારી મીઠી જીંદગી ધુળમાં રગડઇ તો ખેર; એક ઉપયોગી સેવા કરી ખરી જીંદગી બનાવવાની મને દયાનત આપ!-આપ!-ઓ

દાદાર, એટલીજ ચીજો મને આપ!!" તે બીલકુલ થાકી ગયલી બાળા ધપ કરતી પાછળના બાજઠપર ઠપકાઈ ગઇ. ફુટી આવેલો પરસેવો લુછી તે ફરીથી મગજનું ભમતું અબડવા લાગી.

"આય ઘેરમાં હું દરેક રીતે સુખી છેઉં—હું બધાં જેવી ખુશાલ વસુંચ પણ અરે; પરતંત્રતા મને પસંદ નથી. ચાલીસ હજારના વારસા છતાં બાવા એવી એક સખત સરત નાખી ગીયાચ કે તે હવે મારે મનથી સદાનાં ડંખયા! હું જ્યારે પરણું ત્યારે તે મને વ્યાજ સીકે વધેલા બધા સામટા મળે પણ અરેરે–ચાળીસના હેંસી હજાર થાવે પણ મને હવે શું કામના? મને પરણવુંજ નથી એટલે તે પઇસા મારા થાય નહીં–ત્યારે છેવટ એજ કે જનમ સુધી આય મકાનમાં ઓસ્યાલે અવતારે પડી રહેવું? નહિ, નહિ, હું હવે વધારે વાર બધાંને ઠગવા માંગતી નથી–બીચારા મામાજી મને પરણાવવાની દોડાદોડીમાં પડયાચ. ગુડી મને જીતી જવાની મકરકુંદી કરેચ રોદા મારી સેસ ઉંચકવાની અવારનવાર વાત કહાડી બેશેચ. એ બધું આજથી સમાપ્ત! આજ સુધી હું ઓસ્યાળે અવતારે રહી શકી કે મોડે વેહલે હું "મારૂં ઘેર" ચુંટી કહાડશ, પણ હવે એ લોક બધાંને થાપ આપી છેતરીને મારૂં પાલણુ હું માંગતી નથી. હું મારૂં જોઇ લેવશ. મારા પુનેવાળા મામાજી જેવણુને બાવાજીએ મારા પઇસાનાં ત્રસ્ટી કીવાચ તેવણુને ત્યાં–ઓ મારૂં માથું ઘુમેચ–મને ફેર આવેચ!"

* *
*

અરેરે! રોદા વીલાનાં બુલંદ ટાવરપર ઘોંઘાટ કરતો નવનો ઠોકો ઠોકયો. દરેક જણે તે આકુલ વ્યાકુલ થતાં દીલે સાંભળ્યો–કાંય?

કાંય જે સાત વાગેની બેશુધ હાલતમાં મીઠી શીરીનને વીલામાં લાવ્યા પછી તરતજ ગયલા કોલે છતાં હજુ ડા૦ વોલેસ આવી પુગો હતો નહીં. દરેક જણ તેમાં મુખ્ય કરી ગોદરેઝ પુષ્કળ ધરફડીમાં પડયો હતો. તેનાં જીવ કરતાં વ્હાલી શીરીનને ૧૦૫ ડીગ્રી તાપમાં ચાદર જેવી સફેદ બની બેહોસ પડી લવારો કરતી જોતાં તેની છાતી ફાટી જતી હતી. રોદાની નાજુક લાગણીઓબી હવે ઉભરાઇ આવી હતી. તેણીબી વ્હાલી શીરીન માટે આંખપાણી કરતી હતી. પણ શેઠ ફીરોઝને આય વાત પસંદ પડી નહીં. તેવણે તરતજ રોદાને પોતાના રૂમમાં ચાલી જવા ફરમાવ્યું. જે હુકમ તે છોકરીએ તુરતજ બજાવ્યા. તો જોકે દર મીનીટે તેણી તે મીઠા નાજુક જીવની ખબર બાહારો બાહારથી પરપુછ કરતી હતી. રોદા વીલાનાં દરેક ચાકર નોકરો સુધાં આ અસીલ છોકરીની અંચીતી બીમારીથી ઘણાં શોકાતુર બની રહયાં હતાં.

"અરે ચાલોની તો ડા૦ વોલેસ, તમારી વાર જોતાં અમારા બધાનાં ડોળાઓ તણાઇ આયા–" ગોદરેઝ જે વરંડા પરજ કાગને ડોળે વાર જોતો ઉભો હતો, તેણે તે આવનાર ડાકટરને લગાર ઠપકાભર્યા અવાજે કહયું" દરેક ફેમીલી ડાકટરોની ફરજ છે કે બીજાં પેશંટસ કરતાં બાંધેલાં ઘરાકો તરફ હમેશ —

"ઓહ નેવર, હું તેમ કરી શકુંજ નહીં. મને મારાં દરેક દરદી સરખાં!" લવજીએ પુરતી નમનતાઇ સાથે ગોદરેઝની દલીલ માનવા સાફ ના પાડી. "બીજા ગરીબ દરદીને મરતાં મુકી મોટે ઘરનાં દરદીને હું પહેલો કોલ આપું એમ કદી બને નહી. જ્યાંથી મને પહેલું તેડું આવે, જ્યાં મારી વધારે

અગત હોય ત્યાં હું પહેલો જવાનો. વેલ, પણ રોદ્દા–વીલામાં મારી કોણને ગરજ પડીચ, મહેરબાની કરીને કહેશો ?

"તમે જાણીને ઘણા દલગીર થશો કે મીસ શીરીન અંચીતાં ઘણાં બેહાલ થઇ ગીયાંચ. દીલમાં તાપ લઇને એવણ આજે સાંજે બાગમાં ઉતર્યાં ને—"

"આજે સાંજે મીસ શીરીન બાગમાં ? કેટલે વાગે એવણ બાગમાં હતાં ? અંચીતો ઉપલો સવાલ લવજીથી પુછાઇ દેવાયો."

"જોનારાં માણુસો કેહચ કે ૭ ને સાતની વચમાં એવણ બાગમાં ઉતરેલાં, પણ તે કોણ જાણે ? મેહરબાની કરીને હવે આય રૂમમાં જયાં પેસંટ છે ત્યાં ઉતાવલે જાવો—"

શીરીનના સુંદર ઓરડાનાં બારણા આગળ આવતાંજ ગોદરેઝ એક છુપાં ડચકાં સાથે એક થાંભલાંને અઢેલી અટકી ગયો. જયારે લવજી ડાકટર તરીકે પોતાની ફરજ બજાવવા બેધડક અંદર ગયો.

આહ ! મીઠી છોકરી તદન ગાફેલ બેહોસીમાં સુધ સફેદ ચહેરાપરનાં ફીકકા ફચક હોઠો ખાલી હીલવતી તે છત્રપલંગપર મોત જેવી માંદગીમાં પડી હતી. તેની સઉથી માનીતી દાસી ઝોહરા આંખમાં આંસુ સાથે સાથેની આઇશ બેગ સરખી કરતી ઉભી હતી.

ડાકટર લવજીને જોતાંજ આશાના હરખથી ઝોહરા નજદીક આવી પણ તેણીને બીલકુલ ચુપ રહેવાની ઇશારત કરી. લવજી ધીમેથી તે બડબડતી છોકરીની નજદીક ગયો.

આહ ! પાંચ આખી મીનીટ તેણે તે વીચીત્ર ફેરફાર ચેહેરો તપાસ્યો. ઘડીકમાં તે સુંદર ચેહેરો વીકાળ ધુરસાવાળો બની જતો, ઘડીકમાં તે ઘટમારો ચેહેરો કઢંગુ હસવું હસી

દેતો, તો ઘડીકમાં તે બેહોશ પડેલી બાનુ ડચકાથી પોતાની છાતી ખાલી કરતી.

હા! કંઇ અવાજ સંભળાયો ખરો—લવજી તે નબળા હોઠની નજદીક વેર પોતાનાં તીક્ષણ કાનો લઇ ગયો પણ તે બોલવું એટલું તો ધીમું હતું કે લવજી જેવા તીક્ષણ કાનોને પણ સાંભળવું બીલકુલ નીષ્ફળ ગયું. હવે વધુ વખત નહીં ખોતાં તેણે ધીમેથી નાડ તપાસવા તે નબળો નાનો હાથ ઉચકયો.

"ઓ નહી નહી! મને નાં પકડો! લવજી મને છોડી ગીયોચ એને મારી દરકાર નથી કીધી—ઓ, લવજી—કંઇ નહીં હું હવે જાઉચ! રોદા—લવજી—હું તમુ લોકને છોડીને હમેશની દુર થાઉંચ!" તેણીએ એક ઝટાક મારા તે નબળો હાથ એક જોરાવર ઝટકા સાથે લવજીના હાથમાંથી ખેંચી લીધો અને કોર વાળી.

આ નહીં ધારેલાં વાકયોથી લવજીની તો શુધજ ભુલઇ ગઈ. ૭ અને સાતની વચ્ચે બાગમાં ઉતરવું, સાત પછીનું બેહોશ થવું ને ત્યાર પછીનું આય જાતનું બોલવું એ સામટું લેતાં "ખરૂં શું તે સમજી જતાં તે ચંચલ જવાનને કશી વાર લાગી નહીં. તે મીઠી છોકરી માટે તેનાં હમેસનાં દયાળુ દીલમાં પુષ્કળ દયા ઉભરી આવી. તેણે આસપાસ જોયું તો દુર ઉભી રહી નીહાળતી ઝોહરા સીવાય ત્યાં કોઇ હતું નહી. હવેજ તેણે એક છુટકારાનો દમ ખેંચ્યો.

"મીસ શીરીન" તેણે ઘણે ધીમેથી હાંક માર્યો.

"રોદા તું મારી આગળથી જા. હું મારો ગમ બરાબર ભુલું તેટલો વખત તું મારેથી દુર જા, જા, બસ જા!" લવજીનાં હાંકનો ઉપલો જવાબ વાળતાં તે છોકરી પાછી સરખી થઇ.

"મીસ શીરીન, મારી ગમ જુવો તમે મને ઓલખોછ કે?
જવાબજ નહીં!

હવે તે ભલા જવાને વધારે કોશેશ નહીં કરતાં પોતાની ફરજ પ્રમાણે તે સુંદર છોકરીની તપાસ શરૂ કીધી. આખરે જ્યારે તે પાછી તડી થઇ–કે અરે!

તે અત્યાર સુધીની સુંદર બંધ આંખો અંચીની ઉઘડી ગઇ અને તે ઉંઘડવા સાથેજ તે છોકરીએ એક એવી તો તીણી ચીચ્યારી પાડી કે–બસ!

દરેક જણ અભતાયલે ચહેરે તે ઓરડામાં ધસી આવ્યું. લવજીએ પોનાથી બનતું દરેકે દરેક કીધું પણ હવેતો તેણીનો બકબકારો દર સેકન્ડે વધતોજ ગયો.

"ઓ–ઓ–એ આયો!–એ આયો! શું હવે મને 'એ ખુશી કરવા માંગેચ? નહી નહી મને ચીરડાવવા–મારૂં પાકવવા હાથે કરીને એ મારી આગળ આયો. હવે નહી બને, ઓ હવે કદી નહી બને! એ મારા હાથમાંથી છટકી ગયો–તદન છુટી ગીયો! હવે એ મારે હાથ કદી નહી આવે. બસ એ ગીયો તેની સાથે હુંબી હવે જાઉંચ. ઓ રોદા રોદા, તેં મારૂં નખ્ખોદ વાર્યું, મારો નાશ કીધો. ઓ, મને જીવતી મારી નાખી–હું જાઉંચ–હું જાઉંચ!"

કેવો ગજબભર્યો દેખાવ! દરેક જણ ખુલ્લાં મોટાં ડચકાંએ રડતાં હતાં.

"ઓ પપા! બોલોની મારી શીરીન મારીપર કાંય ગુસ્સે છે? ઓ હું કેમ એને સમજાઉં ને પુછું!" રોદા શેઠ ફીરોઝનાં પાસામાં ડુસકે ડુસકે રડતી પુછવા મંડી.

આહ! ફરીથી એક તીણી ચીચયારી તે બધાંનાં કાનમાં વાગી રહી.

લવજીએ હવે ખુલ્લું જોઇ લીધું કે તે ફીકકા ડોળા તેની પોતાની પરજ ટીકાયલા હતા ને જેમ જેમ તે જવાન વધુ માયાથી વરતતો તેમ તેમ તે દરદી વધુ ને વધુ ઉશકેરાઇ ચીચયારીઓ પાડતી હતી. તે હવે એકદમ બીછાના આગળથી હઠી ગયો–

"મી૦ ગોદરેઝ હું ઇચ્છુચ કે તમે કોઇ બીજા ડાકટરને રોકશો તો વધારે સારૂં. તમે કેહો તો અબઘડી હું ડાકતર મેકફરશનને લઇ આઉંચ કારણ દેખીતી રીતે દરદી મને જોઇને ઉસકેરાતું લાગેચ.

"જેમ તમુને ઠીક લાગે તેમ કરો." શેઠ ફીરોઝ અને ગોદરેઝ બેઉ સાથે બોલી પડયા.

"ઓહ ડા૦ વેલેસ મારી શીરીનને જલદી સારી કરી આપો!" રોદાએ તે જવાન પાસે માંગી લીધું. તો જો કે તેમ કરતાં લવજીનું ટુંકું નામ નહીં વાપરતાં તેણીએ ડા૦ 'વેલેસ' બોલવાની ખાસ સંભાળ લીધી હતી.

આખરે બધાની અધીરાઇ વચ્ચે તે જવાન પુરતી ઉતાવલમાં ત્યાંથી ગયો.



રાત્રે બાર વાગી ચુકા હતા. ડા૦ મેકફરસનની અતી દીલસોઝી અને ઉંચાં જ્ઞાનથી શીરીન એક ઘણી શાંત ઉંઘમાં પોઢી હતી. રોદા વીલ્લાના દરેક જણ આય સુધારાપર નચીંત જીવે ઉંઘતાં હતાં ત્યારે ગોદરેઝ પોતાના એકાંત ઓરડામાં ટેબલપરના નાના લેમ્પના ધીમા ઉજાસને ટીકતો માથે હાથ દઇ બેઠો હતો. તેનું માથું ઘુમતું હતું. વીચાર વીચારે તેનું મગજ ફરતું હતું. તેની છાતીમાં શીરીનનાં બોલાયલાં વાકયો ફરીથી ફરીથી તીરની માફક વાગતાં હતાં.

"એનો શું મીનીંગ–લવજીને જોઇને એને એટલું બધું ઉશકેરાઇ જવાનું શું કારણ?" તેણે સતરમી વાર પાછો તેજ સવાલ જીવને પુછ્યો–"આયો! નહીં બને! હાથમાંથી ગયો–એ બોલો એ કોણને વરે બોલી હશે? બચ્ચા લવજી મારા ઘરમાં પગપેશારો કરી કોઇની રીતે આય મારી સાકરના બાબમાં જો તું વચ્ચે આયોચ તો પછી ગોદરેજ શું કરી શકેચ તે તુને જોવું ને ખમવું પડશે. મને છોડીને એક કોમન રેંચકાણુ ડોકટરને મારી શીરીન ચાહે! નહીં, નહીં ત્યારે શું?" વીચાર વીચારે ભેજું પોચું થઇ ગયું. હા, પાછલી રાતના પાંચનો ઠોકો ટાવરમાં ઠોકાયો ને તે સાથેજ એક યાદનો જબરજસ્ત ઝટકો તે જવાનને લાગો "બરાબર–બરાબર પેલે દહાડે મે રોદાને ચાહવાનું બાહનું કાહડેલું અને ખાખસુસ એ જયારે બારીમાંથી જોતી હતી તેજ વખતે હું રોદાની સાથે એની ગાડીમાં ચહડી બેઠો એ જોતાંજ એ મારી સાકર બીચકી ગયલી લાગેચ. બરાબર એ મને પોતાના હાથમાંથી છટકી ગયલો માનેચ ને તેથીજ રોદાને પોતાનું નખોદ વાળનાર સમજેચ. હેહેહેહે–મારી સાકર તું સારી થઇને ઉઠ, હું સદા તારોજ પુજારી છેઉં ને રેહવસ. આખી રાતના ઉજાગરા પછી તે હવે સવાર થતાંજ શીરીનનાં ઓરડા તરફ દોડયો.

ગરીબ તું ગોદરેજ–શીરીનને પીછાણી ચુકવાનો તારો ફાંકો ફોકટ છે. તેં વાંચેલા વીચારો તદન ઉંધા છે. તારી તે પ્રીયા તરફની ધરફડી હાલને કાજ તો દયાભરી છે–પછીની વાત તો ખુદા જાણે!!

——:o:——

# પ્રકરણ ૨૦ મું.

—:o:—

એક આખું અઠવાડયું શીરીનની ભયંકર બીમારીમાં પસાર થઇ ગયું. દીવસ પુરો થઈ રાત પડી ચુકી હતી. રાતનું ખાણું રોદા–વીલામાં પુરૂં થઇ ચુક્યું હતું. તે દીલખુશ બાગમાં પુર તેજમાં ચાદરણું પ્રકાશી રહ્યું હતું. આઠનો ટકોરો ટાવરમાં વાગી ચુકો હતો.

હા, એજ તે સુખી વખત હતો જે રોદા અને લવજીએ પોતાની રોજની મુલાકાત માટે પસંદ કીધો હતો, બેઉ જણાં ખુશાલ જેમ ગમે તેમ લટાર મારતાં હતાં. લવજીએ પુરતી કાળજીથી શીરીનની ખબર પુછી.

"ડા૦ મેકફરશનનાં ત્રીટમેંટથી મારી શીરીન હવે થોડા દહાડામાં તદન ઘોડા જેવી થશે. પણ એક વાત પુછવા દેઓ લવ, કે એ કેસમાં તમે એમ હારી કાંય ખાધી? તમે એમ બીચકી કેમ ગયા?" તે છોકરીએ સુંદર હસવું હસતાં લગાર મજાકથી પુછયું.

"ડીયરેસ્ટ રોદા, હું તુને શું કેહું તમારા લોકની આ-વ્યાની અગાઉ એ છોકરી એવી જાતનાં વાકય બોલી કે મારા માનવામાંબી તે હજુ આવતું નથી."

તે શું-લવ?

"ડારલીંગ માંડી વાળ. પણ એટલું છે કે હું એ કેસ સારો કરી શકને નહીં"

"પણ કાંય? મને કહો હું તલપી રહીચ." "પણ ખરા, શીરીન મારે વરેગી બોલેલી કે રોદાએ મારૂં નખ્ખોદ વાળ્યું"

તે તમે સાંભળેલું કે? બીચારી બેધ્યાનપણે જે મનમાં આયું તે બકતી'તી"

"નહિ રોદા તું ભુલેચ–એ જે બોલતી'તી તે બધું ખરું હતું."

"શુઉઉ?–હું જેનો બાળ વાંકો જોવા નહીં રાજી તેનું નખ્ખોદ વાળું તેમાં તમુને ખરું લાગેચ? લવ તમે શું બોલોચ?"

"જો સમજ. હું જેવો દાખલ થયો તેવીજ એ બોલી કે 'લવજી મને છોડી ગયેચ એને મારી દરકાર નથી–નહી ધુજ ના! પણ એ શું દેખાડેચ? એજ કે એણે આપણો લવ અફેર જોયો ને તેની નીરાશીમાંજ એ બાગમાં બેસુધ થઇ આય સીકનેસમાં પટકાઇ પડી ને તેં જોયું હશે કે જયાં સુધી હું એની નજદીક રહયો ત્યાં સુધી એણે ચીચારા પાડયાજ કીધા. ના, બીહ ડીયર, એ છોકરી સારી થઇ એજ આપણે મનસે ઘણું છે. ખુદા એને હવે શાંતી બક્ષે!" તે ગંભીર ચેહેરે મુછ ટુપતો ચાલતો હતો પણ હમેશના આકરી મીજાસી રોદાના મનમાં ખટપટ શું ચાલતી તે તેને શું ખબર?

"વહાલા ત્યારે ખરું કેહો તમે કોણુ મેળવવાને વધારે આતુર છેઓ મને કે શીરીનને?" તે છોકરીએ આતુર બની હસતે મુખડે સવાલ નાંખ્યો.

"હું તુને કસમથી કેહુંચ રોદા કે તારા સીવાય આખી દુન્યાની ખુબસુરતીઓ મારે મનથી ધુળ સમાન છે. જે બુલંદ સુખ હજુરથી હું શ્વપન જેવું માનુચ તેને હું કેમ છોડી શકુ?"

"ખુદા ખાતર તમે તમુને પોતાને એટલા બધા ઉતારી ના પાડો. તમારા જેવા એક ઉમદા પ્રમાણીક સ્વચ્છ જીગરના જવાનને ચાહવામાં હું પોતાને ઘણીજ ભાગ્યશાળી ગણુંચ."

"ખરેખર? ઓ ત્યારે તો મારા જેવો સુખી દુન્યામાં બીજો કોઇ નહીં. રોદા હું બી તુંને વચન આપુંચ કે મારાં મોત સુધી હું તુને-ફકત તુનેજ સદા ચાહવશ."

"મોત સુધી! ઓ લવ, આવી ખુશ વાતમાં એવો ભયંકર બોલ કાંય લીધો? જાવ, બા, મને તો એ સાંભળતાં ધ્રુજરાં છુટેચ!" તે નાજુક છોકરીએ રૂમાલનો ડુચો મોહડામાં દાબયો.

"મેં તો સાધારણ બોલમાં મારી લાગણી દરશાવી પણ એ તુંને નથી પસંદ તો ચાલ માંડી વાળ. પણ અરે-ચાલતાં આપરે વળી આવ તારા માનીતા કુવા આગલ આવી પુગાં." તે પાર વગરના કુવાને ધુરકતાં એકદમ અટકી જઇ તે જવાન બોલી ઉઠયો "રોદા ખરૂં કહુંચ આય જગા મને કમકમાવેચ એનું કારણ હું જાણતો નથી પણ એ તારો માનીતો કુવો મારૂં રૂવેરૂવું ઉભું કરેચ, જોની ચાંદરણામાં એ કેવો બીહામણો લાગેચ!"

"ચાલો લવ એ તમુને એટલા બધા દુખી કરેચ તો આપણે પેલી બાજુ પાછા વલ્યે."

લગભગ આખી પંદર મીનીટ તે બેઉ જવાન જીવોએ તદ્દન મુગી ચુપકીદીમાં લહેર કરતાં ગાળી. બેઉના મનમાં વીચારોના ડુંગર ઉથલાઇ જતા હતા-તેટલે ઓચીંતો લવજી અટકી ઉભો.

"રોદા ડીયર!"—તેણે તેણીનો નરમ નાનો હાથ પોતાના હાથમાં લીધો-"જો તું મને તારા અખંડ પ્યારે ચાહતીજ હોય તો હું હવે આપણી વાત ફીરોઝશાહને કેહવા માંગુચ."-

"ઓ તમે શું બોલ્યા?"

હું એમ માનુંચ કે તારા પપાને મારી હાલત જણાવવી જોઇએ પણ હું સમજી નહીં શકતો કે તેવણ મને–મને–મારા જેવા એકને પોતાના જમાઇ દાખલ કબુલ કબુલશે કે !

"ઓ લવ, તેવણ આગળ તમે ના જતા. તમે તેવણ આગળ ઓફર હમણા ના કરતા. હું જાણુંચ કે તેવણ આપણને ખુશી કરી શકશે નહીં." તેણીએ પોતાનું માથું તે જવાનનાં ખભાંપર ટેકવતાં માંગી લીધું "લવ હું એટલી અરજ કરૂંચ કે આપણી જીંદગીનો આજનો સઉથી સુખી દહાડો એવી બાબદથી દુખી ના કરી નાંખ."

"તારી ભુલ છે–સાચ્ચા પ્યારમાં ખાનગી હોયજ નહિ ! હું તારા પપાને જણાવી જે તે નીવેડો લાવવા માંગુચ."

"જેવી તારી મરજી." તેણી હવે લગાર થેઃભરાથી બોલી પડી પણ બીજીજ સેકંડે તે કગલી ઉઠી, "લવજી મારા જોરાવર પ્યારને છોડી જવા તમે રાજી છેવ ? પપા સાથની વાતચીતનું છેવટ એજ આવશે કે તમને રોદા વીલા હંમેશને વરે છોડી જવો પડશે ને તે સાથે મનેબી છેલ્લી સલામ કરવી પડશે."

"ઓ–એમ ના બોલ !"

"સમજો ! દારાં બેરીસ્ટર તારો હરીફ છે. પપા કુદરતી રીતે તમો બેઉનો મુકાબલો કરશે, ને તે વીસ લાખનો ધણી પપાનાં મનમાં તમારા કરતાં જાસ્તી ચહડશે. તમારી આગળ એવી વાત કરતાં મારા જીવપર આવેચ પણ હવે મને પુરી સમજી લેઓ. એ છોકરાએ પપાપર લખીને પોતાની ખુશી બતાવીચ કે હું"—

"હું રોદાને ચાહુંચ !–એમજ કેની–ઓ અફસોસ, કેવી નીરાશી !"

"નીરાશ થવાની કંઇ અગત નથી. હું તેને ચાહતીજ નથી. પણ મુખ્ય વાત એજ છે કે પપા તેને ઘણો પસંદ કરેચ. પાછું આજકાલ ગોદરેઝનું ચલણ પપાપર ઘણું વધી ગયુંચ ને ગોદરેઝનો એ દારાં ફાસ્ટ ફ્રેંડ છે ત્યારે હવે કટોકટ વખતમાં તમે પપાને પુછવા જશો તો તદનજ નીષ્ફળ થશો."

"ત્યારે આપરી ફતેહ શાપર?"

"તમે જરા થોભો, મારો અણુગમો તમે દારાંપર પુરતો બતલાવવા દેઓ. ગોદરેઝ એકું અઠવાડયામાં કેથે બહારગામ જવાનો છે તેને ખંખેરવા દેઓ ને પછી હું પપાને કાલાવાલા કરી આપરે વરે 'હા' ભણાવી લેવશ. પણ તેટલાં લવ મને વચન આપો કે તેટલો વખત તમે આપણી વાત સાંખી શકશો."

"કબુલ મારી ડારલીંગ, તું મને કંઇબી વાજબી ફરમાવ ને હું તારા દરેક શબ્દને શરણે છું."

ઓ ઇનશાન! જો ભવીષ્ય એટલી સેહલી રીતે તું વર્તી શકતે તો પછી ખુદાના હાથનું અને છઠીનાં લેખનું શું કામ હતું? સબર–સુંદર રોદા–પપાને સમજાવવાનાં ફાંફાં માર્યા અગાઉ તારા દીલને તપાસ!! સબર દીવાના લવજી, પ્રીયાને જીતવાના ખ્યાલો કરતાં તારૂં આવી પુગેલું ભવીશ સંભાળ!!!



## પ્રકરણ ૨૧ મું.

—:o:—

"કેમ રોદા આજે કંઇ તું ઘણી સીરયસ છે? શું છે દીકરા? આવતી કાલે રતાં મોરાસને આપણી તરફથી એક પાર્ટી મળેચ તેની તું સાંભે તો નથીની?" ખાણાની ટેબલપર એક રાત્રે શેઠ ફીરોઝે ઉપલા ટીકા પસાર કર્યા.

"પપા ડીયર, હું તે છોકરીને વખાણુંચ, મને તે છોકરી ગમેચ એને એના કાકાનો સાત લાખનો વારસો મળ્યો એટલે તેની મુબારકબાદીમાં એક પાર્ટી આપવાની આપણાં સરકલની ફરજ છે. હું તેની સામે શું કામ થાઉં?"

"પણ, મામાજી રતાં મોરીસ તો હૈદ્રાબાદની રહેવાસી સંભલાતી'તી ને એ મુંબઇ કેમ આવી?" એક ઘણોજ ધીમો મીઠો સરોદ બહાર પડયો. તે આપણી શીરીનનો બુલબુલી સરોદ હતો. ધીમે ધીમે તે ભયંકર બીમારીને લાત મારી તે જવાન નાર પાછી ટટાર થઇ ચુકી હતી અને આજે તેણી બધાં માફક ખાણાંપર બીરાજી રહી હતી. અત્રે એટલું જાણવું જરૂરનું થઇ પડશે કે તેણીના સાજા થવા સાથેજ ગોદરેજે એકવાર પાછી પોતાની ઓફર તે ગોલાબી છોકરી આગળ રજુ કીધી હતી. પણ છેવટનો જવાબ મળી ચુકો કે "હું કદી પરણનાર નથી."

મીઠી શીરીનનું બોલવું સાંભળતાંજ મામાજીએ સમજણ આપી "હા શીરીન દીકરા તું કેહેચ તે ખરૂં. એ રતાં હમેશ હઇદરાબાદ એના માયબાવા સાથે રેહતી'તી પણ બચ્ચાં–છોકરાં વગરનાં એના કાકાનાં ધપી જવાથી વીલ પ્રમાણે એને તુરત મુંબઇ આવવુ પડયું ને એ છોકરીનું નશીબ ઝલકી રહયુંચ."

"ચાલો તાહરે હવે આપણા જુવાનોને એક નવો મધ-પુડો મળ્યોચ. ગુડી,, જો મારૂં માન કાલે તું તારૂં નશીબ જરા અજમાવી તો જોજે. વખત છે પાસો સવલો પડીબી જાય" તેણીએ તે જવાનનું ગેરવ્યું.

"આપુને હવે પરણવુંજ નથી. તેનું કેમ ! તે જવાને બાળે ડોળે શીરીનને નીહાળતાં પેટનો ઉભરો ખાલી કીધો.

"એક ગમ નજર હતી પણ તેવણુ તો તારનાં છેક ઉંચા ઝાડપર ચહડી બેઠાં. હવે આપુને તેવણુને ઉતારવાંબી નથી ને બીજી ગમ નજર દોડાવવીબી નથી."

"પણ જોવ છોકરાંઓ સાંભળો. મેં એક નવો તાગડો રચ્યોચ," છોકરાઓ વચ્ચે શું ગોલ ગોલ વાતો ચાલેચ તેપર બીલકુલ ધ્યાન નહીં આપતાં શેઠ ફીરોઝ પાછા બોલી ઉઠયા "આજે મને ડાકટર લવજી રસ્તામાં મળ્યો–"

લવજીનું નામ બધાંઓ મટે ઘણું ચમતકારીક હતું. દરેક જણે આગળ વધુ સાંભળવા કાન ઉંચા કીધા.

"મેં એને આપણી કાલની પાર્ટીને વડે ભારથી ઇજન કીધુંચ ને વળી એમબી કહેતો આયોચ કે તારે વડે મારા ધ્યાનમાં એક શીકાર છે. એ પહેલાં તો એવો સફેદ સફેદ થઇ ગીયો, પણ પછી મેં સમજાવીને કહયું કે આવતી કાલે મીસ રતાં મોરીસનાં માનમાં એક પાર્ટી બ્લુ–હોલમાં નકી થઇચ, મારો વીચાર તેની સાથે તમારી ઓળખાણ પાડી આપવાનો છે. વળી મેં એમબી કહયું કે સાત લાખનું સધર બીલ્લુ છે જે જતું મુકે તે ખરો મુરખ કહેવાય. ઇનટ્રોડકશન પછી કેવી રીતે કામ લેવું તે કામ તમારૂં છે, પણ સમજોચ કે છોકરાંઓ, તમે માનો, તે વખતે એ એટલો તો લાલચોળ થઇ ગીયો કે જાણે ઓય વલગીને મને મારે. હે હે હે હે!"

રોદા અને શીરીન તે બેઉ છોકરીઓની લઢણુ એકસરખી હતી. તે બેઉ જણીઓ જાણે કશાંમાં હોય નહી તેમ સસાકા તીન પાઉં કરતી છરી કાંટા ચલાવતી જતી હતી. પણ ગોદરેજ વચ્ચે હસી ઉઠયો.

"અરે શાનો લાલલાલ થાય? મનમાં તો બધા મલીદા

હોશે. ચાલો ત્યારે કાલે એક નવો લવ સીન જોવાનો મળશે. હે હે હે!"

"હા મને એ કાલે હાજેર રહેવાનું પ્રોમીસ તો આપી ચુકોચ. એો જરૂર આવવોજ જોઇએ. પણ છે તે હું ખરૂં કહુંચ હું એ છોકરો મને ઘણો પસંદ છે. એના જેવો એક દીકરો મને ખોદાયે આપ્યો હતે તો હું એક સઉથી સુખી માણુસ પોતાને ગણુતે." ખરા ગંભીર અવાજે ઉપલું બોલતાં શેઠ ફીરોઝ ગમ ગોદરેજે ચીલ્લો ચઢાવ્યો.

"પપા એ છોકરો તમુને ઘણો ગમેચ તેથીજ તમે એને સાત લાખની બઇરી અપાવવા નીકલ્યા કે?" હવે રોદાએ હુંપું ઉભાતાં બોલવા માંડયુ. "તમુને એ જોડું પસંદ પડે તો કોણ જાણે. બાકી મને તો બીલકુલ કઢંગું લાગેચ. મોટી ગરાર જેવી રતાંને લવજી બીલકુલ બંધ નથી બેસ્તો. પાછી ઉમરમાંબી એ છોકરી લવજી કરતાં છ વરસ મોટી કદી મેચ બનેજ નહીં."

"હે હે હે—દીકરા એ ગરાર જેવી ને ઉમરમાં મોટી બધું વાપર વખાતું થાય. તું એ લોકને મોહડે મોહડું મલવા દે, લવ બોલ એ બેની વચ્ચે આવવા દે ને પછી મહેમાર જોયાજ કર."

અરેરે, એક વહાલા બાપ તરીકે ખુશ હસ્તા તે ભુઝરગ શેઠને શું ખબર કે તેવણુનાં જે શબ્દો તે પ્યારી બેટીને કેવા કાતીલ હતા! કમકમાટની ઉંડી ધરૂજરીથી તે છોકરી ખરે ધરૂજી રહી.

"તું સમજી કે દીકરા ચાલ હવે જલ્દી પોહડી જા કે કાલની પાર્ટીને વડે સવારનાં વહેલાં જાગે."

તે બેટીએ 'વારૂ પપા'થી તાબેદારી બતાવી. પણ જલદી પોઢવાને બદલે સારી રાત ઉંચી દોંગી મીસ રતાં મોરીસના આકારને તે વહાલા લવની પુઠેપુઠ ભમતી જોતાં તેણીએ કેવી બેકરારીથી કાઢી તે તેણી જાણે કે તેણીનો ખુદા જાણે!

## પ્રકરણ ૨૨ સું.

—:o:—

ચાંદરણીનું ધીમું ઝઝકલું રોદા વીલાના સુંદર બાગને ઓર વધારે ઠંડુ અને મોહક બનાવી રહ્યું. ધીમે ધીમે ઠંડો મધુર પવન ફુંકતો હતો. ટાવરમાં આઠનો ડોકો ઠોકાઇ ચુકો હતો. ચંબેલી મોગરા અને ગોલાબનો ભેગો પમરાટ મગજને તદન તાજુ કરી નાખતો હતો. ધીમે ધીમે લવજી આય સુંદર વખતને લાયકની ધીમી વીહસલ ગાતો, સ્ટીક એમથી તેમ ફેરવતો તે પમરાતા દરવાજામાં દાખલ થયો.

હા પ્રીયાને મળવાનોજ જાણે ખાસ તે મધુર વખત તે કીરતારે તેને માટે બનાવ્યો હોય તેમ તે ગેલથી ફલાંગ ભરતો આગળ વધ્યો.

"હા! બરાબર પેલું સફેદ સફેદ કોઇ દીસેચ ખરૂં," ઉલટથી બે સેકંડ વહેલોજ તે તે સુંદર કમાનદાર આકાર તરફ જઇ પુગો. પીઠથી ધીમે પગલે લહેર કરતા તે આકારની ખાંધપર તેણે ઉભરાતી છાતીએ હાથ મુકયો.

"વહાલી રોદા, આજે તું—કોણ?—મીસ શીરીન?—"

અરેરે કેવો કઢંગો સંજોગ! ઇનશાન જે ચીજની તલબ કરશે તે તેણેથી બાર ગાઉ દુર નહાસશે. પણ જે ચીજથી તે પોતે દુર રહેવા માંગશે તે ઓર સામે આવી ઉભી રહેવાની.

સુંદર શીરીનનો આજ કાલ મક્કમ ઠરાવ એજ હતો કે બને ત્યાં સુધી ડા૦ લવજી વોલેસના ખુબસુરત ચહેરાને અને ચમકતી આંખોને પોતાથી દુર રાખવી ને તેણીનું ભાન ભુલાવી નાખતા આકારથી બીલકુલ દુર રહેવું. ને હા! જ્યારથી તે કાતીલ મુલાકાત તેણીએ જોઇ ત્યાર પછી કંઇ સતરવાર ડા૦ લવજી રોદા વીલામાં આવી ગયો પણ આય છોકરીએ કદી તેને જોયો હતો નહી પણ—આજે?

ચાંદરણીના ઝઝકલાંમાં ઝીણી ઝીણી જીકની કોરની સફેદ અને ડાર્ક બલુ શોલાથી શોભી રહેલી શીરીને હેબતાવલે ચહેરે પોતાની સામે અચીંતા આવી ઉભેલા તે વહાલા જવાન ગમ બે પળ તો જોયાજ કીધું.

"મીસ શીરીન મને આશા છેં કે આજની મારી ચાલ તમે મને માફ કરશો? હું તો—તમુને—તમુને—રોદા—આઇ મીન મીસ ખુશરો બહેરામ સમજ્યો" તેણે તદન ચાંઇ પડી જતાં ફરીથી બચાવ કીધો.

"કંઇ નહિ ડા૦ વોલેસ" ધારવા કરતાં વધુ નરમ સાદે તેણીએ કહ્યું "તમારી તરફ મારી પીઠ હતી ને ચાંદરણું ઘણું ઝાંખું છે એટલે તમે મને રોદા સમજો તેમાં કંઇ નવાઇ નહિ. એમાં માફ માંગવાની અગત નથી."

"થેંક યુ. પણ હવે તમારી તબીયત કેમ ચાલેચ? તમારી સીકનેસથી અમે બધાં ઘણાં દલગીર થયલાં."

"અમે બધાં!" તેણીએ ડોળા ઉચકયા. "થેંક યુ ડાકટર, તમારી કાળજીને વડે ઉપકાર માનુચ. બીચારી રોદાએ મારી સીકનેસમાં ઘણી ઝેહમત કીધીચ. ખુદા તેનો બદલો વાળી આપવાની મને શકતી બક્ષો!"

લવજીએ ભવાં ચઢાવ્યાં. શું આય ઇચ્છા ખરાં મનની હશે? પેલી મુલાકાત જોઇ લેવા છતાં શું તેણી રોદાને ખરે મને ચાહતી હશે?

"આવતી કાલે વીલાના બ્લુ હોલમાં મીસ મોરીસને પાર્ટી આપવાની છે. હું ધારૂંચ કે તેથીજ રોદા આજે જલદી બીછાને ગેઇચ!"

"ત્યારે તમે એકલાં પડવાથી બાગમાં ઉતર્યા હશો. ખરે-ખર ઘણું ખુશનુમાં લાગેચ. જો તમારી મરજી હોય તો ચાલો આપણે વોક લઇએ. હમણાં હમણાં મારૂં ઘેર મને કડવા આવેચ, કારણ મારાં બેન-મીસીસ વેલાતી ફેમીલી સાથે-હઇ-દરાબાદ ઉપડી ગીયાંચ."

"કાંય-કાંય?" ધીમે પગલે આગળ ચાલતાં શીરીને અચકાં જઇ પુછ્યું "કંઇ ચેન્જને વરે ગીયાં હશે?"

"નહી, તેવું કંઇ નહી. કંઇક બીઝનેસને લીધે પણ લગાર ટપાટપીબી અમારી વચ્ચે વચમાં ચાલી રહેલી. એક ચોકસ બાબદમાં હું તે લોકના મતને મળતો નહી થવાથી તે લોક મને કંઇક નાખુશીથી છોડી ગીવાંચ." ઘણાં દુઃખી અવાજે લવજીએ તે છોકરીને કહી સંભળાવ્યું. કુદરતી રીતે આ ફીરેસ્તાઇ છોકરી આગળ તે જવાનને પોતાનું મન 'ખુલ્લું' કરવા વગર આંચકાએ મન થયું. તે આતુર કાને સાંભળતી છોકરી ગમ તેણે પોતાનું ખુબસુરત મોઢું ફેરવ્યું. "મીસ શીરીન મારાં બેને મને ઉધારી આજે આવો મોટો કીધો તે ખરૂં પણ શું મારી જીંદગીની સઉથી કટોકટ ઘડીએમી તેવણ મને અટકાવી શકે?"

તે ઉશ્કેરઇને બોલતા જવાન ગમ શીરીને ડોકું ઉચક્યું.

એ પળ તેણીએ પોતાનાં માંજરા ડોળાથી તે સુંદર ચહેરો ટીકયો "કરોકટ ઘડી! તે શું ડાં૦ વોલેસ?"

"મીસ શીરીન, તમારો ચહેરો એટલો ખેંચાણકારક છે કે ફકત આટલી ટુંક મુલાકાતમાંજ હું તમારીપર વીશ્વાસ રાખતાં શીખ્યોચ. હું તમુને ખુલ્લુંજ મારૂં દુઃખ કેહવસ કે મારાં બહેન મારી તરફ ઘણાં ઘાતકી બન્યા તેનું કારણ એકજ કે હું માથાથી પગસુધી પ્યારમાં પડેલો છેઉં."

શીરીને શરમથી ડોકું નમાવી દીધું. જો પેલી મુલાકાત તેણીએ પોતાની જીવતી આંખે જોઇ નહી હતે તો આજે તે કંઇ જુદુંજ અનુમાન કરતે પણ તે જીગર તોડી નાખનારો દેખાવ જોયા પછીનું આય બોલવું સાંભળતાં તે તુરતજ તે જવાનનું બોલવું સમજી ગેઇ.

"મહેરબાન ભાઇ તમારાં બેનને તે ઠેકાણું કદાચ કંઇ વાંધા ભરેલું લાગું હોય."

"વાંધા ભરેલું! વોટ રોટ? પારસી કોમનું એક ખરૂં નગ! શીરીન, ખુદા ખાતર બોલો કે મારી તરફ તમારી તો દીલસોઝી છેની?"

"ભાઇ, જો કોઇબી રીતે તમુને મારી મદદની જરૂર હોય તો મારા બેમુલ ભોગેબી હું તે આપી તમુને સુખી ને ખુશી જોવા હું જેટલી આતુર છેઉં તેટલું કોઇજ હશે."

"મારાં એક બહેનને બદલે એવી સાત બહેનો મને છોડી જાય તો તે હું મારી રોદાને મેલવવા એકકે પગે ખમું."

શીરીને એક ઝોંક ખાધો. અલબત તે સધું જાણતી હતી છતાં ખુદ લવજીને મોહડેતું બોલવું આ પહેલુંજ હતું.

"હું બધું ખમું પણ મારા આય સાચ્ચા લાયક પ્યાર

તરફની કોઇની નાપસંદગી મારેથી ખમાતી નથી, શીરીન, અમારા પ્યારની બેઉ બાજુ મોટા મોટા પહાડો આડા પડેલા છે. હું ઇચ્છુંચ કે યાતો તે સાહેબ અમારી મુશ્કેલી ટાળે કે નહીં તો આય નવલનો જાન કબજે કરે."

"અરે–અરે ભાઇ–જા બા–તમે એવી અંવર વાણી શું માંગોચ? ખુદા ચાહશે તો સઉ પાર પડશે. રોદાનો વોઇસ વીલામાં ઘણો કીમતી છે. એની પોતાની ખુશી છે તો તમુને જરાકબી નીરાશ થવાનું કારણ નથી, શેઠ ફીરોઝ તમારીપર ઘણા ખુશી છે. વીલામાં તમે ઘણા માનીતા છેઓ. તમે ધારોચ તેટલો તમારો કેસ એટલો મુશ્કેલ નથી. તે છતાં સમજો." તે છોકરીએ કંઇ બોલવા માટે મોહડું ખોલ્યું પણ અચીંતી તે અટકી ગઇ.

"કેમ? મીસ શીરીન મહેરબાની કરી કંઇબી બોલવું અટકાવો ના. હું ધારૂંચ કે તમે મારા ને રોદાના ભલામાજ છેઓ."

"ખચ્ચીતજ!" તેણીએ ભારથી જણાવ્યું "ડા૦ વોલેશ મારૂં સાંભળો. રોદા મને મારા જીવ સમાન વહાલી છે, જેમાં એનું ભલું થતું હોય તેમાં મારી મદદ આપવા હું એકકે પગે છેઉં. તમે–તમે–બી મને–મને આઇ મીન તમારે વરેબી મને ઘણું મોટું માન છે. હું એક કમીની છોકરી છેઉં છતાં હું ખરાં દીલથી ઇચ્છુંછ ડા૦ લવજી કે કોઇબી રીતે તમારા લોકનાં સુખમાં હું મારી મદદ આપી શકું."

"અરે તમે કેટલાં ભલાં છેઓ! હું ધારૂંચ મીસ શીરીન કે એ જાલમ દરદનો તમુનેબી અનુભવ મળ્યો હોવો જોઇએ. ત્યાં સુધી તમે અમારી તરફ એટલી બધી દીલસોજી નહીં રાખો."

તે છોકરીએ કશો જવાબ વાળ્યો નહીં. જમીન તરફ સ્થીર આંખો રાખી તદન ફીકકે ચહેરે તેણી અટકી ગઇ. તેણીનું મોહડું તમામ ઉતરી ગયું હતું. જે બધું લવજી પોતાની ચંચલ આંખે તપાસતો ઉભો હતો. અરે! તે છોકરીને સ્વપનેબી ખબર નહીં હતી કે આય વહાલો જવાન તેણીનું જીગર કેદારનો વાંચી ચુકયો હતો, તેણીની જીગરતોડ નીરાશી પારખી ચુકયો હતો. જો તેમ તેણી જાણતે તો આજની મુલાકાત બે ઘડક એટલી લંબાવતાં તેણી જરૂર શરમાતે.

"માફ કરજો મીસ શીરીન મારા દુખમાં દીવાનો બની હું જે તે સવાલો બેધડક તમુને કરી દેઉંચ. મારા છેલ્લા પુછાયલા શવાલે તમુને દલગીર કીધાં હોય તો દરગુજર ચાહુંચ."

"નહી-કંઇ નહી-દુન્યાનો એ રવઇયોજ છે કે પ્યારનું દીવાનું માણસ હમેશ એકલપેટું હોય. પોતાનાં દુઃખમાં તે બીજાનું દુઃખ જાણી શકતું નથી.

"ત્યારે શું તમેબી મારી માફક દુખી છેઓ? બોલો શીરીન મેં મારો ભેદ જાહેર કીધો તો તમેબી મને ખુલ્લાં મને કહો."

"કેહું-?" તેણીએ એક ગુલાબી થયલા ચેહેરાએ પાછું પુછ્યું "હા-કહો!"

"ડા૦ લવજી, તમારા સવાલના જવાબમાં મને કહી દેવું જોઇએ કે હુબી દુઃખી છેઉં."

"નહીં, એમ ના બોલો, શીરીન તમે એક સ્વીટ ગર્લ છેઓ. સ્યાણા ને સમજુ છેઓ. તમારા જેવાં ઘેરશોભણુ મોહોરદાર જે કોઇ મેળવશે તે ખરો ભાગ્યશાળી."

"નહીં, જેને મેં મારૂં દીલ આપ્યું તે મારા કરતાં એક વધારે ભાગ્યશાળી બાનુ જીતી ચુકોચ. મુઇ હું હવે! મારે વરૂ પણવાનું હવે આવતા ભવપર મેં મુલતવી રાખ્યુંચ. જે જીગરને મેં મારા સ્વચ્છ પ્યારે ઉઘાડું તે કેદારનું કરમાઇને સુકાવા આયુચ. હવે કદીબી પાછું સજીવન થનાર નથી. મારી આખી જીંદગી હવે કંઇ જુદેજ રસ્તે દોરવવાનો મારો વીચાર છે, ભાઇ, હું મારા બોલથી કેહુંચ કે તમુને અને રોદાને હું મારા જાનના ભોગે મદદ કરવા ઠેરાવ કરી ચુકીચ. તમારા લોકનાં સુખમાં હું મારૂં સુખ માનુંચ કારણ-કારણ તમે-તમે-"

"ઓ મીસ શીરીન તમો ઘણુંચ ધ્રુજોચ-શું છે?"

"મહેરબાની કરી મને અંદર લઇ જાવ, મને ટાઢ વાગી આવીચ."

બીજી બે પળમાં તો ડા૦ લવજી તેણીને વીલામાં પહોંચાડી આ ખુબસુરત કુમારીકાના આકર્ષો લેનારા મુખડા-પરની ફરેસ્તાઇ નુરાનીપર વીચાર કરતો બાગ વટાવી બહાર પડયો.

હા! જો રોદાની તેજસ્વી ખુબસુરતીએ લવજીપર એવી કાતીલ અસર કીધી નહીં હતે તો જરૂર તે જવાન આય ખાલેસ મીઠી છોકરીને ચાહતાં શાખ્યો હતે પણ હાયરે નશીબ! લવજીના કીસ્મતમાં લખાયલું તે ગજબભર્યું ભવીશ તુને અમલમાં લાવવાનું તે કાંહથી તું આ મીઠી છોકરીથી તેને લલચાવે?

શીરીન ધીરજ ધર, તારી નીરાસીને અટકાવ. હજુર ભવીશ ઘણું લાંબુ છે!!

——:o:——

# પ્રકરણ ૨૩ મું.

—:૦:—

ચાલો એ ઘડી રોદા વીલાના 'બલુ હોલ' માં લટાર મારીયે. બસ બધી પારસી કીમ નજરે પડતી હતી.

સાતનો બુલંદ ટકોરો વીલાનાં ટાવરમાં વાગી ચુકો હતો. દરેક જણુ આવી ચુકું હતું. ખુદ આજની પરોણી મીસ રતાં મોરીસ પણુ કયારની આવી ચુકી હતી.

તે ઉંચી ખુબસુરત ભરેલી ખુશ સ્વભાવની ભોળી છોકરી કયારની પોતાના ભરભર્યા ખવાસથી બધાં સાથે પળોટાઇ ચુકી હતી. દરેક જણુ ખુશ મોજમાં ગુંથાઇ ગયલું હતું. સઉ પોતપોતામાં મજાહ લઇ રહયું હતું.

છતાં લવજીને મનસે બલુ હોલમાં હજુ અંધકારજ હતો. એક ખુણામાં ઉભો ઉભો તે આખા હોલનો મેહમાર ટીકતો હતો. પણુ અરે! આજે ખુદ બલુ હોલની રાણીની ગેરહાજરીનું કારણુ તે બીલકુલ સમજી શકયો નહીં. મીસ મોરીસને રીસીવ કરનારબી આપણી મીઠી શીરીનજ હતી. આજે તેજ દરેકને પોતાનાં ખુશ બોલવાથી રીજવતી હતી, પણુ રોદા કાંહ ગઇ? એ લવજીને આજે મોટી અજાયબી હતી!

"વેલ, મારા જવાન મીત્ર, શું વીચારમાં છેઓ?" અંચીતો એક માયાળુ હાથ તેની પીઠપર ઠોકાયો કે તેજ પળે તે પોતાની ગમગીન હાલતમાંથી જાગ્યો. "આવાં સરસ ગેધરીંગમાંબી લવજી તમારો ચેહેરો એટલો ગંભીર કેમ?" શેઠ ફીરોઝે અતી માયાથી હસ્તાં સવાલ કીધો.

"નહીં, તમો મહેરબાનની આવી ઉંચી મહેમાનદારીનો

લાભ હું અહીં એકલો એકલો વધારે મજાહથી ચાખુચ," તે સહેજ હસ્યો.

"તાહરે તો ચાલો એ એકલપેટી મજાહ છોડી દેઓ ને ચાલો હું તમુને આજે એક નવી ઓળખાણ પડાઉં મીસ મોરીસ તમારી ઓળખાણથી ઘણાં ખુશી થશે ને બધા ગ્રહસ્થ હસી પડયા.

પણ આ તરફ લવજી પોતાની તઇયારીમાંજ હતો. તેબી સહેજ હસ્યો. થેંક યુ સર, મીશ મોરીસ સાથે મને ગઇ કાલની પીછાણ પડી ચુકીચ. ગેઇ કાલે એવણુને ત્યાંથી મને અંચીતો કોલ આયો, ને હું એવણુનાં 'રતાં મેનશન'માં જઇ આયો. અલબત એવણુ મારી તરફ ઘણાંજ માયાળુ છે. પણ-પણ મને અહીં ઘણું મજેનું લાગેછ. મહેરબાની કરી મને એકલોજ મારી મજાહમાં રહેવા દેઓ."

"તમુને પોતાની મેળેજ ઓળખાણ પડી ગેઈ, ઓહોહો ઘણું સરસ." તેવણુ પોતાના ધ્યાનમાંજ હસી પડયા "લવજી તાહરે હું હવે કંઇ વધારે સારી આશા રાખું કે?"

"તમે શું બોલોચ, મને મહેરબાની કરી ખુલ્લું કહો."

"મીસ મોરીસને ગામમાં કોઇ બીજો ડૉકટર મલ્યોજ નહીં—ને તમુનેજ કોલ કીધો એ શું આશા આપનારી બાબદ નથી? છોકરા, સમજી જા, વધારે ના બોલાવ, જા તારી ફતેહમાં હું ઘણોજ ખુશી છેઉં." તેવણે ખડખડ હસી પડતાં તે જવાનની પીઠ ઠોકી "જો તુંને મારી મદદ જોઇએ તો તે હું મોટી ખુશીથી આપશ."

અરે લવજીનું દીલ કેવું ધડકતું હતું. તે તેનો જીવજ જાણતો હતો. તેણે ઘણું ઇચ્છયું કે તેના ભલામાં રાજી થતા

આ મુઝરગ ઉમરાવને તે ખુલ્લું કહી દે કે તેની પોતાની જે દીકરી સાથે તે અત્યાર અગાઉનો બંધાઇ પણ ચુકો હતો. પણ નહીં. વહાલી રોદાની મરજી ઉપરાંત આય તક લેવાનો તેનો જીવ ચાલ્યો નહીં.

"મારા મહેરબાન" તે તદન ગંભીર બની જતાં બોલ્યો "તમારી ઘણી મહેરબાની થઇ, પણ મને હાલને કાજ એવી તમારી મદદની મને અગત નથી, જયારે જોઇશે ત્યારે હું પગે પડતો તમારી આગળ—"

"વેલ-ડાકટર વોલેસ, ફીરોઝ શેઠની આજની પરોણી તો હું છેઉં. વાસતે તમે એકલાએજ એવણને એટલો બધો વખત રોકી રાખવા નહીં જોઇએ. હી હી હી હી." ખુબસુરત ગરાર જેવી મીસ મોરીસને ખુશ હસતે ચેહરે પોતા સામે આવી ઉભેલી જોતાંજ લવજી સહેજ ઝપકયો, જયારે શેઠ ફીરોઝ હસી પડયા.

"મીસ મોરીસ, જો તેમ હોય તો મને તમારી માફી ચાહવી જોઇએ" લવજીએ ઝટ જવાબ વાલ્યો એને તેજ વખતે તેણે દુ:ખી દીલે જોયું કે શેઠ ફીરોઝશાહે ત્યાંથી ચાલતી પકડી લીધી.

"નહીંરે-મરે, એમાં મુંવું માફ તે શું માંગવાનું? તમારી સાથે વાત કરવાનું મન થયું એટલે જે મનમાં આયું તે બોલી પડી, પણ કેમ હવે તમે મારી સહી નાજાંને જોવા કયારે ઘરે આવશો?"

"બનશે તો કાલે" તદન ગંભીરાઇથી ટુંકો ને ટચ જવાબ મળ્યો.

"થેંકસ, પણ ડાકટર વોલેસ બેઅદબી માફ છે. આય

ઠેકાણું એટલું બધું ગંભીર ને ગમગીન રહેવાને લાયકનું નથી. આવાં ખુશ ગેધરીંગમાંબી તમારા ચેહેરામાં હું ખુલ્લી ઉદાસી જોઇ લેઉંચ. શું છે? તમારા અવાજમાંબી મને તદન ગંભીરછ લાગેચ." તે છોકરીએ પોતાની દર સેકંડે ચમક ચમક થતી આંખો તે જવાનપર ટીંગાયલી રાખી મુકી જાણે તેની પાસે ખુલ્લો તરત જવાબ માંગતી હોય.

"તમે ઘણાં ચાલાક છેઓ, હું તમુને જવાબમાં શું કેહું તે મને કંઇ સમજણ નથી પડતું. પણ મારી ગંભીરતાનુ કારણ એટલુંજ કે મારી આખી જીંદગી તદન સાધારણ અને એકજ સરખી રીતે પસાર થઇચ તેમાં એવું કંઇજ નથી કે જેથી મારા ચેહેરામાં કંઇબી ખુશાલી કે આશા લાગે. મીસ મોરીસ મારી જીંદગી અત્યાર સુધી ઘણીજ સુસ્ત વગર મજાહની હતી, પણ—પણ—હવે—"

તે જવાનને અચકાતો જોતાંજ તે છોકરી હસી પડી. અત્યાર સુધીનો શબ્દ તેણીએ પોતાનેજ માની લીધો. ફક્ત તેણીનાજ પીછાનથી તે હવે આશાવંતો થવાનું બોલતો હતો એમ તે છોકરીએ નક્કી માની લીધું. તેણીની નજરે પડતાં ડગલે ને પગલે—પેલા ચદનભાઇ જેવા એશકી ટાટ જવાનો તેણીને જોતાં સાથેજ નમી નમીને તેણીને પુજનારાઓ કરતાં આયે ગંભીર જવાનમાં રતાંને કંઇ ઘણું છક કરનારૂં ને મન પસંદ લાગું. પણ લવજીનું ધકધ્યાન તો બધું પાણી પીવા ગીયું હતું. તે તે છોકરી સાથે મોહડેથી વાત કરતો હતો પણ તેની આંખો તો એક ચોકસ આકાર માટે બલુ—હોલના ચારે ખુણે ટવળતી ફરતી હતી. તેનું બધું મગજ આજની તે વેહાલી મુતીંની ગેરહાજરીનુ કારણ જાણવા રોકાઇ ગયું હતું.

પણ અરે !

એકજ બીજી સેકંડ અને હોલમાં કચકચ ચાલી રહી !

વાહ ! ક્રીમ કલરની સીફ્રોન સાડી ને પમરતાં ફુલોથી લચી રહેલાં બદીયાનમાં શોભી રહેલી રોદા—આહ ! તે બરફ જેવા તદન ખુલ્લા હાથોપર ફીટ બેઠેલી હીરાની ઝલઝલતી બ્રેસલેટ ને ગોરી ગોરી ભરેલી ગરદનપરની મોતીની માળા, તે સામટો દેખાવ જોતાંજ દરેક જણે તે નસીબવંતી છોકરીને હસી હસી આવકાર દીધો. દરેકની નજર વખાણનાં ઉભરાથી તેણીપર ટીગાયલી ત્યારે ખુદ તેણીની આંખો એકજ પળમાં આસપાશ ફરી વળી. આહ ! આતુર ચહેરે હસી હસીને વાત કરતી રતાંને પોતાના વહાલા લવજીને લઇ બેઠેલી જોતાંજ તેણીનો ચેહેરો ઉતરી ગયો. અલબત તેણીએ હસતે ચેહેરે તે પ્યારા જવાનને એક 'બાઉ' કીધું.

"બોલોની ડોકટર વોલેસ એમ તમે નરવસ થઇ ગયલા કેમ લાગોચ, તમે અધુરો મુકેલો વાકય પુરો કરો ને મને કહો કે અત્યાર સુધીની સુસ્ત જીંદગી હવે તમુને આશાભરી શાથી લાગેચ ? રોદાની હાજરીથી નરવસ બનેલા લવજીને રતાંએ સાવધ કીધો.

"અલબત આશાભરી ! જે મન સદા શાંત અને શુસ્ત હતું તે હવે બીલકુલ રોકાયલું રહેચ. જે જીવ તદન ગભીર હતો તે હવે ખુશ રહેચં. મીસ મોરીસ હું એટલુંજ કહી શકું કે જે જીગર આજવેર ખાલી હતું તે હવે ઉભરાયલું રહેચ" તે જવાન બેહદ ઉશકેરાઇને ઉપલું બોલી પડયો, પણ.—

"ઓજજા—એ શું ધડાકો !

મીસ મોરીસ તદન લાલ થઇ આવેલે મોહડે ત્યાંથી

તરતજ સટકી ગઈ. તેણીના અચીતા જતાં રહેવાથીજ લવજી પોતાની બેધ્યાનીમાંથી જાગ્યો. હવેજ તેણે અજાણપણે શું કાચું કાપ્યું હતું તે સમજણ પડી, વહાલી રોદાની જાનફેશાનીમાં મીસ મોરીસ આગળ ઉપલું બોલી તે છોકરીને કેવી હાલતમાં જતી મુકી હતી તે સમજતાંજ તે ગ્રહસ્થાઇ જવાન ખરે મને પસ્તાયો.

* * * * * *

આહાહાહા, ત્યાર પછી લાગટ લાંબા બે કલાકો ને પહાડ જેવા બે આખા કલાકમાં લવજીએ તુરત જોઇ લીધું કે રોદા હમેશા કરતાં કંઇ જુદીજ કીસમની ઘાતકી ઠંડાઇ ધરાવતી હતી. તે માનીતો આઠનો ઠોકો આહ! આખરે વીલાના ટાવરમાં ઠોકાયો અને આસપાસનાઓને ધીરે ધીરે ખરતા કરી તે આતુર જવાને બાગમાં રોજની માનીતી જગાએ રસ્તો લીધો.

"આજે એકકે મોહડે વખણાયલી રોદા મારા જેવા એકને વડે ત્યાં ખોટી હશે કે નહિ?" એજ સવાલ લવજીનું દીલ ધડકાવી મારતો હતો.

—:o:—

## પ્રકરણ ૨૪ મું.

—:o:—

હા! આખરે લવજીથી હસાઇ પડાયું, કારણ? કારણ તે વહાલી છોકરી પોતાના 'લવ'ની વાટ જોતી ત્યાં ખોટી થતી ઉભીજ હતી!

"ઓ રોદા મેં તો એમજ ધાર્યું કે ઘાતકી ઘડીયાળ આજે આઠ વગાડશેજ નહીં!" તેણીને જોતાંજ લવજીએ પોતાનો ઉભરો કહાડ્યો.

"શું ! તમારી આજની આવી મનપસંદ નવી દોસ્તી-ઓથી તમુને એટલી આતુરતા લાગી ?" તેણીએ દંભદ્રતે હસ્તે ચેહેરે પુછ્યું.

"કેમ—એમ પુછવાનું કંઇ કારણ ?" તેણે અજબ ચકીત થતાં પુછ્યું.

"કારણ એજ કે હું આજે અદેખી બનીચ."

"અદેખી ! શાની ?"

"વરી એક માણુસ બીજા માણુસને વરે અદેખું બને. કંઇ ચીજને વરે તો નહીંજ !" લગાર ગંભીર અવાજે તેણીએ કહયું. "લવ હું તમારે વરે અદેખી બનાચ, મને કહો કે હું ખોટી છેઉં."

"ડીયર મી, મને કેહ તું શાને વરે બોલેચ ?" તેણે તેણીનો નરમ હાથ પોતાના જોરાવર કબજામાં લઇ માયાથી કળગળતાં પુછ્યું" ઓ ડીયર, મેં આજે તારામાં મોટો ફેરફાર જોયો, બીજાંઓ સાથે હસીહસી વાત કરતી તુને જોતાં મારૂં દીલ કપાઇ જતું. તે ઉપરાંત મારી તરફ તારી રીતભાત એટલી ઠંડી ને સુસ્ત જોતાં ઓ હું ઇચ્છુંચ કે હું તે જોતેજ નહીં કે તુંને એટલી ઠંડી જોઇ કે ખમી શકતેજ નહીં."

"તમે ભુલોચ. આખી દુન્યામાં તમે એકલાજ મને વહાલા છેઓ. પરોણાઓથી ભરેલા ગીચ હોલમાં ફકત તમારોજ ચહેરો જોતાં કે તમારો સાહદ સાંભળતાં મારીપર એવી અસર થાયચ કે—કે—કે—હું નહીં ઇચ્છતી કે તે મારો ગભરાટ કોઇ બીજું જોઇ લે. હું જોઉંચ કે બીજાંઓ સાથે વાત કરવાના મારા ટોનમાં ને તમારી સાથના ટોનમાં ઘણો મોટો ફરક પડી જાયચ."

"શું તું મને એટલો બધો ચાહેચ? પણ વારૂ બોલની તું આજેજ અદેખી કોણુને વરે બનીચ?" તેણે પોતાની સઘળી માયાથી પુછ્યું?

"લવ, હું ખરૂં કહી દેઉં તો મીસ મોરીસ બીલકુલ નથી ગમતી. એ આજે તમારી પુઠેપુઠ ભમતી'તી. તેણીએ આ વાર પોતાની નજર શરમથી નીચેજ નમાવી હતી. નહીં તો જરૂર તે લવજીનો ભારે તીરસકાર તેનાં મોહડાંપરથી વાંચી શકતે.

"વહાલી, એ શું ધખારો! કેવો હલકો વીચાર? મારી તરફનો તારો વીસવાસ કાંહ ગીયો? તારો આયજ પ્યાર કે?"

"ઓ લવ, હું તમને એટલા ચાહુંચ કે મને પોતાનેબી અવારનવાર મોટી ધાસતી લાગેચ કારણ દરેક મોટા પ્યારનો છેડો ત્રેજીડીમાંજ આવેલો આપણે વાંચેલો છે."

"ખુદા ખાતર એવી ધાસતીઓને આપણા કેસમાંથી બાજુ કર, વહાલી રોદા. તેણે ધરૂજતા સાહદે મકકમ શબ્દોમાં કહયું "આ મારી આંખો ફકત તુંનેજ જોવાને સરજાયલી છે. મારૂં ભેજું ફકત તારી એકલીનીજ યાદમાં રાત દીસ ટળવળતું રહેચ. આય જીવ ફકત તારી જાનફેસાનીમાં મરેચ. તું મને વધારે ના બોલાવ, બસ એટલું જાણુ ને માન કે હું તારેજ વડે જીવુંચ, પણ ઓ રોદા તું એટલી ધ્રુજેચ કાંય?"

"નહિ–મને આજથી એ અદેખાઇનું નવું દરદ લાગું પડયુંચ. એમાં વાંક બધો મારા પપા ડીયરનો છે, એવણુ મારા દેખતાં તારે વરે એવી બધી નોનસેન્સ જેવી વાતો કરેચ ને એ ગરાર જેવી મીસ મોરીસનું નામ તારી સાથે લેચ. ઓ તે કેમ ખમું?"

લવજી આ ટવળતી છોકરી માટે વીચારમાં બે પળ

થોભ્યો કે જેનો લાભ લઇ રોદાએજ પાછું બોલવા માંડયું.
પપા ડીયર કહેચ કે એનાં સાત લાખપર તું તરતજ મોહી પડશે ને એ તો તારીપર કુરબાન છે અને થોડા વખતમાં એ બેઉના લગન ખાશું. ઓ લવ, મને કહે કે એમ કદીબી બનશે નહીંજ. એ ભયંકર વીચારો મને ધુજાવી મારેચ!"

"રોદા ડીયર, તારા પપા મારીપરનાં હેતમાં એવી એવી રમુજ કરતા હશે. વહાલી, મારો પ્યાર હું તુંને કેમ બતાઉં? હું મોટો રાજા હતે તો તુંને મારી રાણી હું હીંમતથી કરી શકતે. યા તો હું ઇચ્છુંચ કે હું ને તું બેઉ ગરીબ હતે કે તારે વડે સારો દહાડો મારૂં શરીર ઘસીપીસી નાખી હું તુંને રોટલી ખવડાવતે, કેવી રીતે બતાઉં બોલ રોદા હું શું બજાઉં કે તું મારો સાચ્ચો પ્યાર પારખી શકે?"

"બસ કર—લવ એટલો રંજીદા ના થા. હું હવે અદેખી નથી. રતાં પઇસાવાલી છે તે તેને તમે પસંદ છો એ બે કારણોએ મને 'નરવસ' બનાવી દીધી, પણ હવે હું તદન બરાબર છેઉં."

"રોદા ડીયર રમુંજમાંબી કોઇ કાલેબી તું એવો વીચાર સ્વપનેબી ના લાવતી. ઓ ખુદા કાહરે આપણી એ સીકરેસીનો છેડો આંવશે? કયારે તારા પપા આગળ મારો વીચાર જાહેર કરવાની મને તક મળશે?"

"હમણા તો નહીંજ, ડીયર આપુને જરા થોભવું પડશે." તે મકકમપણે બોલતી છોકરીની ગોરી ગરદન આસપાસ લવજીએ પોતાના બેઉ માવાળુ હાથો નાખ્યા. તેણે અતી કાકલુદીથી તેણીના પીતાની રજા માગી જોવા અરજ ગુજારી પણ ફોકટ.

"વહાલી તારી એવી ઢીલથી મને ઘણું ફીકર થાયચ.

દયા કર, ને મને રજા આપ."

"લવ–તારા બોલો શું હતા કે તું મને જીવવા કેહ હું જીવસ. તું મને મરવા ફરમાવ કે મરસ. તે મોટી બાબદ કરતાં આય મારી ખુશી ઘણી નજીવી છે તો એટલી તું બજાવી નહીં શકશે?" લગાર ઠપકાથી તેણીએ થોભરો ચહડાવ્યો.

"ઓ ડીયર, ખુદા ખાતર ગુસ્સે ના થા. મારી વહાલી રોદા ખાતર મારે દરેકે દરેક મરજી છોડી દેવશ. ઓહ ખચીતજ!"

અહીં તે છોકરીએ ઉપકારથી એક નજર કીધી ને બીજીજ પળે તેણી તે મોટા બલુ હોલના સંખ્યાબંધ પરોણાઓમાં જઇ ભેળાઇ ગઇ.

પા કલાક પછીના શાંત મગજે જયારે ડાકટર વોલેસ તે સુંદર હોલમાં દાખલ થયો ત્યારે રતાં મોરીસ ફીરોઝશાહ સાથે કંઇ ખુશ વાતમાં મશગુલ હતી. આ જવાનને જોતાંજ તેણી બોલી પડી.

"હું ખરૂં કહુંચ ફીરોઝશાહ કે તમારાં બધાં પરોણાઓમાં આય એકજ જવાન દરેકનું ધ્યાન ખેંચી રહયોચ. કંઇ અદ્‌ભુત વીચીત્ર છોકરો છે. પણ–પણ–સીરયસ એટલો છે કે વાત કરવાનું મન છતાં અચકાવું પડેચ!' તે બુઢાજી મુછમાં હસ્યા ને ત્યાંથી પુઠ ફેરવી ચાલી ગયા.

---

## પ્રકરણ ૨૫ મું.

—:o:—

દહાડાઓ પાછલ દહાડાઓ વહેતા ગીયા. મુંબઇની એરીસ્ટોક્રેટીક સોસાયટીમાં એક નવો ગુમારો ઉડી રહયો. હવે

થોડા દીવસમાં નશીબદાર સાત લાખની રતાંનાં લગન ખાવાની વાત આખાં મંડળમાં ચાલી રહી. કોઇ ટીચકું ચહડાવી બોલતું કે "મરે કોઈ બીજો મહ્યોજ નહીં કે ભુખરીબારસ ડાકતરને પસંદ કીધો." તો કોઇ કહેતું કે "ઘણી નસીબદાર કે આય પોપ્યુલર ડાકતરને એ જીતી શકી!" પણ એટલું તો હતું કે ખુદ રતાં મોરીસ લવજી વોલેસનું નામ પોતા સાથે ચરચાયલું સાંભલતાં લાલ લાલ થઇ જતી હતી.

શેઠ ફીરોઝની મેહેનત આખરે સફળ થઇ ચુકી હતી. તેવણે 'બલુ હોલ'ની વારંવારની પાર્ટીમાં લવજીને ઇનવાઇટ કરી તેને ઘણી બહોળી ઓળખાણ કરાવી આપી હતી કે જેથીજ હમણાંની બહોળી પ્રેકટીસનો લાભ લવજી લઇ શકતો હતો. તે બુઝરગ ગ્રહસ્થ મનમાં ને મનમાંજ પટપટતા કે એ છોકરાને ઠીક પ્રેકટીસ મળી ચુકીચ હવે એને મીન્સની જરૂર છે. જો રતાં મોરીસને એ હવે જીતી જાય તો એ વહાલો છોકરો સુખીજ સુખી! તેવણ હજુરથી કંઇ કંઇ બહાને લવજીને અને રતાં સાથે મેલવી આપતા. અવારનવાર તે છોકરીને લઇ તેવણ લવજીના એકાંત ઘરમાં જતા તરેહવાર રમતો કરી આ બેઉનાં કોઠાં ભોપી તેવણ મનમાં મલીદા ખાતા. આય મેહરબાનીથી ખુદ રતાં પોતે અવારનવાર તેવણનો પુષકલ ઉપકાર માનતી હતી. લવજી સાથનાં તે ગોરી ગોરી છોકરીનાં ખીખીખીખી હસવાથી તેવણ તે ખ્યાલી લગન માટે ખાતરી બાંધી ચુકા હતા.

હજુર ગુડી દારા શીરીન રોદાનાં દેખતાં તેવણ તે લગનની વાતો મોટી ખુશાલીથી કરતા હતા. અલબત શીરીન પોતાની વહાલી રોદા માટે અંતઃકરણથી મુઝાતી. ઘણીકવાર

તેણી તે લગનની વીરૂધ ખુબ ઉંડી તકરારમાં ઉતરતી અને રોદાનાં મનમાં આડકતરી રીતે શાંતી આપતી.

"કેમ દીકરા રોદા તારી તબીયત કંઇ ઠીક નથી આજે દીસતી, આજની 'રતાં મેનશન' ની ગ્રાંડ પાર્ટીમા આવવાની છેની? એક સવારે બધાં બેસી ટાહેલાં કરતાં હતાં તેટલાં શેઠ ફીરોઝે બેસીને પુછ્યું.

"જો હુ નહીં આઉં તો ચાલશે?" તેણીએ બેદરકારીથી પુછ્યું,

"તે તે જેમ તારી મરજી પણ હું તો મકું જે જે આજે જરા પાર્ટીમાં વધારે રસ પડશે, પેલી વાતનો વધારે ખુલાસો થશે તેથી—

"કેઇ વાતનો કાકાજી?" ગોદરેજે અર્ધા વાકયમાં વચ્ચે પડી પુછ્યું.

"મને તો પકકું લાગેચ કે આજની પાર્ટી રતાંની લવજી તરફની લાગણીનેજ આભારી છે."

"તે શું ડોકટર વોલેસનેબી આજે રતાં મેનશનમાં ઇનવાઇટ કીધાચ? રોદાએ ફીકકી થઇ જતાં પુછ્યું.

"હા, ને વરી મને તો એમબી ખબર મલાચ કે રતાંના પેલા બે નવા વખણાયલા સફેદ ઘોડાઓની એની માનીતી ચાર્ટ આજે લવજીને લેવા જવાની છે."

અરેરે સાચ્ચા પ્યારમાં દીવાની થયલી કેઇ સ્ત્રી આ જાતનું બોલવું સહન કરી શકે?

"ત્યારે તો કાકાજી એમજ ખુલ્લું બોલોની કે ડોકટર લવજીભાઇ વોલેસ આજે મીસ મોરીસ સાથે એનગેજડ થવાના છે. એ પોર્યાનો છાતો કે છાતી?" ગોદરેજ ખરી ખુશાલીથી

હસી પડયો. "ચાલો હવે વીલામાંથી એવણુનો પગ ઠીક દુર થશે."

"બસ ગોદરેઝ વાત વાતને ઠેકાણે ને તું અત્યારથી શાનો ઘેલું ગાડું બકેચ. રતાં તો ગમે એટલું માથું ઝીકે પણ લવજી તેને વસ થશેજ એ કેમ જાણ્યું" શીરીને તકરાર કીધી.

"હા-હા-હા-હા" ફીરોઝશાહ, ગુડી, દારાં સર્વે જણાં આ છોકરીનું નાદાન બોલવું પર હસી પડયા.

"શીરીન દીકરા" શેઠ ફીરોઝ હસી બોલ્યા "ડાકટર કંઇ ફરેસ્તો નથી એ બી એક સાધારણ લાગણીનું માણસ છે. સાત લાખની કોઠલી કંઇ જેવી તેવી નથી કે માણસજાત તેને એટલી સહેલાઇથી તુચ્છકારી શકે ને એમ કરવાનું કારણ બી શું હોય? સાત લાખના દલા સાથે આવી ચાર્મીંગ સ્વીટ ગર્લ! હું કદીબી માનું નહીં કે લવજી એટલો બધો મુર્ખ બને. પણ ખરા દીકરા રોદા, પછી તેં શું વીચાર કીધો? આજની પાર્ટીમાં તું આવવાની છે કે નહીં?"

"પપા ડીયર, હું તો આવવાની ફર આવવાની." એટલોજ ટુંકો વાકય તદન ધરૂજતા હોઠે બબડી તેણી ત્યાંથી બહાર નીકળી પડી.

"યા ખુદા હું બધું શું સાંભળુંચ? લવજી એટલો બે મરવત તો નથી લાગતો કે-કે-એ 'સોજરડી'ને પરણી બેસે? દાદાર મને હીમત આપ કે હું મારૂં દુઃખ ખમી શકું. ઓ તેવું કંઇબી બનવાનું હોય તો આય જીવ તેની અગાઉજ છુટો કર." ચીરાઇ જતી છાતીએ અને કચડાઇ જતાં મગજે તે તે આખો દહાડો રોદાએ પોતાના એકાંત વાસમાંજ પસાર કીધો.

હે છોકરી, શાંતી પકડ! ને તારૂં બીહામણું ભવીશ સંભાળ!

——:o:——

# પ્રકરણ ૨૬ મું.

—:o:—

વાંચનાર, એકજ બારીમાં ઉભી રહી હસી હસી વાતો કરતી તે બેઉ છોકરીઓને તપાસ.

ભરેલા ગોલ ગોલ મોહડાંની તદન અપ–ટુ–ડેટ પેલી સાત લાખની રતાંને હસી હસી રોદા સાથે વાત કરતી જોતાં ખરે મને તું તેની તારીફ કરશે? તે ભોળી છોકરીને સ્વપને પણ ખબર નથી કે જે જીવની તે હમણાં બારીએ ઉભી ઉભી કાગને ડોળે વાટ જોયચ તે તે જીવને આ પાસે ઉભેલા ખંધી ખુબસુરત છોકરી કેદારની જીતી ચુકી હતી.

હા, રતાંને તો તે ખબર નહીં. પણ રોદા? અરે તે ખંધી છોકરીએ અત્યારવેરમાં કેટલાક સવાલો કરી આ ભોળી છોકરીનું દીલ તમામે તમામ પારખી લીધું હતું.

રતાં જયારે હસી હસી ભોલાઇથી લાંબી લચક વાતો કરતી હતી ત્યારે રોદા–હા, ગલે ગલીફો દઇ ઠસ્સાઓજ લટકમાં ઉભેલી મગરૂરાઇનાં નેણ સાથે ટુંકાને ટચ જવાબો કરતી તે બે ગોલાબી છોકરીપર આ પળે બી 'રતાં મેનશન'ની પાર્ટીનાં તે બહોલાં ઉચાં મંડળમાંનાં ઘણાંઓની નજર ચીટકાયલી હતી.

"રોદા તમે કોઇ દહાડો આય ઓરતે લાન્સ" ત્રાઇ કીધાંચ કે? એનો સોરમ એટલો તો એટલોઓઓઓ તો– અલ્લો મી૦ દારાં કેમ, કેમ છેઓ?"

રોદાની પીઠ પાછલ ભમતો તે આશાવંતો બેરીસ્ટર તેણીનેજ વરે આય નવી છોકરીને જાણે કેવોએક મળવા આયો હોય તેમ નમી પડયો.

"મીસ રતાં, મને પહેલી મુબારકબાદી આય તમારા 'રતાં મેનશન'ને વરે આપવા દેઓ, ઓહ કેવો મોંડ દેખાડ આપેચ ?"

"પણ સબુર કરો તમે પહેલી મુબારકબાદી કરીને બોલ્યા તે વરી બીજી કેઇ ?" તે ભોલી છોકરીએ હસી પડી પુછ્યું.

"તે તો હવે-હવે-હું આશા રાખુંચ કે તે વખતબી ઘણો થોડો છે. પણ મીસ રતાં આજની પાર્ટીમાં કંઇ ડોકટર વોલેસ નથી દીસતા ?" તેણે ચીંગો થઇ ખાસ પુછ્યું. હા, તે જવાનને સ્વપનેગી ખબર નથી કે રોદાના કાન આય જવાબ જાણવા કેમ ઉભા થઇ રહયા હતા ?

રોદાની ચગોર નજરમાંથી આ વારનો રતાંનો લાલ ચેહેરો છટકી શકયો નહિ. તેણીએ એક પલ બારી બાહાર જોઇ લીધું બીજી પલે પોતાનું 'રીસ્ટ વોચ' તપાસ્યું ને પછીજ તે ભોલી છોકરી પોતાનાં ઘભરાટથી ફારગ થઇ.

"ડોકટર વોલેસ કે ?-હા તેવણ જે ઘડી જાયચ તેમા હવે આવવામાંજ મારી ચાર્ટને ગીયાને અર્ધો કલાક થઇ ગીયો !' તેણીએ પાછું ટીંગાઇને જોયું પણ દુર વેર તે કમનસીબ છોકરીની નજર ખાલીજ રહી.

"વેલ, મીસ રતાં, આજે તમારા મીઠા હલકને સાંભળવાની તક અમો બધાંને આપશોની ?" દારાંએ રોદાની હાજરીમાં રહેવાની હોંશથી રતાં સાથે વાત ચાલુજ રાખી.

"જરૂરજ" તેણીએ ચટને પટ જવાબ વાળ્યો. "આજે મારી સાથે એક બીજેબી ફેવરીટ વોઇશ તમે સાંભળીને છક થશો"

"તે કોણ ? મીસ રોદા હશે" દારાંએ અટકળ કીધી પણ રતાંએ મોટા ટચકાથી ભવાં ચહડાવ્યાં.

"ડાક્ટર વોલેસ !" તે છોકરીએ પોતાનું ગોલાબી થઇ આવેલું મોહડું ધસડીને તુછ્યું "આજે હું મારા ચાર સોંગ્સ ડાકટર વોલેસ શાથે ગાવાની છેઉં."

"ત્યારે તો એક મારી સાથેબી ?" તે પકકા બેરીસ્ટરે ફક્ત રોદાની લાગણી તપાસવાજ આય ઓફર કીધી હતી.

અલબત રોદાના ધરૂજતા હોઠો, ફીકકો ચેહેરો જોતાંજ તેને મનમાં પકકું માન્યું કે આ નાક જીભ લગાડતી છોકરી તેનાં પોતા માટેની અદેખાઇથીજ આવો દેખાવ કરતી હતી.

"નહીં મને માફ કરો. જો હું એક વધારે સોંગ ગાઇ શકતી હોઉં તો–તો ડોકટર વોલેસ સાથેજ એક વધારૂં." ને અહીં તે ગાલમાં ખાડા પાડી હસતી મધુરી બીજાં પરોણા-ઓમાં ભેળાઇ ગેઇ.

અરેરે–રોદા, ભયંકર ખ્યાલોમાં મેડ થઇ જતી છોકરી કમકમાટની ધ્રુજરીણીથી ધરૂજી જતી, મારબલનાં પુતળાં માફક જેમની તેમજ ઉભી રહી.

"કેમ રોદા ? એ રતાને વરે શું ધાયું ? એખલો પડતાંજ દારાંએ પોતાની તક લીધી.

"ધારે શું, કપ્પાલ ! સાત લાખની છોકરીએ પોતાનું પોઝીશન કેવી રીતે જાલવવું જોઇએ તે એ ઇડયંટ ગર્લને આવડતુંજ નથી તે પોતાના ખરા કહેરથી બોલી.

"સબુર રોદા જે જીગરમાં 'લવ' બોલ સમાયો તાંહ પોઝીશન રાખવા જેવી શુધ રહી શકતી નથી. એ છોકરી લવજીથી મહાત થયલી લાગેચ એટલે દેખઇતું છે કે એ પોતાની શુધ બોય. તારામાં મેં એ નબળાઇ જોઇ લીધીચ."

એ છોકરીએ ચકીત થઇ આ જવાન ગમ જોયું. શું

જીવતોડ મહેનતથી ચાલુ ખંત રાખવા છતાં તે વહાલા જવાનનો પ્યાર દેખી દેવાયો હશે! "દારાં તેં મારામાં શું નગળાઇ જોઇ?"

"તું ના કહે તો શું થયું. પણ હમણા અદેખાઇને મારે તારો ચહેરો કેટલો ફીકકો ને ધરૂજતો હતો, હં, લુચ્ચી પોટ્રી હું બધું જાણુંચ."

ઓ ખુદા આય શું ધડાકો!

"દારાં–ખરી ખખરાવીને કહી દે કે અદેખાઇ શું ને કોણુની?" તેણીએ કગરી પડતાં કહ્યું. એક કોમન ડોકટર સાથની તેણીની દોસ્તી તેના જેવો એક અપ–ટુ–ડેટ લખપતી બેરીશ્ટર જાણે એ તે તુમાખી છોકરીને ઠીક લાગ્યું નહીં. "કહે દારાં મને કોણુની અદેખાઇ લાગી?"

"વરી કોણુની, રતાંની!"

"પણ શાને વરે?"

"મેં એની સાથે એક ગીતની ઓફર કીધી તેથી સ્વીટ ગર્લ તું નાકે જીભ ના લગાડ. તારા દીલમાં મારે કાજે જે ચીજ છુપાયલી છે તે મેં પારખી કહાડીચ. તું શું કામ મને–"

"બસ કર દારાં, તારાં લેકચરો પુષ્કળ સાંભલ્યાંચ તે હવે મારે વરે બીલકુલ મને બીન અસરનાં છે. ભઇ, તું મને ના ઘડી ઘડી બોલાવ, દીસ અને રાત વચ્ચે જેટલો અંતર, સુરજ અને ચાંદ જેટલો છુટો, તેવી તફાવત આપણા વચ્ચે. મહેરબાની કરી અહીંથી ખસી જઇ કોઇ વધારે લાયકને આય મજરામાંથી ચુંટી કહાડ. ચાલ ખસી જા મને જરા જવા દે" તે એક તણુકા સાથે દુર થઇ બીજી બારીમાંથી દુર પોતાની નજર લંબાવવા લાગી.

પાંચેક મીનીટ તેણી જેમની તેમ ત્યાં લંબાવેલી ડોક સાથ વાર જોતી થોભી.

આહ! કંઇ આવતું હોય તેવું લાગેચ ખરૂં. હા, બરાબર રતાંના માનીતા ઘોડાઓ દમામદાર મરોડદાર ચાલે રસ્તો કુદાવતા હતા. હા, તેજ રસ્તો શોભી રહે તેવી સુંદર ચાર્ટ! ઓ, રોદાનું લોહી બંધાઇ જતું હતું. આંખોમાંથી અદેખાઇના ઝટકાઓ પસાર થઇ જતા હતા. દીલ વીજળી વેગે ઉડી જતું હતું. ઓ આયજ ચાર્ટમાં શું તેણીનો વહાલો 'લવ' બેસીને આવે? રતાં, પેલી 'સોજરડી!' તે દેખાવ હરખાતે જીગરે રોદા તે બધું મુંગે મોહડે ખમે ઓ શું થશે?

કંઇ લખ્ખો વીચારો તે પાંચ સેકંડમાં તે મગરૂર છોકરીના ચટકાદાર મગંજમાં ઘુંમી ચુકા.

"આહ!—આખરે તે ચાર્ટ 'રતાં મેનસન'ના ગ્રાંડ ગ્રેટ આગળ આવી થોભી. આહ! કેવો ઉંડો ખુશાલીનો એક જોરાવર ઝટકો રોદાની છાતીમાંથી પસાર થઇ ગયો? તેણીએ ચમક ચમક થતી આંખે જોયું તો વાહ! ગાડી તો ખાલી!!

ધમધમ કરતી ચાર્ટનો અવાજ સાંભળતાંજ રતાં તેમજ બીજાંઓ જેઓ ચગોર આંખે ભરમ ચેતી ચુકાં હતાં તેઓ ડોક લંબાવી બારી બહાર ટીંગાવા લાગ્યાં. સઉ કોઇ ડોકટર વોલેસ આજના તે ભાગ્યશાળી જવાનને જોવા તલમી રહયા પણ કાંહ છે. ચાર્ટ તો ખાલી!?

રોદાએ સઉથી પહેલું રતાંનું મોહડું ટીકયું. હવે રોદાની લાલ થવાની અને રતાંની સફેદ થવાની વારી આવી. આહ છોકરી! મારા 'લવ' ને જીતવાનાં તારાં ફાંફાં ફોકટ છે! હોઠ પીસી આટલો વાકય રોદા મનમાં બબડી, કંઇક દીલસોજીનાં

ઢોંગ કરતી તેણી રતાં પાસે તરત વળી.

"કેમ રતાં ડાકટર વોલેસ આયા નહી ?"

"કોણ જાણે ? કહે જે કોઇ ગરીબ પેશંટને ત્યાંથી અરજંટ કોલ આયો તે તાહાં જઇને બહારોબહારથી આવવા કહયુંચ" દલગીર ચેહેરે રતાંએ જવાબ વાળી પીઠ ફેરવી.

* * * * *

"ઓ ખુદા, એ છોકરો કાહરે આવે કે મારૂં મન શાંત થાએ ? દાદરના એક ખુણા આગળ વીચારમાં ઉભી રહી સાત લાખની રતાં બેકરાર દીલે બડબડ કરતી હતી." આહ ! મારા એ માનીતા જવાન સાથે આજનાં ફેવરીટ ચાર સોંગ્શ ગાતાં મને કેવો હરખ થશે હં ? એ આવે ને આવતાં સાથેજ એ મારી માંગણી કેહું. એ મારી "આગળ 'બલુ હોલ'ની પાર્ટીમાં શું બોલેલો તે મને બરાબર યાદ છે હા, એણે મને ખરી ખખડાવીને કહેલું કે જે જીગર અત્યાર સુધી ખાલી હતું તે હવે ભરાયલું રહેચ એનો મીનીંગ શું ? એજ—એજ—કે" તેણીએ તે અધુરો વાકય મનમાં પટપટી ખુશ ચેહેરે હશી દીધું.

બધું તો ખરૂં પણ તે છતાં આય છોકરીના અંતઃકરણમાં બસ એકજ છુપો અવાજ થતો હતો કે તેણી ધસી ધામીને લવજીને પોતા સાથે ગાયન ગાવાની ઓફર કરવા તો જાય પણ જો કદાચ તે વીચીત્ર જવાન ના કેહશે તો ? અહીં તેણી બીલકુલ વીચારમાં પડી જતી. ઓ માયરે એવી વાતો તો એક મોહડેથી બીજે મોહડે બે મીનીટમાં પસરી રહે ને પછી ખરાબ કેવું લાગે ? પણ વોટ એ ફોલી ? એક સાત લાખની ધરખમ છોકરીને એના જેવો સાધારણ દોકતર વરી નાખી કહેતો હોશે ? હંબગ ! મોહડામાંથી એક બોલ નીકલતાંજ

અતર જવાનો હાથ જીલેચ તો એ લવજીભી આખર કરે ને એક આજનો જુવાન. બસ–બસ એ આવે ને ઓફર કરવી ને ફર કરવી ! આચજ તેણીનો મકકમ છેવટનો વીચાર હતો.

પણ અરે રતાં ! સઉનાં ભરાયલાં જીગર કાંઇ તારેજ વરે નથી હોતાં. તારા દીવાનાં વીચારો તારા મોહડાંપરથી વાંચતી પેલી બે ચગોર આંખોથી સંભાળ !

—·—:o:——

## પ્રકરણ ૨૭ મું.

—:o:—

"ઓ લવ તું આયો કે ?" આતુર આંખોએ અર્ધી વાંકી વળી દાદરપર ચહડતાં તે જવાનને રોદાએ ખભાંમાંથી પકડયો. "હું આજના જેટલી તારી મુલાકાત માટે કોઇ દહાડો આતુર થઇ નથી."

લવજી વેલેસે રતાંની ગાડી પાછી વાળવા પછી લગભગ એક કલાકે ધીમે ધીમે તદન બેદરકારીથી જરાબી ઉલટ વગર રતાં મેનશનના વીશાલ દાદર ચહડવા માંડયા ત્યારે તેને સ્વપને બી ખબર નહીં કે તેની વહાલી રોદા ખુદ મેનશનના દાદર આગળ તેને વરે ખોટી હશે.

અરે પણ છે શું ? મારે વરે તું એટલી આતુર થાય એમ મેં કોઇ વખત નહીં માનેલું. બોલ ડીયર શું છે ?

"લવ" અતી ધીમા અવાજે તેણીએ કાને લાગી કહ્યું. "વધારે બોલવાનો વખત નથી, પણ આજે તું કોઇનીબી સાથે સોંગ્સ ગાતો ના."

"એટલે બરાબર બોલની."

"બરાબર તો એટલુંજ કે અહીં એક જણે તારે વરે મોટી મોટી આશાઓ બાંધી રાખીચ, તારી સાથે ગાયન ગાવાનો એક જણે ફાંકો રાખ્યોચ. ડીયર, લવ, મને પ્રોમીશ થા કે આજે તું જરાકબી લલકારશે નહિ."

"હા હા-આઇ, સી. હું તારા હુકમને તાબે છેઉં. હું કદીબી આજે"-તે હજુ તો વાકય પુરો કરે તે અગાઉ શેઠ ફીરોઝ ગેલથી હસ્તા સામે આવી ઉભા.

"ઓહો સાહેબજી. ડોકટર વોલેસ, ચાલોની તમારે વરે મીસ મોરીસ ખોટી છે. એટલું બોલતાંજ રોદાની ભારે ગમ ખ્વારી વચ્ચે તેણીનોજ પીતા તેણીની પાસેથી તે વહાલા જવાનને હાથ પકડીને સેંકડો લોકોની હાજરીમાં તેજ ખુબ-સુરત હરીફ રતાં મોરીસની નજદીક ધસડી ગયો.

હાયરે, કીસમત અંજાણપણે તું કોઇ વખત કેવું કાતીલ પગલું ભરાવેચ.

તેણીએ નીકળી પડતા ડોળાએ તે મેહમાર દુરથી જોયો.

"કાંય ડોકટર મારી ગાડી પાછી મોકલી? ખરૂં માનજો કે એ તમારાં એકશનથી હુ ખરાં દીલથી દલગીર થઇચ!" મળતાં સાથેજ રતાંએ ભોળાઇમાં પોતાની ગમગીની જાહેર કરી દીધી.

લવજી કશું બોલ્યો નહીં. શું જવાબ આપવો? આય વગર ફોકટની દલગીરીપર શું દીલાસો દેવો તે તેને બીલકુલ સમજ પડી નહીં તેણે ગુંચવાઇને આસપાસ જોયું તો-અરે! શેઠ ફીરોઝ તો કેથા તેને આ છોકરી સાથે એકલો નાખી વટેના વાવી ગયા હતા. તેને જવાબ નહીં આપતો જોતાં રતાંએજ પોતાની અધુરી દલગીરી પુરી કીધી.

"મને ખુશી રાખવા ઘણાં જણાં એકકે પગે છે. જ્યારે તમે તો મને ઘણી વખત દલગીર કરી ચુકાચ પણ-પણ-તે છતાંબી ડોકટર વોલેસ ખરૂં કહુંચ કે તે બધાં કકરતાં-આઇ લાયક યુ!"

જાણે તેણીનું છેલ્લું બોલવું સાંભળ્યું નહીં હોય તેમ લવજીએ તેણીનાં સઉથી પહેલા સવાલનો જવાબ બોલવા માંડયો "મીસ મોરીસ મારેથી તમારી ગાડી ઉપ્યોગમાં નહિ લેવાઇ તેથી મારી ખરી દલગીરો કબુલ રાખો. મને મારા પેશંટને ત્યાં જવાનું હોવાથી તેને ખોટી નહિ કરતાં પાછી વાળવાની ફરજ પડી તે કરતાં મને એવી જાતનું હંબગ પસંદબી નથી. હું મારી ગાડી તરીકે આય મારા બે પગ વધારે પસંદ કરૂંચ."

આય ગંભીર ચહેરાનું તદન ઠંડુ બોલવું રતાંના હમણાનાં ધડકતાં દીલને બીલકુલ ઝેર જેવું હતું. તેણે એક ઉંડો નીશ્વાસ ખેંચ્યો છતાં આજે દહાડાઓ થયા નકકી કરવા ધારેલી માંગણી એમ સદંતર માંડી વાળવાનો તેનો જીવ ચાલ્યો નહીં.

"વારૂ, ડોકટર વોલેસ તે રહેવા દેઓ. પણ હવે બીજી રીતે તમે ચાહશો તો મારી એ દલગીરી જરૂર મટાડી શકશો."

લવજીએ વળી પાછું મોહડે તાળું દીધું.

"બોલોની તો તમે મને ખુશી કરશો કે? તે છોકરી સહેજ નજદીક આવી." મેં આજે તમારી સાથે કેટલાંક સોંગ્સ ગાવાનું નકકી કીધુંચ ને મારી ખાત્રી છે કે એ તદન નજીવી બાબદમાં ના કહી તમે મને કદીબી દલગીર નહીં કરશો."

"તમે મારી તરફ ઘણાં કાઇનડ છેઓ. વેરી કાઇન્ડ-પણ હું આશા રાખુંચ કે આજે તમે મને એ કામમાંથી મુકત કરી

મારીપર એક હેરાન કરશો. હું આજે ગાઇ શકશ નહી'."

રતાંનું મોહોડું આ ઠરાવભર્યું બોલવું સાંભળી તદન ઉતરી ગયું. એક નાનાં બચ્ચાં માફક તેણીએ પોતાની લાગણી બતાવી દીધી.

"ડોકટર વોલેસ તમે આજે મારી તરફ ઘણા સખત થાઓચ હું મારી જીંદગીમાં મને દલગીર કરનારાઓમાં ફક્ત તમેજ એકલા છેઓ." તેણીએ પોતાના બેઉ નાના હાથો એક મેક સાથે મસળતાં ઘણેજ નખાઇ જતે અવાજે કહયું. "મહેરબાની કરી મને આજે ખુશી કરો નહિ તો હું એમજ ધારશ કે તમુને હું-હું-ગમ-ગમ ગમતી નથી!"

"ઓહ યુ મસ્ટ નોત થીંક ધેટ-પણ મીસ મોરીસ આજે મને માફ કરો. તમે મારાં વખાણનાર છેઓ એ મેં જોઇ લીધુંચ ને તમુને ખુશી કરવા હું તત્પર છેઉં પણ-પણ-પણ"

"પણ શું? મારા જેવી એક ઉંચી ને બેલીગંટ લેડી તમુને પસંદ નથી. ઇઝ ઇટ નોટ સો?" મોટા થોભરાથી તેણીએ પુછયું.

"નહી-નહી-એમ ના બોલો. હું દરેક બાનુઓનો વખાણનાર છેઉં."

"તમે વખાણનાર છેઓ પણ ચાહનાર નથી, એમજ કેની?"

"જો હું ખરૂંજ બોલું તો તમે મારો વીચાર બરાબર વાંચ્યોજ'" તદન 'સીરીયાંઉસ' દીલે ઉપલો જવાબ વળાયલો જોતાંજ રતાં તદન નીરાશ દીલે એક ધીમું નમન કરી ત્યાંથી બીજાઓમાં ગેબ થઇ ગેઇ.

આ ન ધારેલી જંજાળમાંથી છુટકો થતાંજ લવજીએ એક લાંબો દમ ખેંચી આસપાસ નજર ફાંધી. હા! તે વહાલી

છોકરી તેનેથી થોડેકજ છેટે ઉભી ઉભી દેખાતી બેદરકારીથી પણ બાતેનની જોરાવર અદેખાઇથી જલી જતે જીગરે તેનેજ ટીકતી હતી.

„હવે મારૂં બોલેલું તું બરાબર સમજયો કેની ?" નજદીક જઇ ઉભો રહેતાંજ રોદાએ હસી તેને પુછયું "કેમ છેવટ શું આયું ?"

"ગરીબ બીચારી મને એની ઘણી કદર આવેચ એને મારી 'ના' થી એટલી દલગીરી લાગીચ કે તે હું ખમી શકતો નથી."

તે છોકરીએ આય 'રીમાર્ક' પર ઉછળી આવતે જીગરે જોયું.

અરે લવજી ! સંભાળ, આય છોકરીનાં મનમાં પેવસ થતો અદેખાઇનો એકેકો કતરો તારે વરે ઘણો ભયંકર સમાન છે ? !

"લવજી શું' તુંને એની કદર લાગેચ ?"

"ડીયર રોદા. કોઇબી દુખી થતાં માણુસપર કદર લાવવાની આપણી ફરજ છે. તે કરતાં જાણીને ખુશી થશે કે મેં એ છોકરીને તદન મકકમપણે 'ના'નો જવાબ દઇ દીધોચ."

"વાહ વાહ, આખરે હું ફાવી મેં ઠેરાવજ કીધેલો કે એ છકેલ છોકરીને મારા લવ સાથે જરાક જેટલાંબી ચેડાં કહાડવા દેવાં નહીં—ને આખરે મેં એનાં દીવાનાં દીલને શીખ- વ્યુંચ કે ફરીથી મારાં જીતઇ ચુકેલાં ઇનામ માટે કદીબી આશા રાખવી નહીં.' અને અહીં બીજાઓની ચગોર આંખોથી બીહ તે છોકરી એક શેકહેંડ સાથે તે ડોકટર આગળથી ખસતી થઇ,"

——:૦:——

# પ્રકરણ ૨૮ મું

—:०:—

આહાહા !–એકવાર જીગરમાં એક વસવસો પેઠો તે પછી કેવી રીતે ખશે રતાં મેનશનની પાર્ટી પછી આખાં લંબાણુ બે અઠવાડયાં પસાર થઇ ગયાં. દર રાત્રે બાગના તે માનીતા માંડવામાં તે બેઉ વહાલાંઓ લવજી અને રોદા મળી પોતાનાં બે કલાક મોટી ખુશાલીમાં પસાર કરતાં હતાં, લવજી તે મીઠો જવાન પોતાની ખુબસુરત પ્રીયાને હસી હસાવી વલતો હતો, પણ રોદાનાં દીલમાં જે ઝેરી પમરાટ લાખેલો તે હજુર નીકળ્યો હતો નહીં.

આજે આકાશ તદન ઘેરાયલું હતું. વાદળીઓ ચહડી આવી બધે કાળાશ પ્રગટી રહયો હતો. 'રોદા વીલા' પર રોજનો તેજી રીતે પ્રકાશતો સુર્ય આજે ઘેરાણમા છુપઇ રહયો હતો. હોલના એક બાજુના સોફાપર અધીં અઢેલાઇ પડી રોદા અવાચી અને આલસાઇ ખાતી પટપટ કરતી શીરીનનું બોલવું બેધ્યાનપણે શાંભળતી હતી.

"કેમ રોદા, બેટા તું કંઇ બરાબર નહીં લાગતી" થોડેક છેટે બેઠા બેઠા તેણીને તપાસતા તે વહાલા પીતાએ અચંબીતા પુછયું.

"હા પપા આજે મને સારૂં નથી લાગતું. આજની આખી રાત મેં બીલકુલ ઉંઘ વગરની કહાડીચ. ભાગ્યે એકું કલાક હું બરાબર સુતી હોઉં તો ને તે ઉંઘમાં મેં એક સ્વપનો જોયો. ઓ પપા ઘણો–ઘણોજ ટેરીબલ તે સ્વપનો !" જાણે હમણાંજ તે દેખાવ તે જોતી હોય તેમ તે પોતાના બેઉ હાથોથી તેણીએ પોતાની સુંદર આંખો ઢાંકી દીધી.

"શું સ્વપનો જોયો દીકરા ?" શેઠ ફીરોજે આતુરતાથી સવાલ કીધો.

"તે કંઇ હું તમુને સમજાવી નહીં શકતી પણ ભયંકાર બધું ભયંકાર અવાજો, આકારો. બધું બધું ઘણું બીહામણું! ઓ પપાં, તે જોઇ ઉઠયા સાથેજ હું તદન થાકી ગેઇ ને ત્યારથીજ એવું મને લાગેચ કે હું ઘણી સીક થયલી હોઉ !"

"દીકરા મારા," તેવણ હવે નજદીક આવી એક ખુરશી પર બેઠા. "એવી ખ્યાલી બ્હીક તારા મગજમાં રહેવા ના દે. તુને હમણાં એક લાંબો ડરાઇવ લઇ આવવો જોઇએ. ગુડી બહાર ચાલી નહીં ગયો હોતે તો ઠીક થતે. મારા કરતાં તે તુને વધારે માફક સાથી થઇ પડતે."

"નહી, પપા ડીયર, આજે કોઇથીબી મને સંતોષ મળશે નહીં. કુદરતીજ મને દીલમાં કંઇ થાયચ." તેણીએ આંખ મીચી સોફાના હાથાપર ઝોકાવી દીધું.

આ પ્યારી પુત્રીનો આવો હાલ જોતાં તે બુઝરગ પીતાને ભારી દુઃખ થયું.

"શીરીન મારી રોદા માટે કંઇ કર ! એને પટાવીને એક ચેસનો દાવ માંડ કે નહી તો બીઝીકની ગેમ શરૂ કર. કંઇબી કર ને મારી દીકરીનો ખ્યાલ દુર કર !" તેવણે તેણીના કાનમાં કગલીને કહયું.

"મામાજી તમે તો એની બેચેની હમણા જાણી પણ હું તો સહવારની એ જાણુંચને એને વીસરાવવા કંઇ કંઇ કરૂંચ પણ એ તે ભુલતી નથી. બસ એ તો કેહજે આજનો દહાડોજ ઘણો ખરાબ છે-કંઇબી બુરૂ બનશે-હવે એને કોણ સમજાવે?"

"દીકરા રોદા" શેઠ ફીરોઝ શીરીનનું સાંભળી બોલ્યા "

શીરીન તો તને ઘણી વહાલી છે. એની સાથે કોઇ ગેમ માડીને વખત સોહરાવી. એ તારે કાંઇબી કરે તેવી છે."

"જરૂરજ પપા ડીયર, શીરીન મને ઘણીજ પ્યારી છે. એનાથી મારૂં મન આજ સુધી ઘણું વેરાતુતું, પણ આજે—આજે તો ખુદ આકાશજ મારી સામે રૂઠેલું લાગેચ. મને આજે તમો લોક કોઇ ગમતાંજ નથી. ઓ! મારીપર કોઇ આફત તુટી પડવાની હોય તેમ મારૂં દીલ ધરૂજી જાયચ. ઓ ખોદા હવે શું કરૂં!" તે છોકરીએ ચીચવાઇને ફરીથી આંખો ઢાંકી દીધી. પપા મને જાણે એમજ લાગેચ કે ઘણાં ઘણાં મરી ગયલાં શરીરો મારી પાસે બધાં પડેલાં છે! તેમાંનું એક મારા—મારા—મારા"—તે છોકરીએ તે અધુરાં વાકય સાથેજ એક જોરાવર ડચકું ખાઇ દીધું.

"શીરીન દીકરા મારી રોદાને વરે કંઇબી કર. મને ઘણી ફીકર લાગેચ કે રખે એ સખત પટકાઇ પડે. તું એને સમજાવીને એનાં રૂમમાં લઇ જા." શેઠ ફીરોઝે શીરીનનાં કાન પર પડીને કહયું જે સાંભલતાંજ તે સમજુ છોકરી ઉઠી ઉભી થઇ. તેણે પ્યારથી રોદાનો હાથ આંખપરથી ખસાડયો—પણ—

અરે—તે સાથેજ તે નાજુક છોકરી ધ્રુજી.

"ઓ મામાજી રોદાનાં હાથ તો બધા તપેચ—"

"હા—પપા ડીયર મારા હાથ, મારૂં ભેજું, મારૂં આખું શરીર બધું તાપમાં બરેચ!" રોદાએ નખઇ જતે અવાજે દુઃખથી કહયું.

"મારા દીકરા" હવે તે બાપ વધારે ગંગેતાઇ બોલ્યો. "તું તારા મગજપર એટલો બધો ભાર શું કામ લેચ ાં સ્વપનો કંઇ તેંજ જોયોચ? લેની—એમ તો હું રોજ સ્વપના

જોઇ ઉઠું ચ, તું ને આજે સાંઉડ સ્લીપ આવી નથી તેની એ બધી મોહકાણ છે મારાં મોતી, તું કેહ તો હમણાં ડાકટરપર કોલ મોકલું બોલ !"

"નહીં પપા-ડાકટરની વાત હમણાં માંડી વાલો-મને કંઇ નથી." ડાકટરને બોલાવવાની વાત સાંભલતાંજ કંઇ અજબ રીતે તેણી ખાસ હુશીયાર થઇ. "મને કંઇ નથી પપા, લે ચાલો, આજનો પોસ્ત તમે ખોલો, નવી જુની કંઇ ખબરથી મન વેરાશે !"

"અરે હા જો હું તું ને કહેતાં ભુલી ગીયો, મેં આજેજ એક ફ્રેન્ડ તરફથી એક નવી ખબર સાંભલી. એ ખબર તુંને ખરેખર ઘણી ઇનટરેસ્તીંગ થઇ પડશે."

"તે શું પપા ?"

"રતાં-મોરીસ આવતે વીકે પાછી હઇદરાબાદ ઉપડી જાયચ. બધાં એમ ધારેચ ડાકટર વોલેસે એ છોકરીને કશું મચક આપ્યું નહીં તેની નીરાશીનુંજ એ પરીણામ છે. બાકી નહીં તો એનાં જેવી એક સાત લાખની ખુબસુરત છોકરી મુંબઇ જેવાં મોજીલાં શહેરને એટલી જલદી છોડી નહી જાય"-

રોદાને બરાબર માલમ હતું કે હાલની તેની બીમારી તે એક કાતીલ અદેખાઇનુંજ દરદ હતું. તેમાં આય જાતની ઇનટરેસ્તીંગ નવી ખબરે તેણીને કુદરતી વધારે કમકમાવી. પણ આય ફેરફાર તપાસવા તે બાપ કંઇ થોભ્યો નહીં. તેવણે પાછું ચલાવ્યું.

"મેં નહીં ધારેલું કે લવજી એટલો બધો હેબક બનશે ને આવી નમુનેદાર તક બેધડક જતી મુકશે તોબી હજુરબી લોકોનો ગુમાટો કંઇ જુદોજ છે."

"તે શું !" પીરોઝે મોહડે અંચીતો સવાલ થયો.

"હેહેહેહે તું દીકરી એમાં ઘણો રસ લેય હું !" તેવણે હસી હસી વાત આગળ ચલાવી. "કોણ જાણે લોકો કેહય કે મોડે વેહેલે એ જોડું સંધાય તેવું લાગેચ."

"પણ સાપરથી?" ફરીથીનો ઝટ સવાલ થયો.

"એમ બોલાયચ કે ખાનગીમાં રતાં પોતાની પુષ્કલ કોશેશ કરેચ ને ચાલુ કરશે. હવેબી કંઇ એ છોકરો સમજે તો ઠીક."

"શું ખરેખર? હજુર એ કોશેશ કરેચ? તમે એ વાત ખરી માનોચ?"

"હા–રતાંએ ગેઇ કાલનું એક લંબાણ 'લેટર' ડાકટર વોલેસપર લખ્યુંચ ને ધારવામાં આવેચ કે આજે તેનો જવાબ જવાબ એને મલ્યોબી હોય. હેહેહેહે–કેમ શું ધાર્યું એ છોકરીના પ્યારને વરે ?"

"ઓ પપા મારા જીવને ઠીક નથી. હું મારા રૂમમાં જાઉંચ મને જવા દેઓ.' એક અજબ અછાટથી તે ઉઠી ત્યાંથી સીધી બહાર નીકળી ગેઇ.

"શીરીન ખુદા ખાતર જા ને એ મારી દીકરીને સંભાળ. તું મારા ઘેરમાં એક ફરેસ્તો છે–મને તારી ઘણી હીંમત છે. બોલ બેટા મને ખાતરી આપ કે મારી જીવતી યા મુંવેલી આંખે પણ તું મારી એ દીકરીને કદી ભુલશે નહી. દીકરા બોલ કે ગમે તેવું છતાંબી મારી રોદાનો સાથ તું છોડશે નહીં તારી પાક પડખે હમેશ એને મદદ કરતી રહેશે, બોલની ?" શેઠ પીરોઝે તે જતી દીકરીને દુઃખી ચેહેરે જોયા પછી શીરીન તરફ ફરી કહયું.

"મામાજી હું તમુને કસમથી બંધાઉંચ કે હું મારા પોતા કરતાં એને વધારે ચાહવશ. મારા મોટા ભોગે હું એની નાનામાં નાની ખુશી જાલવશ હું વધારે બોલતી નથી પણ મારે કમીનીથી જે નહીં બની સકતું હોશે તેબી એ વહાલી બહેન ખાતર હું બજાવશ, પણ ખસો હમણાં તો મને એની આગલ જવા દેઓ એને મારી અગત કીધી હોશે" ને અહીં તે શમજુ છોકરી તે અદેખાઇથી જતાં જીગરનું દરદ સમજી જઇ તેણીને મદદ કરવા દોડી ગઇ.

સીરીન, કેવી છુપી આગાહીથી શેઠ ફીરોઝથી ઉપલું બોલાયલું હતું તે તુંને કાંઇ ખબર છે? મીઠી છોકરી, તે બે કમનસીબ જવાન જીવોને તારી મદદની કેટલી જરૂર છે તેનો તુંને કાંઇ ખ્યાલ છે? દોડ–છોકરી ને તારા બેદરકાર જવાનને બચાવ?

## પ્રકરણ ૨૯ મું.

—:o:—

નહિ! જ્યાં ભેજું ભમાતું ત્યાં મીજાસ કાબુમાં કયાથી રહે? લવજીનાં ને રતાંના ખ્યાલો આવે ત્યાં શીરીનની ચેસ રમવાની ને બ્રીજ રમવાની કે પ્યાનાંપર પ્લે કરવાની માંગણી રોદા કેવી રીતે શાંતીથી ખમી શકે? બે ત્રણ વખત તેણીએ અખાડા કીધા પણ શીરીન જ્યારે ખતેજ પડી ત્યારે કદી નહિ દેખાડેલો ગુસ્સો તેણીએ આજે પોતાની મીઠી શીરીનપર ખાલી કીધો.

"શીરીન–મારૂં ભેજું ના ખાતી હું! એકતો મારૂં

મગજ ભમેચ તાંહ હું તુંને કેટલા જવાબ આપું ? શું તું મને મારી નાખવા બેઠીચ ? જો ! બસ–મને એકલીજ રહેલા દે. મને એકલુંજ બેસવુંચ–જા–શીરીન ખુદા ખાતર અહીંથી બહાર જા."

કદી નહિ વકી રાખેલો આય ધડાકો ઘણો અસાધારણ હતો, તેણી બે પલ ચકીત થઇ છતાં ચુપ બેસીજ રહી !

"કાંય શીરીન મેં કહયુંની કે મને એકલુંજ બેસવુંચ."

"રોદા, ખાલી ઉશ્કેરા ના. તુંને જો મારી માગણીથી ગુસ્સો લાગો હોય તો ચાલ હવે હું તારા વીચારોની વચ્ચે કંઇ બોલીશ નહિ. મને અહીં એટલી મુંગી બેસવા દે. તારી આગળ મારી હાજરીની જરૂર છે,"

"નહી શીરીન તું સીધાર મને હમણાં કોઇની અગત નથી. પણ ખરાં, શીરીન આજે તું પેસી કાકાની પુતલીને મળવા જવાની છે કે ? કંઇ અજબ આતુરતાથી રોદાએ સવાલ કીધો કે શીરીનબી ચકીત થઇ વીચારમાં પડી. "તુ કેટલે વાગે જવાની ?"

"હુ જવાની ઉતી પણ તારી આજની હાલતથી મેં મારૂં જવાનું બીજા કોઇ દહાડાપર મુલતવી રાખ્યુંચ."

"વોટ–રોટ!–મને શું ધાર ખાયચ ? મને કંઇ નથી. બસ હું ઇચ્છુંચ કે તું જરૂર આજે તે મુલાકાત લે. મારે ખાતર તું એમ જરા જરામાં બીહ જાયચ તે મને બીલકુલ પસંદ નથી."

શીરીને કશા પણ જવાબ વગર માથું ધુણાવ્યું.

"બોલની, એમ ઠંડુ માટલું શાની થઇ ગઇચ ! જરૂર જજે હં ! તું જો આજે મારે આજની વીઝીટ ચુકશે તો યાદ

રાખજે કે હું ખરે મને ખરાં દીલથી દલગીર થવશ. ઓ જલદી મને જવાબ દે કે મારૂં મગજ શાંત થાય!"

આય અજબ રીતની ઉશ્કેરણીથી શીરીન વીચારમાં પડી ગેઇ. "પણ રોદા તુને ખબર તો છે કે આજે પપા રતાં મેનશનની છેલ્લી ગ્રાંડ પાર્ટીમાં એટેન્ડ થવાનાં છે. હું જો જવશ, તો તેવણને તારી આગલ રેહવું પડશે. બહેતર છે કે તેવણનો એનજોય કરવા અહીં તું મને તારી હાજરીમાં રહેવાની રજા આપે!"

"નહી કદી નહીં જો તેમ બનશેજ નહીં. મને કોઇની ગરજ છેજ નહીં. બસ તું તારે જજે, પપાને મોકલવા કે નહીં તે હું બધું સમજુંચ. તેટલાં જો હમણાં તું મને એકલી રહેવા દે."

આખરે હારેલી શીરીન દુઃખી દેમાગે બહાર પડી કે તેજ પલે તે ઉશકેરણીથી દીવાની બનેલી છોકરીએ સોફાના હાથપર માથુ નમાવી દીધું.

"ઓ ખરેખર હું મેડ થઈ જવશ. એ દુકતીએ આજની પાર્ટીમાં બીજાઓ શાથે લવનેબી ઇનવાઇટ તો કીધોજ હોશે. શું—એ તાંહ જશે—ને મારી રોજની સ્વીટ વીઝીટ ચુકશે? ઓ જો તેમ થશે તો જે હું પુછવાની છેઉં તેને વરે બીજા મને ચોવીસ કલાક થોભવું પડશે ઓહ અનબેરેબલ!" મને એને ખાસ આજે બોલાવવોજ પડશે." તેણી એક ઝટાક મારી ડેસ્ક પર ગોઠવાઇ ને બીજી પાંચ મીનીટમાં તો એક ચીઠી 'રોદા વીલા'ની બહાર નીકલીબી મુકી. તે નીચે પ્રમાણે હતી.

ડીયરેસ્ટ લવ

આજનો 'રોદા વીલા'નો ફેરો ચુકતા ના! પહેલું

કારણ એ કે મને તમુને કંઇ પુછવાનું છે ને બીજું કારણ કે પપા 'રતા મેનશન'માં હાજરી આપનાર છે. શીરીન એની ફ્રેન્ડને મળવા જવાની છે ને ગુડી તો દારાં સાથે દ્રામામાં જવાનો છે એટલે હું તદન એકલી હોવાથી મને સોહવરાવવાની તમારી ફરજ તમો કબુલ રાખશો.

લી૦ રોદા.

"હા, હવે હું બધું જાણુસ કે એ ઇડીયત છોકરીએ મારા લવપર શું લખી નાખ્યુંચ ? ઓ ખુદા એ મને આવતાં સાથેજ બધું કહી દેશે તો કેટલો વહાલો ને ભોલો લાગશે?" હા,–હા. એ મને જરૂરજ કેહશે. પણ જો અખાડા કરશે તો?" તેણીએ વીચારમાં ભવાં ચહડાવ્યાં. "ઓ જો એ મને કંઇ ખોટું સમજાવીને બેહકાવશે તો ? ઓ લવ–"સાત લાખપર તારી નજર ઠરી તો પછી મારો ઇલાજ શું છે ?" તે હવે માથું નાખી ધસાધસ રડી.

* * * * * *

"કેમ દીકરા શું કરેચ ! હું જાઉ કે માંડી વાલું ?" રોદાના ફાંકડા ઓરડાનું અલગું બારણું ઉઘાડી અંદર આવતાં શેઠ પીરોઝે પુછ્યું.

"પપા સાત તો ટાવરમાં કયારના સંભળાયા ને હજુર તમે ગીયા નથી ? સુખે સીધારો હું તદન બરાબર છેઉં."

"હા મનેબી લાગેચ કે મારે જવું જોઇએ–પેલી છોકરી નહીં તો ખચ્ચીત ઘણી દલગીર થશે. પણ રોદા તુંને શીરીનને આજે બહાર મોકલવી નહી હતી જોની હજુર એ આવી નથી."–

"કંઇ ફીકર નહી પપા, એણે તો જવા નાજ કહયું પણ મેંજ જીદ કીધી. મારી આગલ મીસીસ હંટ છે તે પુરતું છે તમે સુખે સીધારો.

"ચાલ જોઉં તાહરે મને એક કીસ આપ કે હું નચીંત જીવે જાઉં." તે નાની બાલાએ તરતજ તે બુઝર્ગ પીતાને ગલે વલગી એક કીસ લીધી કે બીજીજ પળે તે બાપ હલકે દીલે ત્યાંથી બહાર પડયા.

* * * * * *

"મીસ રોદા, તમે મને બોલાવી!" રૂપેરી ચંગનો નાજુક અવાજ શાંભળતાંજ મીસીસ હંટ તે તે આજની વીચીત્ર છોકરી સામે આવી ઉભી. તમારી આજના તબીયતથી હું ઘણીજ બીહધેલી રેહુંચ."

"બસ–બસ–મીસીસ હંટ મેં તમુને કેટલી વખત કહયું કે તમે લોક ધારોચ તેટલી બધી હું નાજુક નથી. એ તમારા લોકના ન્યુસન્સથી બીહનેજ મેં હમણાં તમુને બોલાવ્યાંચ."

" તે શું ?"

તે એજ કે ગેઇ રાતની મારી બેજારીથી આજે હું સીક થઇ ગેઇચ વાસ્તે હમણાંથીજ હું બીછાને જાઉંચ. તમે જાઓ ને સવારનાં મોડે સુધી મને ડીસટર્બ ના કરતાં શું, સમજ્યાં કે ?

"પણ સરનો હુકમ ચયોચ કે આજે રાત્રે તમારી હાજરીમાંજ મારેબી સુવું." આ મીજાસી મગરૂર શેઠાણીથી દબી તે અઘોર રાંક સ્ત્રીએ નરમાસથી કહયું..

કદી નહી મને કોઇની અગત નથી. મોટા શેઠને હું તેનો જવાબ આપશ. તમે હમણાં તો જાઓ ને મેં કહયું

તેજ રીતે વરતજો જાઓ." આ ધડાકાને તાબે થતી તે ગવરનેસ ધીમે પગલે ત્યાંથી બહાર પડી.

* * * * * *

હા! બીજા અર્ધા કલાકની શાંતી પછી રોદાએ સુધ સફેદ સાડીપર ઝપાટામાં એક શોલ વીંટાલી લીધી અને બારી બહાર નજર કીધી ઓ તે સખત ચોંકી! ચોર લુંટારાને અને પાપીઓને પાપી કરમ કરવાને લલચાવનારી તે ઘોર અંધારી રાત હતી. આવી કીલ અંધકારમાં તે પહેલે ઝટકે બહાર નીકળતાં ખરે મને કમકમી. પણ નહીં આજે તો બહાર નીકળવુંજ જોઇએ, ને લવને મળીને પેલી છોકરીનું કાગળ માંગવુંજ જોઇએ. હોઠ પીસી તે નરમ પગલે ઝપાટામાં બહાર પડી. પણ બહાર પડયા અગાઉ પોતા પાછળ બારણું ધીરેથી ઢાંકી ઉપરની જુની સાંકલ ખાસ દેવા વગર તે ચુકી નહી. વાંચનાર—હાજી! ઘોર અંધારી રાતે તે અદેખાઇમાં તવલતી છોકરીને વહાલા લવને મળવાની અધીરાઇમાં બાગમાં ભટકતી છોડી, તેજ છોકરીનાં વીચારમા લીન થયલા તે ભોલા શાચ્ચા જવાનની તપાસ લે.

* * * * *

આહ! કેવા મીઠા અક્ષર! કેવા જાણે મોતીનાં દાણાં!" તદન તઇયાર થઇ ઘડીયાલનાં કાંટાઓપર વાટ જેતો લવજી તે ઉતાવલમાં અને અદેખાઇમાં લખાયલી ટુંકી લીટીઓપર હરખથી ઘેલાં દીલે બડબડતો, પોતાના ઓરડામાં એમથી તેમ ફરતો. હતો. દશબીવાર તેણે તે ફરી ફરી વાંચ્યું.

"મારી વહાલી તારી મહોબતની હું કેમ કીમત કરૂં? એક દહાડોબી તું મને મીસ કરી નથી શકતી. મને મળવાને કેવી આતુર રહેચ હા મારા જાન શાબાશ?"

આંધલી મોહબતનો નમુંનો તે એ !

જે કાગળ રોદાએ તપી આવેલાં મગજે અદેખાઇનાં અવેશમાં ગુસ્સા ભર્યા દીલે લખ્યું હતું તેજ કાગળ લવજીનાં સાચ્ચા પ્યારનાં જીગરને એ ખરો પ્યારનો રૂકકો માલમ પડયો.

આખરે વખત દયાળુ થયો અને ખુશ હસતાં જીગરે તે જવાન પ્રીયાને મલવા બહાર પડયો.

નીચેજ તેણે પોતાનાં બુઢા સાથી બદલાને ઓય આવેચ કહી ચાલવા માંડયું; પણ બદલો કંઇ એટલો નરમ નહીં કે આવી ઘોર અંધારી રાત્રે પોતાના વહાલા જુવાન શેઠને એટલી સહેલાઇથી રજા આપે.

તેની બહેન આલામાય અને જમશેદ વેલાતીના છોડી ગીયા પછી લવજીને એક સાથીની અગત મોટી માલમ પડી. તેનાં સારે નસીબે બદલો એક એવું માણસ મલી ગયું કે રાંધી સીંધીને ખવરાંવવા ઉપરાંત ઘરાકોને સહોવવા સાથે લવજીની અંગત ખબર તે એક પ્રીતભર્યાં બાપની માફક માયાથી રાખતો હતો. આજે આવે વખતે લવજી દીકરાને ઘરની બહાર જવા દેવાનો તે બુઢાજીનો જીવ ચાલ્યો નહીં.

"દીકરા, આવે વખતે કીયું ઘરાક તુંને બોલાવવા આવ્યું તે તો જરા કેહ. મેં તો કોઇને જોયું જાણ્યું નથી."

"બદલા, તું હવે મારી ઘણી ખણખોદ નાં કર. ઘરાકમાં કોલ આપવા સાથે અંધારી ને ઉજરડી રાતને શું લાગેચ વલગેચ? ચાંદરણી રાતેજ માણુસો સીક પડે કે આજની રાતે કોઇને ડાકટરની ગરજ પડેજ નહીં શું? હેં હેં હેં, જા તું વારે સુઈ જા, હું એક કલાકમાં પાછો ઓય આયો સાંહેબજી!" એટલો વખત ફોકત ગાળવાનાં બબડાત સાથે તે

અધીરો થયલો જવાન ખુશ રાગ ગાતો ખીલી રહેલે મોહડે મોટી મોટી ફલાંગે બહાર નીકળી પડયો.

અરે, પ્યાર ઘેલા જવાન–સંભાળ! તું કયાં જાએચ?–આજે તું બેહદ ગેલમાં અને હરખમાં છે તારી મીઠી રોદાને મલવા તું અધીરો છે પણ–પણ–

——:૦:——

## પ્રકરણ ૩૦ મું

—:૦:—

પોતાની એક પુરી એક વહાલી લાડકી પુત્રીને આવી નબળી હાલતમાં મુકી ગયલા હોવાથી આજના આંડ મેળાવડા છતાં શેઠ ફીરોઝનું મન તદનજ ઉચ્યુત હતું. તેવણુને કોઇબી મજાહ કે ગમતથી ખુશ લાગી શકતું નહીં. રોદા જેવી આવી મગરૂર ને હીમ્મતવાળી દીકરી આજે સ્વપના જેવી એક નજીવી બાબદથી એટલી બધી બીહ કેમ ગેઇ હશે? જવલેજ આંશુ પાડનારી તે તોરવંતી દીકરી આજે નહીં જેવા ધખારાથી શાને વરે એટલી બધી રડતી હશે? તે ગમે એવા વીચારો છતાં તેવણુ બીલકુલ સમજી શકયા નહીં. 'રોદા' એ ફકત યાદજ તેવણુને જીંદગીની જોત જેવી હતી તો તેટલી હદ સુધીની વહાલી દીકરીને આવી હાલતમાં છોડી ગયા પછી તે બુઝરગ પીતાને કેવી રીતે કલ વલે?

ગયા પછી ફકત રતાંનેજ તેવણુ મળ્યા હતા; જતાંને વાર તે છોકરીએ ગાલ ચઢાવી ડોકતર વોલેસની આજની કઠોર ગેરહાજરીની ફરીયાદ કીધી જે ,સાંભળતાંજ ગમે તેવું છતાં તે બુઝરગ શેઠથી હસાયા વગર રહેવાયું—

*  *  *  *  *

હાય! હાય!! આકાશપર એક તારોબી જણાતો નથી, જાણે દુન્યાપર કોઇ મોટી આફત પડનાર હોય એવી અવર રાત દેખાયચ! તે અંધારી રાતના વીલા તરફ હંકરાઇ આવતા શેઠ ફીરોઝ ગાડીમાં અઢેલાઇ પડી બડબડતા હતા. "કેવી રાત! ખુદા શઉની સરમ આબરૂ રાખજે. પણ મારી રોદા શું કરતી હશે, ઇહુ-જલ્દી હાંક!-મને લાગેચ કે શીરીન સકારે આવી હોશે ને એને શાંતીથી પહેરાવી દીઠી હોશે."

પોટી'કોમાં ગાડી વળતાંજ તેવણે "રોદા-વીલા" ની બુલંદ ટોચપર ફુલ્લ લાઇટમાં બળતાં ઘડીયાળમાં નજર કીધી. તો બરાબર સાડાનવ! બનતી ઉતાવળમાં તેવણ ઝડપી પગલે ધસ્યા તો શેઠની પધરામણીથી જાગતા ભીખાએ સામે આવી હાથમાંથી લાકડી લીધી.

"પહેલાં મને કેહ કે બાનુ રોદા કેમ છે?" લાકડી નહીં આપતાં અધીરાઇથી પહેલો સવાલ કીધો.

"કોણ જાણે શેઠ તમારા સધાવ્યા પછી મેં તેવણને જોયાં નથી. પણ પેલી ગવંડરણીને વાત કરતા સાંભળેલી કે બાનુ રોદાએ સહવાર સુધી પોતાને અડચણ નહીં કરવાને બધાપર કેહવરાવેલું."

"વારૂ લે લાકડી ને તું જા-હું મીસીસ હંટને પુછી જોવસ" એટલું બોલતાં તેવણે નરમ પગલે તે વહાલી દીકરીનાં માનીતા ઓરડા ગમ પગલાં ભર્યાં—

હા, શઘળું ચુપ ચાપને શાંત હતું! તેવણ વાંકા વળ્યા, પોતાના આતુર કાન તે બારણાપર વળગાવ્યા પણ કંઇ નહીં. બધું તદનજ શાંત!!

તે માયાળુ બાપના ફીકરમંદ મોહડાંપર હસવું ફેલાઇ

રહયું. "મને લાગે છે કે એ તદન શાંતીથી પહોરેલી છે. શુકરાના, દાદાર મારી રોદાને સદા હસતી રમતી રાખજે." એક છુટકારાનાં લાંબા દમ સાથે તેવણે સદાનોં આભાર માની ત્યાંથી ચાલવા માંડયું.

હવે તેવણે પાછું દાદર ગમીજ હેરયું લીધું, કારણ તે ગમથી તેવણ પોતાના સુવાનાં ઓરડામાં જઇ શકતા હતા. પોતાની માનીતી દીકરીને શાંતીમાં સુતેલી જોવા પછી શીરીનને કે મીસીસ હંટને જગાડવાની તેવણે જરાબી જરૂર જોઇ નહીં? રોદાના ઓરડા આગળથી–પંદરેક દગલાં તેવણ ચાલ્યા હશે. હા, સામા દાદરપર જવા બીજાં થોડાંજ પગલાંની વાર હશે, તેટલાં ઓ ખુદા! શું થયું?

તે બુઝરગ ઉમરાવે એક ઉંડી ભયાનક બુમ પાડી. તેવણ બુઢા છતાં પોલાદી આંગના બહાદુર ગ્રહસ્થ હતા. છતાં તેવણથી એક જબરા ઝોક સાથે પડોસની ભીંતને અઢેલાઉ પડી. એક છાતીતોડ બુમ પડાઇ ગેઇ. તેવણે શું જોયું?–

અરે કેવો તે દેખાવ?

તે વીશાળ દાદરના એક અંધારાગાર ખુણામાં પોતાની સઉથી લાડકી માનીતી દીકરીને ડોલા ફાડીને સ્તબ્ધ છુપાઇ ઉભેલી જોતાંજ એક કુદરતી અભતની જબરદસ્ત બુમ તેવણથી પડાઇ ગઇ!–શુધ સફેદ સાડીમાં ભેલાઇ જતાં તેણીના સફેદ ચાદર જેવાં ફીક્કાં મોહડાં સાથનો તે ઉંચો આકાર તે માયાળુ બાપને એભતાવી મુકવાને પુરતો હતો.

હા! જાણે તે ધોધારી ભયંકાર બુમથીજ અત્યારસુધીની બેશુધીમાંથી તેણી પોતે જાગી હોય તેમ તેણીએબી એક મોટી

ચીચ્યારી પાડી અને પતળા હાથો લાંબા કરી તે વહાલા પીતાને ગળે વલગી પડી.

"ઓ પપા–પપા ડીયર મને એ ભયંકાર બોજાથી બચાવો. એનેથી હું ઘેલી થઇ જવસ!"–એક દયામણાં ડચકાં સાથે તે એટલુંજ બોલી.

"મારી દીકરી મને કેહ–શું થયું, તે મને કેહ." ગરદન આસપાસ વીંટળાંયલા તે તાપથી તપતા હાથો પકડી માયાથી તેવણે પુછ્યું, તેણીનાં ગજબનાક ડચકાંથી તેવણની છાતી ફાટી ફાટી જતી હતી. દેખઇતું હતું કે તે છોકરી કંઇ ઉંડી ગમગીનીમાં દબાઇ જતી હતી.

"પપા મને અહીંથી ઉંચકી લેઓ. ઓ–મને તે બીહક મારી નાંખશે. ઓ કોઇ મને અહીંથી લઇ જાઓ !"

અરેરે–તેણીની ઉંચી ચીચયારીઓથી ખુદ 'રોદા વીલા' બી જાણે ધરૂજી રહયો હતો. તે બુઝરગ પીતા લોઇલાજ હાલે તે વહાલી દીકરી સાથે આંખપાણી કરતા હતા. નોકર ચાકરો ને આયા દાસીઓ મીસીસ હંટ સુધાં સઉ કોઇ આ દયાજનક દેખાવ અભતી ગયલી છાતીએ જોઇ રહયાં હતાં. કોઇ આગળ જવાની હીમ્મત કરતાં નહીં.

પણ સઉથી પહેલી શેઠ ફીરોઝેજ સમયસુચકતા રાખી !

"શું ઘેરનું કોઇ હમણાં હાજર નથી?–કોઇ મુવું જીવતું છેઓ કે નહીં ? તેવણે ઘોઘારી અવાજે પુછ્યું કે જે માયાલુ શેઠનાં હુકમથી હીમ્મત પકડી મીસીસ હંટ અને બીજો નજદીક ખસી ગીયાં.

"મારાં વહાલાં બાનુ, સર એવણનો ભાર જીતવાની મને રજા આપો તમે ખસી જાવ." ગડગડી મતે અવાજે તે

દયાળુ ગવરનેસે શેઠ ફીરોઝના ખાંધપર ઢળેલા તે નરમ નબળા આકારને માયાથી ઉંચકયો.

"મારી ગરીબ દીકરી" તેવણ અલગા થતાં બડબડયા "ભીખા, ગોદરેજ શેઠ ઘેરમાં નથી?"

"નહીં તેવણ તો દારાબશાહ શેઠ સાથે નાટકમાં ગીયાચ."
"ને શીરીન?"

"હું સુવા ગેઇ ત્યાં સુધી તેવણ વીલામાં પાછાં ફર્યાં નથી." શેઠ ફીરોઝે ભીખાને પુછેલા સવાલમાં મીસીસ હંટેજ જવાબ વાળ્યો.

"આજની તમારી રીતથી હું ઘણોજ દુઃખી છેઉં કે તમારાં મીસત્રેસ આવી ભયંકાર હાલતમાં છતાં તમે અત્યાર સુધી તમારા ઓરડામાં નચીંત જીવે ઉંઘાતાંતાં" શેઠ ફીરોઝે મોટા ઠપકાથી તે ગવરનેસને થથરાવી કહાડી.

હમેશના માયાળુ શેઠને આટલા બધા ઉસ્કેરાઇ જઇ સઉ બીજા નોકર ચાકરો દેખતાં આવી રીતે ઠપકો આપતા જોતાં તે ભલી રાંક સ્ત્રીને ઘણું લાગી આવ્યું. તેણીની દરાખ જેવી બુઢી આંખોમાંથી આંસુઓ ગબડી પડયાં. ખરૂં જોતાં તેણીને પોતાનેબી આજનો ઠપકો વાજબી લાગો હતો. બચાવમાં તેણી રોદાનો છેલ્લો હુકમ કહી શકતે પણ તે નાજુક ભારમા દબાયલી સ્ત્રીએ તે છોકરીની શાંતી માટે ચુપકીદી પકડવી ઠીક ધારી.

"સાહેબ, આટલીવારમાં તો શીરીનબાઇ આવી પહોંચ્યા હશે, હું જઇને બોલાવી લાઉં." ભીખાએ રજા માંગી. એવણુની ગાડીને મેં તબેલામાં આઠ વાગેની જતાં જોઇ. એવણુ આવ્યાં હશે.

"આવ્યાં હશે શું ? સાડાનવ વાગાવેર એ બહાર કેમ રહે ? તમે લોક બધાં બેદરકાર છેઓ. તેતો કાહરની આવીને સુતી હશે પણ તમે લોક જાણો શું કે બોલો ! જા દોડ ને બાઇને ઉઠાડી લાવ." હુકમ થતાં ચાર પાંચ જણ શીરીનનાં ઓરડા ગમ દોડયાં.

પણ અહીં કંઇ જુદુંજ બન્યું !

તે લોકના જવા સાથેજ તદન ધીમે નરમ પગલે ને ધ્રુજતાં દીલે તેજ ગડબડભર્યાં દાદરપરથી ચઢી આવી શીરીન તદનજ ફીકકી ધ્રુજતી શીરીન–શેઠ ફીરોઝની સામે આવી ઉભી.

"શીરીન?" દબાઇ ગયેલે ચહેરે તેવણે બુમ પાડી પુછયું "હા–મામાજી હુંજ !"

"અત્યારે તું કાંહથી આવી ? છેક સાડાનવ થયાને !"

"મામાજી હું–હું–કાહરની–કાહરની–આવીચ !"

"તારે તેં કંઇ ગડબડ સાંભળીજ નહીં કે ?"

"હા–નહી–હા–હું રોદાનેજ સોધતીતી ! તેથી બાગમાં ગયલી ?

"રોદાને શોધતીતી ! જા છોકરી, તું મને ગભરાવ ના. રોદાને શોધવા તું સાડાનવ વાગે બાગમાં શું કામ જાએ?" તેવણે તેણીને તદન હસી કહાડી. પણ તેજ પળે અત્યારસુધી મીસીસ હંટની ખાંધપર માંથુ નાંખી શાંત પડેલી રોદાની એક ઉંડી ચીચ્યારીએ બધાંને પાછાં ચોંકાવ્યાં.

શીરીન તારો ખુલાસો મને પછી આપજે તેટલાં આવ રોદાને એનાં બીછાનાંપર લઇ જવામાં મને મદદ કર.

"નહી–નહી" શીરીનના ધ્રુજતા હાથ તે છોકરીને લાગતાંજ તેણીએ પાછી બુમ પાડી." ઓ પપા–

તમેજ-ફક્ત તમેજ-બીજું કોઇ નહી. જોઇએ-ઓ તે ભય મને મારી નાંખેચ. પપા-મને મારી નાંખેચ-મને કોઇને અડકવા ના દેઓ-ઓ-"

"હા-આખરે તેણી એક મુરદાં માફક બેશુધીમાં તુટી પડી?!

---:o:---

## પ્રકરણ ૩૧ મું.

---:o:---

અરેરે! સદાનો રંગીલો વીલા આજે કેવી ગમગીનીમાં ગરકાવ હતો. ત્યાંના દરેકનાં સદાનાં હસ્તાં મોહડાં આજે કેટલાં બેહદ શોકાતુર હતાં? ખુદ તે વીલાનોં તપતો માનીતો 'સુરજ' જયાં આજે મોત જીવતની વચ્ચે પડેલો ત્યાં બધાંનાં દુખનો શું પાર?

તે જાન જેવી પ્યારી પુત્રીને તેણીનાં મખમલી બીછા-નામાં નાખ્યા પછી તે બુઝરગ પીતાએ માથે એક જોરાવર તડાપ મારી.

"ઓ શીરીન, મેં તારીપર ભરોસો રાખ્યો તેનો આવ બદલો?" તેવણ તે સામી ઉભી રહી ધરૂજતી છોકરી ગમ લગાર નાખુશીથી જોઇ બોલ્યા. "તું આજે એટલી સખત કેમ થઇ? મારી રોદાને આવી હાલતે નાખી તું તારી સહીને કેમ મળવા ગેઇ!"

"મામાજી આજે મને જવાની ખાસ રોદાએ ફરજ પાડી. મેં ઘણુંબી સમજાવ્યું પણ એણે પોતાને લીધે બીજાં-ઓને ભુલી જવા સામે એને સખત વાંધો લીધો. એણે

મને ખુલ્લું કહયું કે આજે જો હું રોદા–વીલામાંથી બહાર જાઉં તો ખચ્ચીત એ ઘણી ખુશી થશે."

"એટલે તેનો શું મીનીંગ?"

"શીરીન ખરાં છે." મીસીસ હંટ જે અત્યાર સુધી રોદાની મેનીજમાં હતી તે વચ્ચે પડી. "મારોબી એજ બચાવછે. મેંબી એવણુની તબીયત નબળી જાણી હાજર રહેવા ઘણી ખુશી બતાવી પણ એવણે મને શાફ ખુલ્લો હુકમ કીધો કે સહવાર સુધી મારે એવણુને બીલકુલ ખલલ કરવી નહી અને એજ હુકમ બીજાઓનેબી જણાવવો."

"અરે નહી નહી, ગમે તેવું થયું પણ તમે લોક જયાં જાણુતાં'તાં કે બાનુ રોદાના જીવને ઠીક નથી તો દુરથીબી તમુ લોકને દરકાર રાખવીજ હતી પણ વારૂં શીરીન, તારા દીલમાં નો હજુ બહારનોજ દરેસ છે. તું વીલામાં કેટલે વાગે આવી? પણ શું છે એટલી ધુજેચ શાની? શીરીન–શીરીન–ના ધુજ. શું છે તમારા લોકની એવી જાતની મુગી બીમારીથા મારૂં મગજ ચશી આવેચ? ખુદા ખાતર મોહડું ખોલી કેહ કે શું છે ને મારી રોદાએ એવું શું જોયુંચ કે તે આય હાલતે પડીચ?" એટલું બોલતાં તે વહાલી પુત્રી ગમ જોતો તે બાપ બચ્ચાં માફક રડી પડયો.

"મામાજી–મામાજી હું તે કેમ કહું?" તે રડતા ગ્રહસ્થને ગલે વળગી તે બોલી "મને ના પુછો. હું તે–પણુ આ ગોદરેઝ આયો?"

"હા આયો!–હું આયો? કાંય શું છે? મને ભીખાએ નાટકમાં આવીને કહયું?" ધ્રસારાબંધ સામે આવી ઉભો રેહેતાં તે જવાન વહાલી કઝીન ગમ દોડયો. "મારી દીકરી

એના આય શું હાલ" ગોદરેઝ, દારાંને દાખલ થયલા જોતાંજ શીરીન હવે ત્યાંથી બહાર નીકળી ગેઇ.

"ઓ ગુડી દીકરા મારી રોદા તો આય હાલતે પહોંચ. કંઇબી કર ! લવજીને કોલ મોકલ ને દુન્યા ઉથલપાથલ કર ! મારેથી આય દેખાવ નથી જોવાતો."

"હું પોતે જાઉંચ ને ડાકટર વોલેસને બોલાવી લાઉંચ." ગોદરેઝ સાથે દાખલ થયલો દારાં જે અત્યાર સુધી ગમખ્વાર ચેહરે વહાલી રોદાને ટીકતો ઉભો હતો તે અંચીતો બોલી ઉઠયો.

"મોટી મહેરબાની" એટલું બોલી શેઠ ફીરોઝ ગોદરેઝ ગમ ફર્યા. "ગુડી હવે તો આપણો બધો આધાર આય શીરીન પર છે. મને ખાતરી છે કે એ છોકરી રોદાની આય ભયંકાર હાલતનો ખુલાસો જાણેચ પણ મને એ ઉડાવેચ હું આયો ત્યારે-દાદરપર મારી રોદા એક મુરદાં જેવી અભનાયલી ગાફેલ ડોળા ધુરકની ઉભેલી ને આસપાસ કોઇ-કોઇ-કોઇ નહી ! કેવાં બધાં બેદરકાર ! મને પહેલી અજાયબી શીરીનનીજ લાગી પણ તું માનશે મેં જોયું તો મારા આવ્યા પછી એ છોકરી અર્ધે કલાકે દાદરપરથી ચઢી મારી સામે આવી ઉભી ખુલાસામાં એણે એટલુંજ કહયું કે વીલામાં આવ્યાને એને ઘણો વાર થયો પણ રોદાને શોધતી એ બાગમાં ગયલી. હંબગ ! બીખો કહેચ કે એની ગાડી આય બનાવટ અગાઉ તબેલામાં છોડાયલી તેણે જોવલી, જેબી હોય તે પણ મેં તો એને પટાવી પુછયું પણ એ બોલતી નથી. તું જા ને એને પટાવીને પુછ. મારી રોદાની બીદક શું છે તે મને જણાવ મારો જીવ લાગો

રહયોચ" હયાં તેવણુનો જીવ ગુંગળાઇ આયો નેકાજન દય એ ડચકાંઓથી તેવણે આંખપર રૂમાલ ઢાંકયો.

તદન ચુપકીદીમાં ઉભા. કાને ઉપલું સાંભળતો ગોદરેઝ તે બુઝરગ કાકાને વળગી પડયો. "મારા મુરબ્બી કંઇ ફીકર ના કરો. ખરેખર ફકત ચાર કલાકના અરસામાં રોદામાં કેવો અજબ જેવો ફેરફાર થઇ ગીયોચ ડીયર ગર્લ, કંઇ નહીં કાકાજી, હું શીરીન આગળ જાઉંચ ને પુછુંચ. ડાકટર આવે તો તમે દારાં, મીસીસ હંટ સાથે હાજર રહેજો."

* * * * *

હા, શીરીન ભલી પ્યારી છોકરી! ઉડા જનાં જીગરે સહેજ શાંત કરવાની મતલબથી તેણી ગોદરેઝ અને દારાંની હાજરીથી પોતાના એકાંત ઓરડામાં સટકી આવી હતી. જયાં એકલી પડતાંજ તે રાંક ને મીઠી છોકરીએ એકદમ છોડી મુકયું.

"ઓ કેવું ભયંકાર!—કેવું બીહામણું!" કંઇ અજબ અભતથી તેણી ઉડી જતી છાતીએ હાથ ડાબી ડુસ્કે ડુસ્કે રડતી હતી.

અલગું બારણું ચીચવાયું ને ગોદરેઝ ધીમે કદમે ઉપર પર આયો પણ શીરીનનું ધ્યાન કંઇ અજબ ભયાનક બાબદ પર વળગેલું એટલે આ નવા આવનારથી તેણી જરાકબી જાગરૂત થઇ નહીં.

"ઓ—રોદા—રોદા તેં એ શું કીધું! તેં એ કાંય કીધું તારા દીલમાં દયા કે પથ્થર! ઓ તે જોવા અગાઉ હું મરી કાંય નહીં ગેઇ? ઓ રોદા, તારી સાથે તેં મારૂંબી સદાનું નખ્ખોદ વારયુંચ. ઓ મારા જાન તે ભયંકાર વખત તેં કેમ સેહવ્યો હશે? ઓ તુંને છેલ્લી સલામ કરવાનો મારો જીવ

નહીં ચાલ્યો. તે કીરતારે મારીપર આખરે દયા કીધી ને–ને કોણ? ગોદરેઝ–કાંય તું અહીં કાંય ઉભોચ" અંચીતી ડોક ઉંચકવા સમેત તે ચોંકી. અરે કદી નહીં અનુભવેલો ગુસ્સો આજે હમેશનાં શાંત ગોદરેઝ બહાદુર ચહેરાપર પ્રગટી રહયો હતો.

"હા હું ગુડી–તુને અહીં જરા કંઇ પુછવા આયોચ. અજબ કઠોરતાથી તેણે દમથીજ શરૂઆત કીધી "હાલમાં દીબાચો કરવાનો મને વખત નથી, તેમજ તુંને હું કંઇબી આનાકાની કરવાનો વખત આપવાનો નથી. તું મને તારો ખરો ખુલાસો કરશે તો તેમ ને નહી તો તરતજ આય મકાન તારે એકદમ છોડી જવું!–બસ મને લાગેચ કે મારી રોદાની બીમારી તુને–હા તુનેજ આભારી છે ને મારી ખાતરી છે કે જ્યાં સુધી તું આય મકાનમાં હાજર છે ત્યાં સુધી બીચારી રોદાની લાઇફ મોટા ધાસ્તીમાં છે!"

"અરેરે! હજુર તો તે બાળા આય જોરાવર સીતમની સામે એકબી બચાવનો શબ્દ ઓચરે તે અગાઉ તો તે ઉસ્કેરણીમાં દીવાના થયલા જવાને એકદમ ઓરડો છોડી ચાલવા માંડયું.

"હાય હાય આય શું નામોશી? હાં મામાજી આગળ હું બચાવબી કેવી રીતે કરૂં કે તેવણુની મદદની હું આશા રાખું. તેવણુબી આય મારી શીક્ષા કબુલ રાખશે તો?–એ કેમ ખરૂં કહી દઉં? તે ખરૂં નથી કેહતી તો એ લોકનો શક હું કેવી રીતે દુર કરૂં? ઓ ખુદા.–તદન સાચ્ચાં અંતઃ-કરણ છતાં મારી હાલત કવી થઇ પડીચ તેનો સમજનાર તુંજ બાપ છે. મારો હવેનો આધાર બધો તમારીપ રજ છે. જે ઘરમાં હું ચાર વરસની ઉમ્મરથી ઉચરેલી તે ઘેર એ

કેવી નામોસીમાં મને છોડવું પડેચ! ઓ એવી સરજત તેં મને કાંય આપી !

આહ એક ગજબભર્યાં ડચકાં સાથે તે ઉઠી.

અરે તે નાના બેગમાં જરૂરજોગાં કપડાં સીંચતાં તેણી ની નાજુક છાતી ઉથલાઇ જતી હતી. તે કરૂર અર્ધો કલાક તે ગુચવાયલી છોકરીએ ભારી દુ:ખથી પસાર કીધો.

આહ–દીલમાં કાળી શાડી, સફેદ બદીયાન, માથે સોડ, હાથમાં બેગ અને તે વહાલી ઓરડાને એક છેલ્લી વેળા નીહાળતાં તે છોકરી આંખે હાથ ઢાંકી પાછી ધમ કરતી સોફાપર પડી.

"ઓ ખુદા! ઘેરમાં ગડબડ ચાલી રહીચ. વહાલી રોદા તુંને જોવા–તુને, તારા ભયંકાર ખ્યાલમાંથી બહાર કહાડવા હું કેટલી આતુર છેઉં પણ નહીં. મને તે તક લેવી નથી. હું આય હાલે હવે કોઇનીબી નજરે પડવા માગતી નથી. ઓ દાદાર! મારી રોદાને તેના ભંયકાર ખ્યાલમાંથી જલદી બીદાર કરજે. એકવાર પાછી હીમ્મત ધરી આંસુ લુછી તેણી ઉઠી.

બીજી દશ મીનીટમાં તો દરેકની નજર ચુકાવતી બીહતી ધ્રુજતી તે નાની બાળા હાયરે નસીબા! તારાં નખરાંથી ચાર કલાકની રમતમાં મહેલમાં મોજ કરતી તે છોકરી આવ કીલ અંધારી રાત્રે મુરબ્બીઓનો અને વહાલાંઓનો આશરો ખોહી બેસી આ બહોળી દુન્યામાં તદન વાયજાન એકલી પડી!!

"ઓ–હું હવે જાઉં કાંહ?" છેક પોર્ટીકોમાંથી બહાર નીકળ્યા પછીજ સઉથી પહેલીવાર તેની નાજુક છાતીમાં એક જોરાવર ફાળ પડી.

પણ જયાં ખુદા મહેરબાન ત્યાં માણુસ શું કરી શકેચ? તરતજ તેણીને એક વીચાર આવ્યો.

"મારી સહી પુતલી પેસીકાકા એક રાત જરૂર મને આશરો આપશે પછી કાલને કાલ હું મારા પુનેવાળા મામાજીને ત્યાં ઉપડી જવસ. મારા ચાલીસ હજારનાં વ્યાજમાંથી એવણુ મારૂં ગુજરાન કરી શકશે. હા ઠીક છે, ખુદા અત્યાર સુધી તું મને મદદ કરતો રહયો. હવે મારી એકજ આશા બર લાવજે ને આય મારે માથે જે કાલી ટીળી લઇને હું આય વહાલાં મકાનને છેલ્લી સલામ કરૂંચ તે મોડેવેહલે ધોઇ નાખી મને ગેરઇનસાફ કરનારાઓને પસતાવો કરાવજે."

આહ આખરે ફાટી જતાં જીગરે તે છોકરીએ મકાન સદા માટે છોડયું.

શીરીન—તારી છેલ્લી મુરાદ ફળશે કે? મીઠી છોકરી આજનું તારૂં દુઃખ બેહદ છે. તારો ગેરઇનસાફ ઘણો જાલમ છે, છતાં ખુદા ખરા તારે માથે સાબુત છે તો ધીરજ ધર ને પેલા વખતની વાટ જોકે જયારે તારો—

ખેર ! આપણે જરા થોભશું !!

——:o:——

## પ્રકરણ ૩૨ મું

—:o:—

ડાકટર વોલેસની શોધમાં દોડેલો દારાં હજુ સુધી પાછો નહીં ફરવાથી શેઠ ફીરોઝ તે પલંગ આગળ અકરવકર કરતા બેકરાર હતા. ગોદરેઝ શીરીનને છોડી આવ્યા પછીનો તેજ નાના વહાલા લોથ પડેલા આકારને ટીકતો ગમગીનીમાં ડુબી

ગયલો પોતાના બુઝરગ કાકાને દીલાસો દેતો ઉભો હતો. ફક્ત પાંચજ મીનીટ નહીં ગઇ કે એકવાર પાછી તે ઉંડી ચીચ્યારીઓથી તે નાનો ઓરડો ધમધમી રહયો.

"ઓ ખુદા! મદદ, મદદ ઓ કોઇ મને મદદ કરો!"

પીરોઝે તે હાથો બેહદ પ્રીતથી પકડયા. ગોદરેઝે માયાથી દીલાસો દેવાની કોશેશ કીધી પણ નહી! તેણીનો તરેહવાર ચાલુ બકબકારો અટકતો નહીં.

"લોહી-મદદ-પકડો-બચાવો! એ ભયંકર શબ્દો શીવાય બીજા શબ્દો ભાગ્યેજ સાંભળવામાં આવતા.

અધીરઇથી ઘેલા બનેલા તે બાપે દારાંની પાછળ બીજા ચારને દોડાવ્યા, પણ અરે! હજુ કોઇનું ઠેકાણું મળે નહીં.

જો કે અર્ધી રાત થયલી છતાં વીજળી વેગે મીસ રોદા ખુશરો બહેરામની આય ભયંકર માંદગીની ખબર આખાં સરકલમાં ફરી ચુકી હતી.

આહ! આશાથી ફાટી જતી છાતીએ આખરે શેઠ પીરોઝે ડાકટરને જોયો પણ અરે તેવણનું મોહડું તરતજ કુમલાઇ ગીયું. કારણ?

કારણ દાખલ થનાર ડાકટર હેલડન નામનો કોઇ યુરોપીયન ડાકટર હતો.

"ડોકટર વોલેસને વરે મેં ઘણી તજવીજ કીધી પણ હજુર તે ગેર આયો નથી." તેવણને દલગીર થઇ ગયલા જોતાંજ દારાંએ બચાવ કીધો. "હું તાંહ ઘણો વખત ખોટી રહયો પણ આખરે મને બીજા ડાકટરની શોધમાં જવુંજ પડયું."

"પણ તે કાંહ ગીયોચ તે શોધી કહાડીને તેની પછવાડે ગાડી કાંય નહીં દોડાવી?"

,,પણ હાઉસ-કીપર પોતેબી નથી જાણતો કે લવજી કાંહ ગીયોચ? તે પોતેબી તેની કાગને ડોળે વાર જોયચ. કેહ જે સાત વાગેનો 'અમણા આઉચ' કહીને ગીયોચ તે હજુર અગ્યાર થવા આયા તોબી આયો નથી."

"વેલ, પણ સવારનાં પહોરમાં પહેલું કામ એટલું કરજો કે ડાકટર વોલેસને મહેરબાની કરી બોલાવી લાવજો."

"અફસોસ ! કે દારાંની સવારની કોશેશબી ફોકટજ ગેઇ. સવારનાંબી હાઉસ કીપર બદલા તરફથી મોટી નીરાશી અને ફીકરથી જવાબ મળ્યો કે તેનો વહાલો જવાન શેઠ હજુર સુધી ઘેરે પાછો ફર્યો હતો નહીં.

* * * * *

ડાકટર હેલડન-તે ભલો ઇંગ્રેજ બચ્ચો અતી ઘણી વીચારવંતી અદાએ આય ઉમરાવી તોરની ખુબસુરત બેશુધ બ્રીને તપાસતો લાગત દસ મીનીટ થોભ્યો. હા, તેનો ગમગીન અને ફીકરમંદ ચહેરો ફીરોઝ, ગોદરેઝ, દારાં અને આસપાસનાં સરવેને નીરાશ કરવાને બસ હતો.

"બ્રેન ફીવરનો ઘણો બેડ કેસ છે" આખરે તે કાબેલ તબીબે પોતાની તપાસ પછી ઘણી ગમગીનીથી પહેલો વાક્ય કહાડયો એવણુની નરસીંગમાં હમણા કોણ છે?" તેણે આગળ ઉભેલા તે આતુર જવાન દારાંને સવાલ કીધો.

"અમે બધા" તેણે ખરી લાગણીથી જવાબ વાળ્યો. "આય લેડી એવણુને ઘણી સારી રીતે ઇનસાફ આપેચ." તેણે મીસીસ હંટને બતાવી કહયું.

"નહીં, નહીં, પ્રોફેશનલ નરસીસની તાકીદે જરૂર છે. બીજી નર્સો એમાં બીલકુલ ખપની નથી."

આય અણુચીતી ગુમથી તે તબીબ તદન દંગ થઇ ગયો! તેનો ચઢેલો ચીહ્લો કહી આપતો હતો કે આ પડેલી ચીચ્યારીનો અર્થ તે બંધો ગુજરાતી અભ્યાસી બરાબર સમજયો હતો. તેણે ત્યાં ઉભેલાં દરેકનાં મોહડાં ટીકયાં. પણ જયાં દરેક જણ ગુંચવાય ત્યાં તે તબીબની ગુંચવણ કોણ ભાંગે?

"મીસ ખુશરો બહેરામ કોઇ જાતનાં ભયમાં છે?" તેણે ધીરેથી પુછ્યું. "એવણુને કોઇ જાતનો ભેજાંપર બોજો છે?"

"જરાકબી નહિ" હવે ગોદરેજે જવાબ દીધો.

થોડીક વધુ મીનીટો તે તબીબે વીચારમાં ગાળી તેણીનો ચાલુ બકબકારો, તાસવીસ તે પોતાની ચગોર આંખે તપાસતો થોભ્યો.

"એવણુને કોઇ જાતનો જબરો શોક લાગેલો છે. કોઇબી જાતનાં ટેરીટેબલ શોકથી આય ફીવર એવણુને લાગુ પડીચ. તે શોક શું હશે તે તમે લોક અટકલી શકોચ?" એકવાર પાછું તેણે ખતીને જાણુવા માંગ્યું.

પણ અત્રે જવાબ શું મલે?

તેઓએ તે તબીબની ખાતરી કીધી કે શોક જેવું કશું બન્યુંજ નથી. કોઇબી એવું કારણુ તેણીને કોઇએ આપ્યુંજ નથી.

"વારૂ, આજે એવણુનાં વાંચવામાં કંઇ કાગળો આયા'તાં!" ડાકટર હેલડને બારીકાઇથી પુછ્યું "જેમાંની કંઇ ખબરે એવણુને આય હાલતે નાખ્યાં હોય"

કંઇજ નહીં." ગોદરેજે મમતાથી જવાબ વાળ્યો.

એવાં માણુશ સાથે કંઇ મુલાકાત થયથી કે જે એવણુને

કંઇ દુઃખની ખબર આપી શકે. એવણુને કંઇ બીહામણો ખ્યાલ બેસાડી સકે?" તે ગોરાએ મુછ સમારતાં એક વધુ સવાલ નાખ્યો.

પણ અરેરે, આય વાર ગોદરેઝની મકકમતા ઉડી ગઇ હતી. શીરીન તરફનો બીહામણો શક એકરાર પાછો તેની આંખ આગલ આવી ઉભો—પણ આય મુગા જવાનને ખીસાડી આવાર દારાંએ જવાબ દીધો.

"ડાકટર હેલડન—આજની સાંજ મીસ ફીરોઝશાહે તદન એકાંત કોઇની પણ ખલલ વગર ગુજારીચ. ઘેરમાંથી દરેકજણુ બહાર ગયલાં તે જે વખતમાં એવણે પોતાની ગવરનેસને પણ પોતાથી દુર કીધેલી."

"ત્યારે તો ઘણુંજ અજબ જેવું!" કશું નહીં સમજ પડવાથી તે તબીબ હવે ખરે ચવાવા લાગ્યો.

"ડાકટર હેલડન મારૂં બચ્ચું એક સઉથી સુખી જીંદગી ગુજારતું આયુંચ." અત્યાર વેર આંખ પાણી કરતા શેઠ ફીરોઝ હવે વચે પડયા. એ દીકરીને તમે તમારા હાથમાં લેઓ ને મને ખાત્રી છે કે મારૂં એ એક પુરૂં બચ્ચું તમારી મહેનતથી મારા પાસાંમાંજ રહેશે."

"હું કહેવાને ઘણો દલગીર છેઉં મી૰ ફીરોઝશાહ કે મીસ ફીરોઝશાહ ઘણી ભયંકર ધાસ્તીમાં છે.

એક પળ દરેકના મહોડાંમાંથી એકકો ગમખાર નીસાસો નીકળી ગયો. હું અહીંથી ખસી શકતો નથી: હું બીજા ડાકટરપર ઘરાકોને અટેના કરવા લખી વાળુંચ પણ મારી શલાહ છે કે મોટા ડાકટર રાઇડરને કનસલટેશન માટે બોલાવવો ને તાકીદે પ્રોફેશનલ નરસીસને રોકી લેવી.

——:૦:——

## પ્રકરણ ૩૩ મું.

—:o:—

હાય હાય નશીબ! સત્તર વરસની તે ફુલ જેવી ખીલતી છોકરીને તેં શું કામ તારા નખરાંમાં ઉતારી? જો આજે તેનો આય રીતે અંત આવનાર હતો તો આજ સુધી શું કામ દુન્યાઇ સુખની ટોચપર બેસાડી? જમરાજની એટલી બધી જલદી પધરામણી થવાની હતી તો એ દહાડાને વાસતે તે ભયંકર બનાવ શું કામ બનાવ્યો?

જે થયું તે નહીં થયું થનાર નથી!!

'વીલા'ની માનીતી રાણી મોત જીતવાની વચ્ચે પડેલી એટલે તે મકાનમાં કેવી ઉથલપાથલ થઇ જોઇએ તે સમજવું સહેલ છે.

તે કીમતી જીવ માટે આય દુનીઆની દરેક ચીજ બજાવવામાં આવતી હતી. રોજ કરનલ રાઇડર એમ. ડી. એકેકો ફેરો મારી જતો. બે હુશયાર પ્રોફેશનલ નર્સો રોકી લેવામાં આવી હતી. આર્ટ અને સાયન્સનો જેટલો થાય તેટલો ઉપયોગ તે વહાલી જીંદગીને સજીવન કરવા પાછળ થતો હતો.

પણ અરે—સઘલું ફોકટ?!

શુરજ ઉગતો અને આથમતો! ફુલો ખીલતાં અને કરમાતાં! પણ તે બીહામણી ચીચ્યારીઓ પાડી મદદ માગતા આકારમાં કશો ફરક માલમ પડતો નહીં. ગમે તેવી કોશેશો છતાંબી તેણીનો હદથી જયાદા ઝડપી ધીમા સાદનો બકબકારો કોઇ સમજી શકતું નહીં. દરેક ડાકટરો મક્કમપણે મત આપતા કે કોઇ જબરા સખત 'શોક'નુંજ એ પરીણામ છે.

પણ શેઠ ફીરોઝ દરેકને હીમતથી કેહતા કે તેણી પોતાની જીંદગીમાં એક સઉથી સુખી બાનુ હતી. એવી એકબી પળ નહી હતી કે જયારે તે છોકરીએ દલગીરી ખમી હોય.

દારાં—તે ફીદા થયલા જવાનની હીમ્મત દયા ઉપજાવવા જોગ હતી. તે એક દીવાના આદમી માફક પોતાની બારીકમાં બારીક નજર તે પડેલા વહાલા આકારપર રાખતો હતો. તે પોતેબી ડાકટરોના આય અજબ જેવાં મતપર હસતો હતો. તાલેવંત બાપનાં છાપરાં તળે તે ખુબસુરત નાજની એક રાણી કરતાં એક વધારે સુખી ને સંતોષી હતી. પોતાના સુખમાં મગરૂર હતી, જયારે હોય ત્યારે આંસુદગીમા તેની ચમકતી આંખો ખુશ તે પોતે રોજ તપાસતો હતો. તો પછી શોક શાનો આયો? એ તે જવાનની મોટી ગુંચવણ હતી.

અરેરે આખરે ડાકટરોએ છેવટનું મત કહી દીધું હતું કે નજદીકનો એક દહાડો એવો આવશે કે જયારે તે લટકી રહેલો ખુબસુરત જીવ તે વહાલાંઓને છોડી હમેશ માટે છુટો થશે!

"હાયરે! શેઠ ફીરોઝ જેવા બાપને આય ફટકો એક જાલીમ મોત જેવો હતો. ગોદરેઝ જેવા હેતવંતા ચાહનાર ભાઇ માટે આય બનાવ મોટા સીતમ જેવો હતો. દારાં જેવા એક સાચ્ચા આશક માટે આય દેખાવ કાતીલ ગજબ હતો. દરેકની આંખમાં ધોધમાર આંસુ વહેતાં હતાં.

તે ત્રણે જીવો બનતી જીવતોડ મહેનત કર્યા જતા હતા.

અરેરે! તે મરતી વહાલી દીકરીનો પાતળો સફેદ હાથ તે રડતા બાપે પોતાનાં ધ્રુજતા હાથોમાં લીધો તે ગુંઠણુમંડીએ

પડી બીછાનામાં માથું મુકી રડતા બાપનો વીલાપ પથરની છાતીને પણ પીગલાવવાને પુરતો હતો.

"કાકાજી, એ તમે શું કરોચ, તમારી તબીયત બગડી આવશે." ખુદા ખાતર અમારે માટે ઉઠો. મને લાગેચ કે ખુદા દયા કરશે ને આપણી મહેનતને હજુરબી જશ મળશે."

"ગુડી, એની આય મદદ માંગતી ચીસો મારૂં દીલ કોતરી ખાયચ." મારૂં દીલ છુંદી નાંખેચ—ઓ કોઇ કંઇબી કરો. મારી એ દીકરીને મારા પાસામાંથી ચાલી જતી બચાવો. ઓ ડાકટર, ગમે તે તબીબી તદબીર અજમાવો, કંઇબી યુકતી કરો ને એને ઉઠાડો. મારો લવજી હોતે તો જરૂર મારી રોદાને બચાવતે. ઓ હજુરબી તેને કોઇ લાવો, તેને કોઇ બોલાવો."

શેઠ ફીરોઝની ગમખવારી આગળ ડાકટરોનું કશું ચાલ્યુ નહીં.

ઓ! વીલાને માથે લટકી રહેલો તે માહેતમભર્યો વખત કયારે ટળી જાય એ દરેકની અંતઃકરણની દુઆ હતી.

——:o:——

## પ્રકરણ ૩૪ મું.

—:o:—

આહ એક આખું અઠવાડયું વહી ગયું.

પોતાનાં જવાન શેઠના ગુમ થવા સાથેજ બદલાને મનસે દુન્યા ડુબી ગેઇ હતી. તે જાણુતો હતો કે શેઠ ફીરોઝ, લવજી માટે એક બાપ કરતાં વધારે ચાહ અને કાળજી રાખતા હતા.

તે ગુંચવાયલા વફાદાર કારભારીની અનંત કાળજી જોતાં પોતાના ગમે તેવાં મહાભારત દુઃખમાં પણ શેઠ ફીરોઝ ઘણા

દુસ્ત રહ્યા. તે મદદ માગવા આવેલા ગરીબડાને તેવણે માયાથી શાંત કીધો. જોકે તેનાજ જેટલી ગુંચવણ શેઠ ફીરોઝને પોતાનીબી હતી.

હા! તે ઉમરાવ ઉમદા બુઝરગ અદ્રસથે પોતાની બનતી દરેક ખોળ તે જવાન દોસ્ત માટે ચલાવી. છુપી પોલીસીને દરેક મહદો મેળવી દરેકે દરેક મથકે ટેલીગ્રામ કીધા. પણ બધુ વ્યર્થ,

ઘણાં જણાંની અટકળ એમજ હતી કે કંઇ કારણે તે જવાન અંચીતો નહાસી ગયો હોય.

શેઠ ફીરોઝ, પોતાની જીવ શમાન વચલી દીકરીની આવી ભયભીત માંદગી છતાં એક દહાડો લવજીનું ઘર બદલ સાથે આખું ખોળી વળ્યા. દરેક કાગળો દરેક ચોપડીઓ દરેક હીશાબો એકકે એક કપડાંઓ ઘણી બારીકીથી તેવણ તપાસી રહયા. પણ તે બધી શોધમાંથી એવું એકબી કારણ નહીં જણાયું કે જેથી લવજીને નહાસી જવાનું કારણ વીચારી શકાય.

દરેક બાબદો એવા ઓરડરમાં હતી. બેંકનો હીસાબ બેલેન્સમાં હતો. તેનાં દરેક નાનાથી મોટાં કામો એવાં સખાવતી હતાં કે નહાસી જવાનું એક પળવારબી માની શકાય નહી

હા! તે માનીતા જવાનને મુંબઇમાંથી ગુમ થવાનું ખળભળાટનું આખું અઠવાડયું બોલ બોલતાં પસાર થઇ ગયુ માટે વાંચેનારાંઓ ચકીત થઇને ચકચાર ચલાવી બેઠાં પણ ચાલતાં ને હાલતાં તેને પુંજનારા તેના ઉપકારોમાં દબા ગયલાં, તેને એક ફરેસ્તાઓની ઉપમા આપનારા તેના રાંક ઘરાકો જેઓ ઘણાં ખરાં મધ્યમ અને ગરીબ વર્ગના હતા

તેઓ તેને માટે મોટો પોકાર મચાવી રહયાં. તેના માયાળ દોસ્તોનું એક ભેગું મંડળ તેને માટે ટવળવા લાગ્યું.

છેવટ એજ આયું કે તે પ્રમાણીક મંડળમાંથી રૂ૫૦૦નું એક નાનું ફંડ એકઠું થયું, જે કોઇ ડાકટર લવજી વેલેસનો પતો લાવે તેને તે આપવાનું માજીસ્ટ્રેટ મી૦ ડનલોપે જાહેર કીધું.

સર્વની ટવળતી આંખોને બીજું એક આખું અઠવાડયું વીતી ગીયા છતાં કશી રાહત મળી નહી.

* * * * * *

"મી૦ ડનલોપ હું મારી દીકરીની માંદગીથી એટલો તો દીવાનો બન્યોચ છતાં એ મારા જવાન દોસ્તની કાળજી હું વીસારી શકતો નથી." એક દહાડો આખરે શેઠ ફીરોઝે ખુદ તેને પોતાને મકાને બોલાવી વાત માંડી. "હું મારે ખરચે એ સોધ મોટા પાયાપર ચલાવવા માગુંચ. છુપા ડીટેકટીવો હું મોટી સંખ્યામાં રોકવા માગુંચ. બધો ખરચ ભોગવવાને હું તઇયાર છું. કેમ તમારો શું વીચાર?"

"હું પોતેબી આય બનાવથી ઘણો હેરત છેઉં. મુંબઇ જેવાં શહેરમાંથી ધોળે દીવસે એક જાહેર માણુસ ગુમ થઇ જાય એ ઘણું અંદેશાભર્યું છે." તે ભલા ગોરાએ કાળજીથી ડોકું ધુણાવ્યું.

"નહીં, હું ધારૂંચ કે મારા વીચાર પ્રમાણે નકકી થશે તો જરૂર આપણે ફાવીશું."

"મને લાગેચ કે એવણ કોઇબી રીતે જીવતા તો છેજ." મી૦ ડનલોપે આશાથી બોલવા માંડયું." કારણ આખાં શહેરનું ખુણે ખુણું જોઇ વળતો એવણનો પતો મળતો નથી. હું નહીં ધારતો કે મુવેલું માણુસ હાથમાં આવે નહીં જતું હોય."

"ખુદા કરેને તમારી આશા ફળે ને હું એકવાર પાછો તે મારા જવાન દોસ્તને જીવતો જોઉં.'

શેઠ ફીરોઝનાં આવાં ખરચાણ ને લાગણીભર્યાં પગલાંથી લોક બહુ ખુશ થઇ ગયાં. હવે તો દરેક જણ નવા કંઇબી સમાચાર જાણવા જાણે તલપી રહ્યું હતું. આશામાં ને આશામાં દરેક જણની નજર વીલામાં લંબાતી હતી.

પણ અફસોસ ત્રીજું અઠવાડયુંબી પાણીના રેલા માફક બોલ બોલતાં પસાર થઇ ગયું.

હવેજ દરેક જણ અભતથી તે જવાનનો વીચાર કરવા લાગું. છડેચોક હવે લોકો જેમ ગમે તેમ તે વહાલા જવાન માટે અટકળો કરવા પડયાં.

હા, હવે તે જવાનને જીવતી હાલતે જોવા સામે દરેક નીરાશીથી માથું ધુણાવતાં હતાં. ખરેખરજ જાણે લવજી આ ધર્તીપરથી ગુમ થઇ ગયો હતો. ધારી ધારીને ત્રણ કારણો લોકો અટકળતાં હતાં.

યાતો લવજીને કોઇએ મારી નાંખ્યો હોય. યાતો તે કમનસીબ જવાને આપઘાતમાં ઝીપલાવ્યું હોય કે યાતો કોઇ વાચીત્ર વેશ લઇ નહાસી ગયો હોય. પણ શેઠ ફીરોઝ અને જા ઘણા મરા એ ત્રણુમાંની એકબી માનવા ના પાડતા હતા. તે લોકની દલીલ મજબુત હતી.

એવું એકબી કારણ નહીં હતું કે તે પોતાનો ભીંડો આસાવંતા જાન કબજ કરે. એવો એક પણ જીવ તે ભલા જવાનનો દુશમન નહીં હતો કે આવો કાજગરો જીવ લેવાનું તેને કારણ મલે. અરે તેના નમુનેદાર જીંદગીનાં ઝલકતા

સફામાં એકપી એવી કાળી લીટી નહીં હતી કે તેને નાહસી જવાનું કારણ મળે.

હા જેમી હોય તે! પણ તે નો ગયો!!!

આખ્ખો એક ગજબભર્યો મહીનો પસાર!—

રફતે રફતે લોકો હવે અચંબામાંથી બીદાર થયા. ગરમા ગરમ ખળભળાટ ઠંડો થઇ ગયો. પોલીસની તપાસ ચાલુ છતાં લોક હવે નરમ થયું. વફાદાર બદલાએ તે ભર્યું ભાડયું ઘેર ખરતાં આસુંઓ સાથે બંધ કીધું ને તે નોકરનાં પોતાને ગામ જવા સાથેજ લવજીની ચકચારપર છેવટનો પરદો બી પડી ચુકો.

અરે કીસ્મત! શું તેં તે બહાદુર જવાનને ખરેખર ગેબ કીધો? શું ખરેખર આ બહોળી ધરતીપરથી તેની નીશાનીઓ ગુમ થઇ ગઇ?

—:o:—

## પ્રકરણ ૩૫ મું.

—:o:—

પણ લવજીની ખબર લેતાં આપણે ખુબસુરત રોદાને દન ભુલી ગીયાંચ.

હા! જો તે હજુ તે બીછાનામાંજ હતી છતાં ડાકટર હેલડનના માયાળુ હાથને આખરે જશ મલ્યો હતો તે ધાસ્તી ભર્યો દહાડો દરેકની દુવાથી ટળી ગયો હતો.

આજે તે છોકરી તે ભયભીત માંદગીને ડાકરે મારી સલામત બહાર આવી ચુકી હતી. હા, આગલી રોદા કયાં ને હાલની કયાં? કેવો ગજબ ભર્યો તફાવત! અસલી રોદાનો આપ તો ફકત એક આભાસ હતો!

"રોદા દીકરા' તે રૂપેરી નમળું કપાળ પ્યારથી પસવારતાં શેઠ ફીરોઝે હરખથી કહયું "હું ખોદાનાં કેટલા શુક્રાના કરૂં કે તેણે તુને પાછી એકવાર મારે હવાલે કીધી તું મારાં રમકડાંને મારા બુઢાપામાં રમવા પાછું આપ્યું."

તે હરખાયલા બાપ ગમ એક ઝાંખી નજર પણ નહી!

જોકે તે શારી થવાથી દરેક જણનાં હઇયાં હરખાઇ ચુકાં હતાં પણ કંઇ અજબ ફેરફારથી બધાં દંગ થતાં.

અસલ હસતી. મગરૂર, તોરવંતી, ચમકતી, ઠરસાબાગ ચાલાક રોદાને બદલે હાલની રોદા અત્યંત ગમખવાર. કાંઇ અજબ બોજાના ભારથી કચડાઇ જતી, અબતેલી, ફીકી બીલકુલ મુંગી થઇ ગઇ હતી! આખા દહાડામાં ભાગ્યે થોડાંગરજવંતા બોલ તે બોલની બાકીનો વખત બારીની બહારનાં તે વીશાળ પોખાલ આકાશને પોતાના ફીકકા ડોલાથી ટીકવાનું કામ આજકાલ તેણી લઇ બેઠી હતી.

શેઠ ફીરોઝ, ગોદરેઝ અને દારાં દરેક જણ તેનાં મનની વાત સમજી લઇ તે પ્રમાણે તેણીને ખુસી રાખવાની જાણે હરીફાઇ કરતાં હતાં. અલબત રોદા ખાતી પીતી, હવે ફરવા જતી, વાંચતી, બાગમાં ઉતરતી બધું કરતી પણ બધું વગર દીલનું તદન લુખ્ખું!

આંખોમાં સહેજબી ચમકાટ નહીં, ચહેરાપર સહેજ જેટલોબી ઉમંગ નહી, આખા દહાડામાં એકબી ખુશાલીનો શબ્દ નહીં!

આવ હાલ જોતાં ડાકટરોની સખત સલાહ હતી કે કોઇબી રીતે તેણીને ગમત આપી ખુશી રાખવી, હસતી બોલતી દરરોજ કંપનીમાં ભેળાવવી અને વીલામાંથી કેથે બહાર લઇ જવી.

"શેદા દીકરા તુંને હસાવવા ને સોદવરાવવા હું કોઇને હવે રોકું? શું હું હવે સુવા અગાઉ તારો હસતો ચેહેરો જોવસજ નહીં? મારી અરજ એટલી સાંભળ તારી ગમગીની ખાળી નાખ ને મારી તરફ જોઇને જરાબી હસ. તે બુઝરગ પીતાને કગલતાં જોઇ તે છોકરી હસી, પણ અરે તે બુઠી આંખોએ ઝટ પારખ્યું કે તે હસવું રડવા કરતાં સારૂં નહીં હતું!

——:o:——

## પ્રકરણ ૩૬ મું.

—:o:—

આહ! આખરે એકવાર પાછી વીલાની રાણી તેનાં ધમધમતા ડાઇનીંગ રૂમમાં પોતાનાં વહાલાંઓ સાથે બીરાજમાન થવાને નશીબવાન નીવડી ખરી.

મોતને હરાવી પોતાની વહાલી બેટી સાથે આજે પાછું જમવા બેસતાં શેઠ ફીરોઝ પોતેબી બહુ ગેલમાં હતા.

"અરે પપા મને તો કંઇ ભાનજ નહી. મારી શીરીન કાંહ છે? હું પેલી ઉંઘમાંથી જાગ્યા પછીની તો મેં એને જોઇજ નથી." જાણે એક સ્વપનામાંથી જાગી હોય તેમ તે છોકરીએ અચીંતો હાથમાંનો કાંટો મુકી દઇ સવાલ કીધો. બેફામ રોદાની તે માટેની બેદરકારીથી શેઠ ફીરોઝ તથા ગોદરેઝ અજબ થઇ ચુકા હતા. તે લોક તઇયારજ હતા કે કોઇબીવાર તે છોકરી પોતાની તે મસીયાઇ બહેન માટે સવાલ કરશેજ.

"દીકરા એ જરા ચેન્જને વરે એના મામાને તાંહ પુને ગેઇચ." શેઠ ફીરોઝે કહયું, ને જે તેવણે કહયું તેજ તેવણે

માનેલું'ઓ. બંન્ને ગોદરેજે તે છોકરીપરની પોતાની મકકરકુંદી કોઇને ખરી જણાવેલી નહીં.

"શું પુને ગેઇ! પપા હું નહીં માનું. એ મને એવી હાલતે મુકી કદી જાય નહીં.

"પણ રોદા, તારી સીકનેસજ એવી ભયંકર હતી કે અમે લોક પોતેબી સીક જેવાં થઇ ગયલાં તો એ છોકરીનો શું આશરો? તું પડી તેજ દહાડે અમ્બી એવા ધરૂજવા પડી કે એને દુર કરવાની આપણી ફરજજ હતી."

"પણ એ ખુશીથી ગેઇ?"

"હા હા બાખુશીથી!"

આય સીધો જવાબ સાંભળતાંજ તે છોકરીએ મુગે મોહડે ખાણું લેવા માંડયું, જે સાથે દરેક જણ રોકાયું,

"કેમ પછી તમારો મી૦ જેકશન શું મત આપેચ? લવજી ડાકટરની કંઇ આશા લાગેચ કે?" પાંચેક મીનીટની ચુપકીદી પછી દારાંએ હસી નવી વાત કહાડી કે જેમાં શેઠ પીરોઝે અજબ ઉલટથી ભાગ લીધો.

મેજીસ્ટ્રેટ મી૦ ડનલોપનું'બી મત એવુંજ હતું કે છેલ્લાં પગલાંથી આપણે ફાવશું ને લવજીનો કંઇજ પતો મેળવશું. પણ કાલેજ એ જેકશન ફફડતો આવ્યો કે દરેક કોશેશો ખાલી જાયચ. લવજીની શોધ હવે—"

"ચપો! કાકાજી ચપો!" ગોદરેજની નજર રોદાપર જતાંજ તે પુકારી ઉઠયો. "આપણે મોટી ભુલ કીધી."

દરેકની નજર તે ગાફેલ છોકરીપર ટીંગાઇ. એકકી ટગરે વીચીત્ર ડોળા સાથે તે ફીકકી છોકરી સ્તબ્ધ થઇ બેઠી હતી. દરેક જણને પોતાને જોતાં જોઇ તે વધારે ઉશકેરાઇ ગઇ.

"શું કામ તમે લોક બધાં મને જોયા કરોચ? લવજીનું શું થયું મને કહો!"

"રોદા ડીયર!" ઝડપમાં દારાંએ નજદીક આવી તેણીનો ધ્રુજતો હાથ માયાથી પકડયો. "અમે ઘણાં મુરખ બન્યાં કે તારી આવી હાલતમાં એવી એક દલગીરીભરેલી વાત કહાડી. પણ તું એટલી ગભરાયછ શાની?"

"નહી–નહીં તમે લોક તે વાત કરતાં મને ટીકનાં'તા કાંય? સું તમે લોક કંઇ જોણી ચુકાચે? મને કહો."

દારાં બેટા એને ખરૂં સમજાવી દે કે એ શાંત થાય." શેઠ ફીરોઝે અજબતથી સુચવ્યું.

"રોદા વધારે ખરાબ કંઇ નથી, એટલુંજ કે તે લવજી ડોકટર ઉતોની–તે–તે–"

"તે શું!–તેનું શું!"

"કંઇ નહીં રે રોદા કંઇ નહીં. તે વાત સાથે આપુને લાગેચ વલગેચ શું! વાતમાં કંઇ દમ નથી. ફકત એટલુંજ કે લવજી કેથે ગુમ થઇ ગીયોચ એમ ચકચાર ચાલી રહીચ."

"બસ! એથી વધારે કંઇ નહીં:" એક જબરા ધ્રુજરાં સાથે તેણીએ પુછયું.

"નહીં વધારે કંઇ નહીં! હયાં ત્યાં બધે સારી મુંબઇ ખણાવી પણ એ મળતો નથી."

"તે મળશેબી નહીં?" એકવાર પાછું તેણીએ આતુરતાથી પુછયું.

"એમ તો બનેજ નહીં. જોકે ફીરોઝશાહ રોકેલા ડીટેકટીવો હજુર સુધી કંઇ કરી નથી શકયા પણ તે લોક કહેચ કે દરેકે દરેક કુવા તળાવો અને મહોલ્લાઓ ખોદાવી અમે

એ છોકરાનો પતો મેળવ્યે નહીં તો અમારૂં નામ નહીં. આપુને ખુશી થવાનું છે કે હવે થોડા વખતમાં–"

"ઓ" એક નરમી બુમ સાથે તે છોકરીએ હાથપર માથું નાંખી દીધું અને એકવાર ફરીથી ગીલીચામાં ગમખ્વારી ચાલી રહી ! !

* * * * * *

ડાકટરોની સખત તાકીદ હતી કે કોઇપણ રીતે તે છોકરીને આય મકાનમાંથી બહાર લાવવી પણ જુદી રોદા તેમ કરવા સારૂ ધસીને ના પાડતી. શેઠ ફીરોઝે અનીખના તારા તોડયા, પઇસાની વાત ત્યાં હતી નહીં, સુખની ગીમા હતી નહીં, પણ તે છોકરીની નામરજી આગળ તેવણુ કંઇ કરી શકયા નહીં.

આંખરે એક દહાડે ડાકટર હેલ્ડે આગળ તરતનું ખુલ્લુ કહી દીધું.

"ડાકટર હેલ્ડ હું ઘણો ઘણો દલગીર છેઉં કે મીસ ફીરોઝશાહને વીલામાંથી બહાર જવા ગમતું નથી. મારી બધી કાકલુદી વ્યર્થ ગઇચ, તે છતાં જો તમે એને સમજાવવાનું કામ માથે લેઓ તો હું તમારો મોટો આભારી થઇશ."

"બા ખુશીથી" તેનેબી એવી રજાનીજ ખોટી હતી. આટલી ખુબસુરત જવાન છોકરીને આવી હાલતે તે ભલો નર હવે વધારે વાર જોઇ શકતો નહીં.

"વેલ, મને જરા તમારી સાથે વાત કરવાની રજા છે." સલામ અકરામ થતાંજ ડાકટર હેલ્ડને તેણીની નજદીક બેઠક લેતાં વાત છેડી. "હું તમારી તબીયત માટે બોલવા માંગુચ,"

"શું ?"

"એજ કે તમુને અહીંથી કેથેબી 'રીમુવ' કરવાં જોઇએ. તમુને મેડીશન કરતાં હવાના ફેરફારની મોટી અગત છે."

"નહી-નહી, એ વાતે તો હું પપા ડીયરને કહી ચુકીમ ને તમુનેબી કહુંચ કે આય વીલા હું કદી છોડનાર નથી."

"કારણ ?"

"કારણ માણુશ જાત તે કારણ સમજી નહી શકશે પણ મારો ઠેરાવ છે કે આય ઘર મારી જીંદગીમાં હવે છોડવું નહી."

"મીસ ફીરોઝશાહ, તમે જો રોદા વીલા નહીં છોડશો તો તમુને આખી દુન્યાને છોડી જવી પડશે." ડાકટરે તેણીને અજાતાવશા આય ટોલ્લો ઠોકયો. પણ તેણે કયાં જોયું કે કેવી અચુક ખુશાલી તે વાકયથી તે ફીકકા ચહેરાપર પ્રગટી રહી.

"ખચીતજ દુન્યાને છોડી જવાનો આય તમારો વખત નથી. આય ખુબસુરતી, જુવાની અને દોલત સાથે હું નહીં ધારતો કે તમુને જીંદગી જલદી ખોહી દેવા ગમતી હોય. જો તમે મારૂં કહયું માનો ને ફકત—"

"રોદા-વીલાથી દુર જાઓ, મારી ખાત્રી છે કે તમે તમારૂં ભવીશ ઘણું સુધારશો."

"ઓ ખુદા ખાતર ભવીશ શુધારવાની વાત પળતી નાંખો. મને વધારે ના બોલાવો. મારો બચેલો જાન તમારે આભારી છે. તમે કહો તો તે તમારા ઉપકારમાં પાછો આપવા હું ખુશી થઇશ પણ વીલાથી દુર જવાની વાત હમેશને વડે માંડી વાળો."

બસ તે છોકરીએ એક જુદેજ રસ્તે પોતાની જીંદગી ફરીથીની શરૂ કીધી હતી તે દયાજનક છોકરીને મનથી સારી

જેહાનમાં અંધકાર હતો. તેણી પોતાને રાજી રાખવા હસતી પણ તે કેવું ! તદન લુખ્ખું ! તેણી વહાલાંઓ માટે જીવતી. પણ તે કેમ ? તદન સુકકું ! તેણી ટકી રહેવા ખાતી પીતી પણ કેટલું ? તદન અધું ! બસ એકજ ચીજ માટે જાણે તેણી ખોટી હતી તે શું ?" મોત !!

વાંચનાર, તેણીનો ગજબ તેં જાણ્યો ? હાય હાય તેણીની છાતીમાં ઉથલાઇ જતી ભયંકાર વાત તું શું જાણે. તું કેમ જાણે?

ચાલ પેલી કાલ અંધારી ભયંકર રાત્રે વીલાનાં બાગમાં નજર કરે. કદાચ ત્યાંથી ભરમ ખુલે ખરો.

—:o:—

## પ્રકરણ ૩૭ મું

—:o:—

અરેરે ! મનુષ્ય જાત જનમથીજ પોતાના ભવીશનું કટલગ ગલે લેતું જનમતે તો પછી આય દુન્યામાં નીરાશી ને હાડમારી શું કામ હોતે ? કીસમતનો નખરાબાજ ફાંટો માણસનાં નબળા સફાપર કેવી રમુજથી મજાહ લેય ?

વહાલા લવને મળવાને આશાથી ઉભાતાં જીગરે રોદાને કેવી ધીમે કદમે દરેકની નજર ચુકાવી બાગમાં ઉતરી.

હાય હાય, નસીબનાં નખરામાં સપડાઇ ચુકેલી તે બાળાને સ્વપનેબી જરા ખબર હોતે કે આજની તે મુલાકાતથી તેણીની આખી જીંદગીનો સફો સીધા કાળાશમાં બદલાઇ જશે—તો—અરે—ખાસ ચીઠી લખી તે વહાલાને બોલાવવાની મેહનત તેણી કદી લેતેજ નહીં.

આ અંધકારમાં પણ તે વહાલા આકારને ચાલી આવતો તેણીએ પ્રીતભરી આંખે જોયો.

"મારી શાહજાદી આવા અંધકારમાંથી તું મારે ન શોભી !" આવતાં સાથેજ તેણે હીંમત માટે પોતાના બં હાથો તેણીની કમર આસપાસ વીંટાળ્યા ખરેજ તે બહાદુ વહાલી હાજરીમાં તે છોકરી પોતાના આખા દહાડાની કંગ સ્યત તદનજ ભુલી ગઇ.

"વહાલી રોદા, તુંને ચીઠી લખવાની કશી અગન રહી ન નહીં હતી. તારો લવ તુંને એકબા દહાડો મીસ કરવા કરત આખી જીંદગીની મોજ આપી દેવા તઇયાર છે.

હજુબી એક તામે થયલાં પુતળાં મીસાલ તેણી બહાદુર છાતીમાં ચંપાઇ મુગી મંતર ઉભી રહી. ઓય હમે શથી ઉલટો ચીતાર જોતાં લવજી ખરેખર હેરત રહયો. તેણે હવે તે અંધકારમાંની ઝાંખી લાઇટમાં તેણીનું શુંદર મોહડું ઉંચું કીધું.

ડીયર મી-મારી ગમ જો ! આજે એમ કાંય ? તાર ટુંકાં ને ટચ લેટરથી તો હું કંઇ અધુરૂં અધુરૂં જોઉંચ છે ? મને કેહ તું સારી કાની તો છેની ?

"હું તદન સારી કાની છેઉં, પણ આજનો આખ દહાડો મારો ઘણોજ કંગાળ ગીયોચ ને મને લાગેચ મારે વડે કંઇ ઘણુંજ આફતકારક બનવાનું છે."

હા-હા-હા-હા-રોદા ડીયર, જયાં સુધી આય તારે લવ જીવતો જાગતો તારી નજદીક છે ત્યાં સુધી હું તારે પરની બધી આફતો દુર કરવા શકતીવાન છેઉં. મારી આ જીવતી આંખો એક તારા બાલનેબી દુખી થવા દેનાર નથી પણ બોલની હું એટલી રીકકી કેમ ?"

"કેવા સાચ્ચા પ્યારનો ખાલેસ ઉભરો !!"

પણ જ્યાં અદેખાઇનો દેવ જાગ્યો ત્યાં તેની કદર કોણ બુજે !

"લવ હું મારાં મનને ઘણું મનાઉંચ પણ કુદરતી મને કંઇ ગેબી રીતે આવતી આફતની ચેતવણી થયા કરેચ."

"ચાલ, ડાલીંગ એવી વાહીયાત વાતોને આપણી મીઠી મુલાકાતમાં ના લાવ. તારો ધખારો બધો કહાડી નાખ," તેણે હવે તેણીને ધીરે ધીરે પોતા સાથે ચલાવવા માંડી.

કેવો બીહામણો દેખાવ ! મોટાં ઝાડો તે ટીલાની બુલંદ ભીંતોપર જાણે રાક્ષસી ઓળો ફેંકતાં હતાં-ડાખળીઓ, પાંદડાંઓ સાથે અથડી જાણે બીહામણાં ડચકાં ખાતાં હોય તેવો અવાજ કરતાં હતાં.

તેઓનાં ઠંડા ધીમા અવાજના સવાલો અને પ્રીતભર્યા તે જવાબો સીવાય ત્યાં-વધારે બધુ સુમશાન હતું ! !

સવાલ જવાબ કરતાં તે બેઉ વહાલાંઓ કંઇ નહીં સમજ પડે તેવી રીતે જોશથી એકમેકનો હાથ પકડી ચાલતાં હતાં. જાણે કદીબી તે લોક છુટાં પડવા માંગતાંજ નહીં હોય—પણ અફસોસ!

માથે જુદાઇનો દેવ ડોળા ઘુરકી રહેલો તે તેઓ કાંહથી જાણે !

એક ફાસનો અવાજ ! જે પછીનું રોદાનું એક ગમખ્વાર ડચકું ! !

"ડારલીંગ, શું તારૂં વહાલ ખલાસ થયું ?" તે જાનને કગળતાં પુછ્યું.

"લવ, ખરૂં બોલું તો તે વખ્યુંચ. ને તેથીજ અદેખાઇ મારૂં જીગર બાળી નાંખેચ."

"મારા જેવા એકને વડે તારામાં એટલી બધી અદેખાઇ જોઇ હું ઘણા ખુશી છેઉં. પણ વ્હાલી, તારે બદલે અદેખું તો મને થવું જોઇએ. તું કે જેને દરેક આદમી જાત ચાહે તેથી મારો દમ ઉંચો રહેવો જોઇએ. હા–હા–હા–પણ વારૂં, મને સમજાવ તારા મનમાં શું છે?" તે જવાન બીલકુલ ખાલેસ દીલે હસી પડયો.

"મારા મનનાં એટલુંજ છે કે તમે મારા લવ–આકાશને–પવનને કે તારાઓને ચાહો તો હું અદેખી નહીં બનુ–પણ–પણુ–એક–જીવ–એક બીને તમે ચાહો તો હું ખચ્ચીત– _"

"અરે–અરે–રોદા એ તું શું બોલેચ ડીયર ; તારા જેવા એક સુરજ આગળ બીજા તારાઓ મારીપર શું અસર કરવાના ? મને કેહ ડારલીંગ મારીપર એટલી બેવીશ્વાસ તું કેમ થઇ ગેઇચ ?"

"વારૂં, રતાં મોરીસનું તમારીપર એક કાગળ આયુંચ. ખરી વાત?" અંચાતી અટકી જઇ તે જવાનને એકકી ટગરે ટીકતાં તેણીએ પુછ્યું.

ઓજ જા,–આય શું ધડાકે ! 

બીલકુલ નહીં વકી રખ .યલા આય અંગીતા સવાલનો જવાબ તે જવાન બીલકુલ આપી શકયો નહીં.

તેને એક કાગળ મલ્યું હતું. એ વાત તો ખરી. પણ કેટલી બેદરકારીથી તે વંચાયું ને કેવો ફુચો થઇ તે હાલ તેનાં ગજવામાં પ.ડ્યું હતું તે બધું તેણીને કોણ સમજાવે !

રોદાને ફ.લગીર નહીં કરવાની મતલબથી લવજીએ ઠરાવ કીધો હતો ક કદીબી એ કાગલની બીનાથી તેણીને વાકેફ કરવી નહીં. રતાં તરફની વાતચીતની દરકારબી તે ફક્ત

શીરોઝઝશાહને રાજી રાખવાની મતલબથી રાખતો હતો. તે સીવાય તે શુધો જવાન તમામ સાફ હતો.

તેણીના આય અંચીના ધડાકાથી તે તદન ફગલાઇ ગયો. આય સવાલ માટે તે બીલકુલ તઇયાર હતોજ નહીં. પણ ગુંચવાડો રોદાને વધારે ઉસકેરતો હતો. એ સમજી શકયો નહીં.

"કેમ લવ, તમે એટલા વીચારમાં કેમ પડી ગીયાચ ! શું તમે એમ ધારયું કે મને એ ખબર પડશે નહી પણ હવે મારા ઉડી ગયલા વીશ્વાસનું કારણ જાણ્યું કે ?"

"ઇટ ઇઝ ફુલ ઓફ નોનસન્સ !" રોદા ડારલીંગ તું તેને એટલું બધું વજન શાની આપેચ ?

"લવ હું કાગળ જોવા માગુંચ, મને જરા દેખાડો!"

હું તે તુંને જરૂર દેખાડતે પણ ડીયર ગમે તે પણ તે એક લેડીનું લેટર એટલે મારે કોઇનો વીશ્વાસનો ભંગ કરવો નથી. તે ખાનગી રાખવાનું તેમાં વચન અપાયુંચ, એટલે હું નાચાર છેઉ." તે જવાને માગી લેતાં કહયું.

"એટલે ? તે તમારી પાસે છેની ?" લવજીનાં વાકયો તેણીને તીર જેવા કાતીલ લાગાં. તેણીનો મીજાજ હાથથી જતો રહયો. "લવજી જો તે તમારી પાસે હમણાં હોવ તો તે તમુને મને આપવુંજ જોઇશે."

તે જવાને આય છોકરીનો ગયલો મીજાસ પારખ્યો. તે થોભી ગયો. તેણે તે રોનકદાર ગરદન સહેજ ઉંચકી.

"ડીયર, ખુદા ખાતર જરાકબી ગમગીન ના બન, તે વાત મનમાંથી ભુસરી નાંખ. લાવ મને એક કીસ આપ કે તારી બધી ગમગીની ઉડી જશે."

તે છોકરી જરાકબી હીલી કે ચાલી નહીં. તે જેમ
તેમજ ઉભી રહી.

"વહાલી રોદા, આવી તારા પપાની ગેરહાજરીથી
ઇચ્છુંચ કે એક બીજો કલાક તું મારે વરે ફાલતું પાડે."

"લવજી, આજે મેં તુંને બોલાવ્યો તે એજ પુછવા
રતાંનું કાગલ હું વાંચું." તેણીએ કંઇક ફેરવાયલે અવા
બોલવા માંડયું. "મારે આજે તે કાગળ વાંચવાનુંજ છે.

"ડીયર. તું આજે ઘણી નોટી થાયચ. એમ કરેચ
મને નહીં ગમતું. બેહદ અદેખાઇ જેવી ચીજ કંઇ સા
નથી." આય કંઇક ઠપકાના સબ્દોએ તેણીપર કંઇક અસર
થયલી માલમ પડી.

તેણી બે મીનીટ ચુપ ઉભી.

"વારૂં લવ, મને પ્રોમીસ થાવો કે હવેથી તમે એ છોક
સાથ કદીબી એક શબ્દબી વાત કરશો નહીં, બોલોની?"

"માઇ ડીયર, હાઉ ફુલીસ ઇટ વુડ બી ઓફ મી! તે
વચન હું કેમ આપું? મારેથી તે કેવી રીતે પાળી શકાય
રોદા તારો એ વીચાર બી કેટલો ફુલીશ છે!"

"હું એમાં આટલુંબી ખોટું નથી જોતી! હું રત
ધીકારૂંછ, મારા પ્યારને ખાતર તમુને તે વચન આપવુંજ પડશે

તે જવાનને લગાર દુખી થઇ ગયલો જોતાંજ તેણી
પાછું ચલાવ્યું. "લવ તુને ખોઇ દેવાની રાત દીસની મા
ધાસતી દુર કરી મને ખુશી કરવા એટલું વચન તું નહીં આપે

"સ્વીટ ગર્લ, તું સમજતી નથી કે તું કેવી જાત
વચન માંગેચ? એવી જાતનું વચન પ્રોમીસ આપવુને બે
મોટું ઇનસલ્ટ કરનારૂં છે."

એમાં ઇનસલ્ટ શાનું ? તમે જો કંઇબી પ્રોમીસ મારી પાસે માંગો ને તેમાં તમે ખુશી થતા હોવ તો હું તો તે તરતજ આપું.

"કદી નહીં ! ચાલ જોઉં ત્યારે મને ફીરોઝસાહ આગળ મારો પ્યાર જાહેર કરવાની રજા આપવાનું પ્રોમીસ આપ. તેણે તેણીને પકડી પાડી."

"તે તો તદન જુદી બાબદ થઇ ગેઇ. જો તમે મારે વડે અદેખા પડતા હોવ ને મારી પાસે તેને વરે પ્રોમીસ માંગો તો હું જરૂર એકકે બોલે તે આપું."

"ઓહ ગુડ ગોડ ! મારો વીશવાશ તારામાં એટલો મકકમ છે કે હું કદીબી એવું ઇનસલટીંગ પ્રોમીસ તારી પાસે માગુ નહીં. હવે ડીયર કીમતી વખત ખુદા ખાતર એવી વાહીયાત તકરારમાં નાં બરબાદ કર."—

આવ જાતની બેદરકારીથી તે છોકરીનું જીગર ઉકલી આયું. તે જવાનનાં હવાલામાં આપેલો હાથ તેણીએ ગુસ્સાથી ખેંચી લીધો. "લવજી આવું નજીવું પ્રોમીસ જો તમે મને નહીં આપી શકતા—તો—તો તમે ધારોચ કે મારી આખી જીંદગી તમે સુખી કરી શકશો ?

"માઇ ડારલીંગ—"

"ચપો જે મારો સખુન નહીં સાચવે તેને મને ડારલીંગ કહેવાનો હક છેજ નહી !"

"રોદા—શાંત રહે !"

હું તો હંમેસની શાંત છેઉં.

"તું મારી જીંદગી માગે તો તેબી હું આપું, પણ એમ વીચાર કે આય પ્રોમીસ ફકત મુર્ખાઇ સીવાય કાંઇ નથી."

આય કૃતજ્ઞતા વાક્યો સાંભળતાં તેણીને લાગ્યું કે તે વહાલા જવાનની ગરદન આસપાસ હાથ નાંખી આય થઇ ગયલી મુખાંઇની માફી માંગી લે. પણ નહીં તેણીની ગગરૂરી સાદી સમજ ઉપર ફાવી નીકળી.

ચાલ, ડાહી થા ને મને એક કીસ આપ તે નજદીક આવ્યો પણ સુંદર હાથોએ તેને અટકાવ્યો.

કદી નહીં. મારા બોલને જયાં વજન નહીં ત્યાં હું કોઇથી આગળ વધનાર નથી.

ડીયર, આજે તું મને કીસ કરતો અટકાવેછ તે અધીરો જવાન આગળ વધ્યો—પણ આ ખુદા ! ગજબ ! !

તે જવાનને પોતાથી દુર રાખતાં તેણીએ જોરથી પોતાના બેઉ હાથોથી તેને પાછળ હઠાડયો જોકે તે એક નાજુક આચકો હતો !—છતાં—

હાય !—હાય ! !

આજની તકરારમાં-વાત કરતાં—થોભતાં—અચકાતાં ગુસ્સો કરતાં—તે લોક આજે કહાં અને કઇ તરફ વલતાં હતાં તેનું બી તે લોકને થોડું ભાન હતું.

તે ભયંકર સીતમગાર પાર વગરના કુવાની તદન કોરે-કોર આવી પુગતાંજ તે અદેખી છોકરીના કમનસીબે જોર કીધુ અને કમનસીબ લવજીએ પ્રીતની ધુંધમાં એક નાજુક આંચકા સમેત એક ઉંડી બીહામણી બુમ સાથે તે ભયંકર પાણીનાં તળ્યાર્માં સદા માટે વાસો કીધો.

હા એકજ છેવટની ચીસ તેના હોઠમાંથી બહાર પડી ગઇ!!

——:o:——

# પ્રકરણ ૩૮ મું.

—:o:—

ઓ આફત ! આય શું થેઇ ગયું ? અરેરે ! આય ગજબ રોદાએ જીવની આંખે કેમ જોયો ? તેના ચહેરાપરથી લોહીનો છાંટોછાંટો ઉડી ગયો. તે તદન ફુગલાઇજ ગેઇ. આસ પાસે તો કોઇ મળે નહીં. નજદીક કોઇ હતું નહીં કે મદદની માગે એ હવે કરવું કેમ ? શું પ્રાણ કરતાં પ્યારા લવજીને એમને એમ પડતો નાખી ચાલી જાય ? ઓ નહી તેમ તે છોકરીનો જીવ ચાલ્યો નહી. ત્યારે શું કરવું ?

હેભતથી કપાઇ જતા જીવે તેણીએ પોતાની ઉડી જતી છાતીપર બેઉ હાથ દાબ્યા "ઓ ખુદા હું ખુની મારેથી ખુન થયું !" સઉથી પહેલીવાર તે ઝબકી, તે અંધકારમાં સંભાળથી વાંકી વલી જોયું તો શું કંઇબી દેખાતું નહીં. તેણી ધરૂજી અને ખસતી તે ગેઇ. ઓ જે દેખાવ મારેથી જોવાતો નથી તેમાં મારો લવ કેમ કરતો હશે ?

હા ! એક બીહામણું છમકલું પાણીમાં સમજાયું. જાણે એકવાર તે પ્યારો જીવ પાછો જાગ્યો હોય. પણ નહિ ! પછી કંઇજ નહીં. બધું ખલાસ !

ધાસ્તીની ધીરી ચાચ્યારી તે છોકરીથી ધરૂજતા હોઠે પડાઇ ગેઇ. "ઓ મદદ—મદદ ! ખુદા કંઇ મદદ કર ને મારા લવને બહાર લાવ." બીજીજ મીનીટે અંદર દોડી જઇ વીલા-માંથી માણસોની મદદ મેલવવાનો તેણીએ વીચાર કીધો.

પણ નહિ ! એક ડગલુંબી આગલ વધવાની તેનામાં શકતી હતી નહીં. તદન ઢગલો થઇ જઇ તે ઘાસમાં તેણી બેસી ગેઇ. તેણીએ દીલનાં ઉંડાણથી આખેરની મદદ તે

કીરતાર પાસે માંગી પણ નહિ મદદ વગરજ તે અંધકાર ગારમાં તે વહાલો જીવ હજુર પડયો પડયો રહયો હતો.

પાંચ મીનીટ અગાઉ તેજ પ્યારો લવજી તેની આગળ મધુર અવાજે બહાદુર બોલો બોલતો હતો, અરેરે તેણીનાં જે હાથો પ્રીતથી તે ચાંપતો હતો તેજ કંગાલ અભાગ્યા હાથોએ તેનું ખુન કીધું એ ભયંકાર ખ્યાલથી જે છાતીતોડ પણ ધીમી લગભમ મુગી માહેતમ કરતી ત્યાં ફસડાઇ પડી હતી. જીવતી છતાં મુવેલી સમાન બીલકુલ લાચાર હાલે તેણી મદદની ઘણી બુમો પાડતી બાલો પીખતી લગભગ તે કુવાની કોરપર બેસી રૂદન કરતી હતી.

આહ ! ફરીથીનો તેણીને એક ઝટકો લાગો.

"બસ જાઉ–વીલામાં જઇ મદદ લાઉં ! મારા લવને મારી સામે જીવતો જાગતો ઉભો કરૂં" તે ઉઠી પણ અરે !

મગરૂર રોદા–તારા તે મતલબીયા વીચારો બારી નાખ! મગરૂરીની ધુમમાં તારા લવને ના વીસાર ! તે બેમુલ જીવને ભોગે તારી ગરૂરીને નાં સપોવ !

નહી તે બાલા પાછી અચકી! વીલામાં જઇ મદદ તો મેલવાય–પણ પછી ? કારણમાં શું જણાવવુ.

"ઓ કેટલી ઉંડાઇમાં એ અફળાયો ? ઓ લવ હવે તું જીવતો હોશે કે ? ઓ કાહથી હોય ? ગીયો મને છોડી હંમેશનો ગીયો. જેને તું સાચ્ચા પ્યારથી ચાહતો તો તેજ હાથોથી તારૂં ખુન થયું !! ઓ હું એ આખી જીદગીવેરનો બોજો કેમ ખમસ ? ઓ તારી કીસ મારા ગાલોપર તાજી છે, તારો અવાજ મારા કાનમાં હજુ તો ખણખણ કરે છે. તેટલાં તું મરી ગીયો ! ઓ ખુદા ? મને કંઇબી મદદ કર." તેણીએ

કંઇ સંસારો સાંભળ્યો. ઓ કંઇ અજબ અભતથી તે ચોંકી! હવે ફરી ફરીથી તે વહાલા લવની છેલ્લી ચીસ તેને કાને વાગ્યાં કરતી. બનેલો બનાવ તેને ફરી ફરીથી ડરાવતો! બીધેલી તેણી અજબ હીમતથી ઉઠી.

ઓ. લવ હું તારે વરે મદદ લાવતે–પણ–પણ–ઓ હવે તો તું મુવો! તુને મારી મદદ શું ખપની? હવેની મદદ જેટલી તુને નકામી તેટલી મને જાય અને નામોશીભરેલી! ઓ મારા પ્યારા તારી લાશને હયાં ત્યાં બધું સરખું. પણ તેનાં કારણમાં હું દુન્યાને શું સમજાઉ? આય વખતે તારૂં વીલામાં આવવું આવા અંધકારમાંબી આપણું મલવું, તારૂં પડવું એ બધાંની હું શું સમજણ આપું? મારા લવ, તું જીવતો હતે તો તું એજ વીચાર કહેતે. તે હળવેથી ઉઠી.

ગમે તેમ કરતાંબી તે પ્યારાને ત્યાં બીહામણા ગારમાં એકલો મુકી જવા તેનો જીવ ચાલતો નહી. એક છેલ્લીવાર તેણીએ અંદર ડોકાવ્યું. "ઓ! આવાં બીહામણાંમાં તુંને સદાનો કેમ ડાટું? ઓ ખુદા આય ઘડીએ મને મારી નાંખ. આય જાતનું દુખ હું કેમ ખમું?" તે હવે ધીરે ધીરે ત્યાંથી આગળ વધી.

"ઓ! જેને વરે હું મારી જીંદગી આપી દેવા તઇયાર તે મારે હાથે મુવો!" ગમે તેવી છાતીતોડ કલાપીટ છતાં તે ગમગીન છોકરીની આંખમાંથી એક આંસુ વટીક વહેતું નહીં, આહ! આંસુઓ તેની હવે પછીની મોતની માંદગીમાંથી બચાવતે–પણ નહીં–ચાદર જેવા સફેદ ચહેરાપર એક શહેજ જેટલોબી ભીનાશ હતો નહીં.

આ ગજબ તે છોકરીપર એટલો તો જલદી–એટલો તો

અચીતો બની ગીયો કે એ શું બની ગીયું તેની જાણે વીલામાં પાછું ફરતાં બેધ્યાન મગજે તેણી અટકળી શકતી નહીં.

આહ ! તે દેખાવ તેણીએ પાછો યાદ કીધો. ખુદા, કેવી ક્રોકટની તકરારમાં તેણીએ માથે ખુન હોરી લીધું હતું? કેવાં હેતથી કેવાં ઉછળતાં સાચા પ્યારથી તે તેણીના પાસ એક કીસ માટે કગરયો હતો ? અરે તેજ—તેજ—મીઠાં સુખથી દુર થવા તેણીએ એક નરમ આચકો માર્યો? એ તેજ આચકાથી—હાય—તે વહાલો જીવ સદાનો કબરવાસ થયો !—તે અટકી ગેઇ!!

એકવાર તેણીએ પાછું ફરી જોયું !

"એ લવ—પાછો આવ. હું એકલી પડી ગેઇચ ! આય ખાલી હાથોને તારી ગરદન આસપાસ વીટલાવા દે !"

- તેને લાગ્યું કે તે આખું આંગ ધગધગતું હતું. તેણીને લાગું કે જે ઘડી જાયચ તેમાં તેણીનો ચાલતો જોશભર્યો દમ અણચીંતો બંધ થઇ જસે.

કેવી રીતે ને કયે વખતે તે વીલામાં દાખલ થઇ તેનું તેણીને કશું ભાન હતું નહીં. ગેરમાં દાખલ થતાંજ તેણીએ બેધ્યાનીથી પોતાનાં હાથો તપાસ્યા. એ એક ધીમી ચીસ તેણીએ પાડી. આહ, તે દીવાની છોકરીના હાથોપર ખુલ્લા લાલ ડાઘો દીસ્યા. ચીસ નીકળી પડતાજ તેણીએ સાવધ થઇ ખુશીથી જોયું કે તે અચીંતી ચીસ છતાંબી ત્યાં કોઇ હાજર હતું નહીં.

આય કંગાલ હાલતમાં જે કોઇ તેણીને પહેલી મદદ કરવા આયું તે તેણીનો વહાલો પીતાજ હતો !!!

# પ્રકરણ ૩૯ મું.

——:o:——

એક સવારે રોદા લગાર ઠીક મુડમાં શાંત વીચારમાં બેઠી હતી. તેટલાંતેણીએ અચીંતી ઉઠી તેણી સીધી લાયબ્રેરીમાં ગઇ.

"પપા ડીયર!" બારણું ખોલતાં સાથેજ તેણીએ ધીરેથી સવાલ કીધો.

"કેમ દીકરા?"

"પપા હું એકજ ચીજ જાણવા માગુંછ-પુછું?"

"પુછ બેટા હું જવાબ આપીશ"

"પપા હું રીક કેમ પડી તે તમે બયાન કરી સમજ નહીં પાડો."

"દીકરા તે એક ઘણોજ કંગાળ દહાડો હતો કે જયારે હું બહારથી આવ્યો ત્યારે તું તદન બેભાન જેવી હતી. મારો જીવ તારે વરે ઘણો ઉડી ગીયો. તું તદન એકલી નહીં મીસીસ હંટ, કે નહી શીરીન."

"હા જો પપા, શીરીનનું કંઇ કાગલબાગલ આયું કે?"

"નહીં દીકરા. કંઇબી નહીં. ગુડી કહેય તેવું કંઇજ નથી."

"વારૂં, પણ પછી તો હું ઘણી રીક પડેલી હું! ને પત્રનબી થયલો નહી!"

"હા, બેટા?"

"તાહરે બીજા લોકોની માફક મેંબી કંઇ ઘેલોગાંડો બડબકારો કીધેલો કે?"

"હા તું બસ ચોકસ શબ્દોજ બોલ્યા કરતીતી."

"ને તે?"

"તે ઓ ખુદા! મદદ મદદ, એવા હતા."

"બસ! એથી વધારે?"

"નહી. વધારે તો કંઇજ નહી. મને કંઇ યાદ નથી."

"પપા, હુ તે વખતે કેવી મુર્ખ લાગી હોવશ હં, પણ બીજા લોકો મારી એ સીકનેસને વરે શું કારણ સમજતાંતાં?" આનો જવાબ સાંભળવા તેણીના કાનો અસાધારણ રીતે ઉભા થયા.

ડાકટરો તો તદન ઘેલી વાત કરતાતા. તુને કંઇ 'શોક' લાગોચ એજ તે લોક મને ખાઇ પીને સમજાવવા માંગતાંતાં પણ હું તો જાણુતોજ—ને ગુડી, દારાંબી એપર હસ્તાંતાં કે તું અમારી વહાલી કીકીને આય ઘેરમાં ને અમારી જીવતી આંખે એવો ભયંકર શોક લાગવા દઇએજ નહી. દીકરા તું હવે જરા રતી બહાર ફરેચ હરેચ, તે જોઇ હું કેવો ખુશી છેઉં ને હવે કેથે બહાર મુસાફરીએ આપણે થોડા વખતમાં જઇશું એમ મને લાગેચ.

"ઓહ! નહી, પપા ડીયર એ વાત તમે કરતાજ ના. હું આય ઘેર કદી છોડનાર નથી." એક પળ તેણીએ તે વહાલા પીતાને ટીકયો. તેણે ચાહયું કે એકવાર તે માયાળુ પીતા આગળ પોતાનું દાલ ખોલી દે ને તે ખોવાયલા વહાલાની લાશને તે બહાર પાડી તે ઠેકાણે લગાડી આપવા સમજાવે પણ ઓ!

તે શાંતીમાં રમતા બુઝરગ બાપના કાનપર તે ભયંકર વાત કેમ લાવવી? પોતે તેનું એક પુરૂ ફરજંદ ખુનીએ કેમ સંભળાવવું તેજ તેણીને સુજયું નહીં.

અરે લવજી તે તો ગીયો તેની લાસમાં હવે તો કંઇ

રહ્યું નથી. તે એક મુવેલી લાશને જાહેર કરતાં લોકો તેને વરે શું કેહશે ? કોણ તેને નીર્દોશ માનશે ? પોતાને કશો લાભ નહીં થતાં તે મુવેલી લાશને જાહેર કરવા તેણીનો જીવ ચાલ્યો નહીં.

જો તેજ પળે મદદ મેળવતે ને ભેદ જાહેર થવા સાથે તે પ્યારો જીવથી બચતે તો વાત જુદી. પણ હવે ?

અઠવાડયાંઓ પાછળ અઠવાડયાંઓ વહી ગયા પછી ફકત એક જીવ વગરનાં ખોખાંને ખાતર આખી દુન્યામાં પોતાને નામોશીમાં લાવતું ?

છેવટ એજ આવ્યું કે હદબહાર મગરૂરાઇની તુમાખી ખુબસુરતીમાં ને દરેકનું માન પામતી વખણાતી છોકરીએ પોતાને જાહેરની ચકચારમાં મુકવા કરતાં તે વહાલાનાં ખાલી ખોખાંને તે શાંત પાણીમાંજ જન્મ સુધીનું કીસમત સોંપવાનું દરૂરત ધાર્યું.

તે છોકરી તે બુઝરગ બાપનો ઉપકાર માની બહાર પડી.

એક ખુન કરી કોણુ નચીંત રહી શકયું છ કે રોદા જેવી એક જવાન નાની સુંદરી તે ખમી શકે ? તેણીની હંમેશની શાંતી ઉડી ગઇ હતી. બસ કોઇએ તેની ચાલુ ધરેલી તે ચોકકસ માનતી હતી, તેણીને લાગતુ કે એક ચોકકસ આકાર તેની પુઠે પોતાના અકાળ મરણનો જવાબ માંગતો ભમતો ફરતો હતો. કોઇનેબી સામે અંચીતુ આવી ઉભું રહેલું જોતાંજ તે ચોંકી ઉઠતી. પવનથી થતા અવાજથી તે અભતતી દર પળે તેણી મોટી આફત માટે તઇયાર થતી ચોંકતી હતી. એક ડુબી ગયલું આદમી મોડે વેહલે પાણીની સપાટીપર આવવુંજ જોઇએ એ વાકય જયારથી એક ચોપડીમાંથી તેણી

એ વાંચ્યું ત્યારથી જાણે ફાટેલે ડોળે તેણી પોતા સામે એક ફાંસીનો માંચડો ચાલુ બસ ટીકતી હતી.

ઓ ! તેણીની હાલત કેમ વર્ણવ્યે ?

રોજ સહવારનાં પોહરમાં તેણી સુરજ ઉગવાની વારેવાર જોતી. ઝઝકલું થતાં તેણીની આખી રાતની બેકરારીનાં ફીકકા ડોળા તે નાની બારીમાંથી તે કુવાની અંદર તપાસ માટે ખેંચાતા હતા. દહાડામાં સન્તરવાર તેણી જઇ તે પાણીના બીહામણી સપાટી તપાસી આવતી.

અરેરે, સોસાયટીમાં તેણી કેવી પુંજાતી ? ઘરનાં વહાલાંઓ તેણીને કેવાં વખાણતાં ? નોકર ચાકરો તેણીને કેતું માન આપતા ? પણ હાય ! હાય ! તેની નાજુક છાતીમાં એક અણીવાળી તલવાર ચાલુ ભોકાતી હતી. તેની ખબર કોણને હતી?

જેબી વેળા રોદા-વીલા તેની રાણીનાં દુખનાં અંજાણપણામાં પાર્ટીથી ગાજી રેહતો ત્યારે તે કંગાળ છોકરી છુપાઇથી જઇ તે વહાલાની ઘો-તે ભયંકર ગાર આગળ જઇ ધાઇ આવેલી બમણી યાદોથી પોતાનું જીગર ખાલી કરી આવતી.

ઓ ! કેવી કંગાળ હાલત ! !

હા ! એ અપાર ગમમાં એકજ શખસ તેણીને દીલાસો આપવાની જીવતોડ કોશેશ કર્યો જતો હતો, તે કોણ ?

દારાં ઓશ્બરનર.

આ સુખવાસી જવાન આખી જીંદગી જાણે તે તુમાખી છોકરીપરજ ગોયા ખોહી બેઠો હતો. તરેહવાર અણગમતા કોઇવારનાં સખત વાકયોથી તે જાણે સમજતોજ નહી કરી જતો. સદાની આશા ખોહી બેઠેલો છતાં તે જવાન મોટી ખુશાલી સાથે આ છુપા શોકમાં પડેલી જ્હાલની ગમગીન

એકાંત મુંગી રોદાને પોતાની એકેએક કોશેશ તેણીને હસાવતો બોલાવતો અને—

હા, જો બારીકીથી તપાસી કહીએ તો રોદા પોતાના ઉંડા ગમમાં આ જવાનની કોશેશની કીમત સમજતી હતી, અને આય અપાર દીલસોજીથી ધીરે ધીરે તેણી પોતાને કંઇ સંતોષ આપતાં શીખતી હતી.

હે છોકરી સાવધ રેહજે ! કારણ બેવફાઇ "તારૂં બીજું નામ સ્ત્રી છે." એ કહેવત દુન્યામાં ચાલી રહેલી છે !!!

પણ સબર છોકરી ! જે તારૂં મોટું દુખ છે. તે તો તું આવતી કાલે જાણશે. તેટલાં નચીંત રહે !

——:o:——

## પ્રકરણ ૪૦ મું.

—:o:—

સમીસાંજ પડી ચુકી હતી. કુદરતનો બહાર રોદા વીલાના દીલખુશ બગીચામાં ખીલી રહયો હતો. દરેક પંખીઓ આખા દહાડાની થાક ઉતારવા હવે પોતપોતાનાં માળામાં વળતાં હતાં ત્યારે—

વીલાનું ખુબસુરત પંખેરૂં રોદા ધીમે કદમે બહાર આવી બાગમાં ફરતી હતી !

"ઘેરમાંથી બધા બહાર ગયા પછી મને અંદર જરા થઇને ગમતું નથી." તેણી હળવે હળવે જઇ એક શાંત જગાપર ગોઠવાઇ. બધાંને મારામાં હેરત કરનારો ફરક લાગેચ તે તો કોણ જાણે પણ મને તો ગોદરેઝમાં ઘણોજ મોટો તફાવત માલમ પડેચ. કેવો એ મારો ભાઇ પહેલાં હસતો

બોલતો પંચી ઉતો ને હવે તો તદ્દન કોહેલો થઈ ગીયોચ. આય દારાં તો કોઇ ગામનો નફટમાં નફટ દેખું. એ તો પીટતાં પીટતો નથી. પણ ખરેજ એ છે તો મારો દહાડો જાયચ. સવારનાં એ કેવો મારી સાથે વોક લેવા આતુર રહેચ? મને એ પાનાં, ચેસ, મ્યુઝીકથી કેવું સોહવરાવી નાખેચ, એ રમુજી ટાહેલું કરી મારૂં મગજ તે બીહામણા વીચારમાંથી મુક્ત કરેચ. ખરેખર એ જો નહીં હતે તો—"

"તો શું તો તમે તે કામ કરતેબી નહીં!"

આ અંચીતા એક ઘોઘારી કઠોર અવાજથી રોદા હાથ હાથ જેટલી ઉછલી.

કોણ બાપુ કે?" એકી નગરે તે સામે આવી ઉભેલા શખસ ગમ ડોળા ફાડી જોતાં તે છોકરી પુકારી ઉઠી.

"હા, હુંજ બાપુ. તમારા બાવાજીનો એક વખતનો નોકર."

તે આશરે ત્રીસ વરસના જુવાન શખસને બદીધાનસર પોતા સામે ઉભો રહી સાહેબે શોખ જવાબ કરતો જોતાંજ તુમાખી રોદાએ ચીલ્લો ચઢાવ્યો કે જે સીગનલ તે ત્રણ વરસ વીલામાં રહી ગયલો શખસ તુરત સમજી ગયો.

"બાઇસાહેબ, મને તમારી સાથે જરાક કંઇ વાત કરવીચ." તેણે માન સાથ માંગી લીધું.

"વાત કરવાની હોય તો શેઠ આગલ જાઓ તમારી સાથે વાત કરવાને મને કંઇ અગત નથી." પુર દમામથી તેણીએ મીજાજ બોયો.

"તે વાત શેઠ આગલ કરવાથી તમારા લાભમાં મોટું નુકશાન છે."

હા, તેણીએ પોતાનો મગરૂર ચહેરો અંચીનો ઉચક્યો.

"બાઇ સાહેબ, હું તમુંને અત્યાર આગમજનો મળ્યો હતે પણ તમારી મોત જીવતની માંદગીને લીધે મને થોભવુંજ પડયું."

કંઇક વીચારમાં તેણી ચુપજ બેસી રહી.

"શું કરૂં આય પેટનાં ખાડાથી સઉ કોઇ હારેલાં છે! હું જો ટુંકમાંજ બોલું તો તમે–તમે–મારા હાથમાં પુરતાં દબાયલાં છેઓ.'

હા, તેણીએ ગુસ્સાથી લાલ થઇ આવેલે ચેહેરે એક —જોરાવર નજર તે શખસપર ટાંકી. હવે તેણીનું તીક્ષણ મગજ તપી આવ્યું. એક ઝટાક મારી તેણી ઉઠી અને ચાલી પણ–તે શખસની જાડી ડોગ વચે પડી.

"બાઇ સાહેબ મને તમુને સાંભળીજ લેવો પડશે. હું એક ગરીબ માણુસ છેઉ ને પઇસાદાર થવાની મતલબ રાખુંચ. આજની તમુને રોકવાની મારી મતલબની તેજ છે."

હા, રોદાના ચહેરાપર વીચીત્ર અજાયબી સાથે ખુલ્લો તીરસ્કાર ફરી વલ્યો.

"તુમુને પઇસા કમાવવા હોય તો હાડકાં ઘસી મેળવો અહી કાંય માથું ઝીકોચ ?'

"તમો મારી મતલબ સમજયાં નથી. લેઓ સમજો હું તમારો એક ભેદ જાણુંચ મને પેલું–પેલું માલમ છે ! તેથી તેના બદલામાં મને તમારી તરફથી મોટું ઇનામ મળવું જાઇએ."

ઓ ! કેવો અંચીનો વકી વગરનો ફટકો ?

તે દુમી ચહેરાપર એક જાતની અચુક અભતથી શુધ સહૃદાઇ પથરાઇ ગઇ.

"બાઇ સાહેબ. અત્યાર સુધી ગમે તેટલી ઉથલપાથલ બનામો છપાયાં પણ હું તદનજ ચુપ રહયો. મને આશા છે કે તે બધાંની સામટી કીમત તમે મને આપશો."

મહેરબાની કરી તમે મને ખુલ્લું ટુંકામાં જણાવો કે તે શું ""ના છે? તેણીએ જેમ તેમ પહેલો સવાલ કીધો.

તમે ઘણા થાકી ગયાંછ. બેસો, હું તમુને બધું કહું, તેણીને નાની બાસ્કીના ખુણામાં ગોઠવાઇ જયારે બાપુ તે છોકરીથી બે ડગલાં દુર ઉભોજ રહયો. હું તમુને આટલુંબી દુખ આપવા રાજી નથી. પણ જો મારા જેવા એક કરકા બાલુશને રસ્તે ભટકતાં એક હીરો મળી જાય તો અલબત તમે માનશો કેની કે તે વેચી ખાવા લલચાઉં.

"એ તો પાછું તમે લંબાણુ ટાહેલું માંડયું. બનતાં શુધી ટુંકુજ કરો.

લેવો, ત્યારે ટુંકમાંજ સમજો તાહરે ટુકુંજ તમારી તરફથી મને માગ્યું દામ મલ્યું તે પછી–પછી આય મોહડાંને આખા ભવનું તાળું."

"પણ શાને વરે? જલદી બોલો."

"બોલવાનું એટલુંજ કે પેલો બીચારો ડાકટર ગરીબ બીચારો!" તે શખસને વધારે બોલવાની અગત રહી નહીં.

એક એવો તો દેખઇતો આંચકો આ વાકય સાંભળતાંજ તે છોકરીથી ખવાઇ ગયો કે કુદરતી તે વધુ બોલતો અચકી ગયો. પણ રોદાને લાગ્યું કે ઘણી ઉતાવળે તે પોતાની કઢંગી હાલત બતાવી દેતી હતી ને લગાર મકકમ થઇને એક ધીમો ખંખાર માર્યો.

"હા, તે એક ગરીબ બીચારોજ થઇ ગીયો. પણ ત્રારૂં તેને વરે તમે મને શું કહેવા માંગોચ ?"

"તમુને ? તેની બાબદ દુન્યામાં બન્નાં કરતાં તમુને ઘ ણી લાગેચવલગેચ, સમજ્યાં ? બાઇ સાહેબ રોદાબાનું જેવી એક મગરૂર છોકરી ભલા ભલાઓને હંફાવી આખરે એક સાધારણ ગરીબડા ડાકટરને ચાહતી'તી–ને તેને છુપી મુલાકાતો આપ-તી'તી એ કંઇ મારેથી અંજાણ્યું નથી. શાંભળ્યું ?"

આહ આય જવાબથી તે છોકરીએ એક લાંબો સાંતીનો મ ખેંચ્યો. જો એટલાજ ભેદ મ ટે તે એવડા ફુંકારા મારતો હાય તો પોતાથી એટલી બધી જલદી છુપી ધારતી બનાવી વાનું કંઇ કારણ નહિ હતું.

"મારા જેવીની એક ખાનગી નાજુક બાબદસર તુને એક હરફબી બોલવાનો હક નથી,"

"પણ ઉભાં રહોની. પેલે અંધકારનો દહાડો તો યાદ છેની?"

અરેરે તે શખસ તો હજુર કંઇ આગળ બોલ્યો જતો તો. નવેસરથી રોદાની ધરૂજરી શરૂ થઇ.

"તમે તમારા તે ધારેલા સાથે કેવા ફરતા હતા? હું મુને ખબર કે–કે"–તે હવેજ વાંકો વળી તેણીના કાનપર ક્યો–પેલા તળાવમાં–એક આંચકો–પેલી દયામણી ચીચવારી એ બધું અહીંજ ઉભો રહીને જોતો હતો, તમારી બધી ાપીટ મેં સાંભળી. હવે તમે સમજ્યાં!"

રોદાએ ડોળા ઉંચકયા. અરેરે મગરૂરઇ ને તુમાખનો લો સદંતર ફેરવાઇ ચુકો હતો, તે ચહેરાની લીટીએ લીટી ા માગતી દેખઇ આવતી હતી.

"બાઇસાહેબ, મેં ત્રણ વરસવેર તમારૂં નીમક ખાધુંચ

એટલે હું ખુલ્લું કહુંચ કે તમારા જેવી એક નવજવાન જીંદગીને એમ જડમુળથી ઉખેડી નાખવાની મારી મતલબ છેજ નહીં મને માગણું દામ આપો તેની ઉપર હું એક ખોટી આનીબી તમારી પાસે માગું નહીં. હું હડહડતા કસમથી તમારી તેને વરે ખાત્રી કરશ."

"ફકત સાઠ હજાર!"

તદન નફટાઇથી બોલાયલા તે વાકયથી તે બાચાર છોકરી એકદમ ચોંકી તેણીએ એ પળ તે સખસ ગમ ટીકયું.

"કંઇ દીવાના તો નથી થયા? સાઠ હજાર એટલે શું તે તમે સમજોચ કે? એમબી ને એમબી એક લાખનોજ આંકડો કાંય નહીં ઠોકયો?" લગભગ તાતી થઇ જતાં તે ફફડી ઉઠી. "તમે માનજો કે મારી પોતાની પાસે જેમ તેમ કરતાં ફકત ભાગ્યે પાંચેક હજાર નીકળે તો એ ગંજાવર આંકડો હું તમુને કાંહથી ભરી શકવાની?"

"તમુને જો મને ચુપકીદી આપવી હોય તો નો પુરૂં પુરૂં દામ તોલો. તમે એક ખુબસુરત દઉલતમંદ પુનતા બાનુ ફકત સાઠ હજાર રૂપરડી આવાં સયંકર કામ છતાં બચી જતી આબરૂને ખાતર શું નહીં આપી શકો? હું તમુને જોઇતો વખત આપશ મને કંઇ ઉતાવળ નથી. ફકત તમે તે આપવાનું વચન આપો એટલે થયું. તમારા જેવા મોટે ઘેરના તુમાખી બાનુઓ પોતાના શબ્દપર મગરૂર રહેચ એ મને વીશવાશ છે."

"પણ હું જે આપી નહીં શકું તેને વરે વચન કેમ આપું?" તે તદન ગલગલત સાહદે બબડી "હું નથી ધારતી કે એમાંનો અધોબી આંકડો હું તારે વરે નકકી કરી શકું."

"ઠીક છે ત્યારે બુરૂં બને તો મને બદનામ ના કરતાં. તમે એક ખુની ઘણાં સેહેલાઇથી ઠરી ચુકશો જોકે મેં તમારા તે વખતની કલાપીતનાં શબ્દોથી જાણ્યુંચ ને માનુચ કે તમે તદન નીર્દોશ છેઓ છતાં ગામનાં લોક કેમ માનવાના છે? તે લોક એમજ કહેશે કે જો ભુલ થઇ તો તુરત મેળવવાની કેમ નહિ કોશેશ કીધી? આવી જબરદસ્ત ચકચાર છતાંબી આજ સુધી તમે કેમ અખારાની ધન્તી ફીધીચ હું!—એ તમારી ચુપકીદીજ તમુને ખુની ઠરાવવાને પુરતી છે.

"લોકો મને ખુની ધારે—મને?" તેણીથી એક બુમ પડાઇ ગેઇ.

"હા—હા—ખુની તમો હમણા કરતાં દસગણા પઇસાદાર ફીરોઝશાહનાં દીકરી હોવો તોબી કાયદાની સજામાંથી તમે છટકવાનાં નથી."

"ઓહ!-ડીયર લવ! તું જાણેચ!—હા, તુંજ એકલો બરાબર જાણેચ કે—કે—"

"હારે તે તો ખરૂં પણ મુવેલા માણસ કંઇ જુરી આગળ કહી શકતા નથી, તેનું કેમ? ચાલો હવે હું તમો બાઇ સાહેબને વધારે વખત રોકવા માંગતો નથી પણ મારો સખુન ખરો માનજો કે—કે—મને સાઠ હજાર એની ગમ મલ્યા કે મરતાં હું તમારી સામે ફરીથી હાજર થવસ નહી, તેમજ તમે જો મને ના કેહશો તો મરતાંબી હું ચુપ બેસનાર નથી."

"તે છોકરી એક પાંપણ પણ હલાવ્યા વગર દીગમુઢ બેસી રહી.

"ચાલો આપો વચન નહીં તો બીજા ચાર કલાકમ હું ફીરોઝસાહ આગળ અને તમુને જીગરથી પુજનારા પેલા

બાપડા અંજાણ્યા બેરીસ્ટરને બધી વાત જાહેર કરશે ને તમારી તરફથી નહીં તો તે લોક તરફથી હું તમારી આબરૂ બચાવવાનું જીતશ."

"એ ખોદા ખાતર દયા કર. હું તુને સાઠ હજારની રકમ કાંહથી આપું?" તે આખે હાથ દઈ કગરી પડી. "મારી પાસે તો ફકત પાંચ હજારજ છે, ખુદાને ખાતર તેટલા કબુલ કરી મને બચાવ."

"હા ગમે તો હમણાં મને પાંચ હજાર આપો, બીજા પંચાવન હજાર માટે હું તમો કેહશો તો થોડા દહાડા થોભશ."

તેણી ચુપ રહી.

"મને મારે ગામ જઈ એક ખેતી લઇ તેપર મારૂ કીસમત પુરૂં કરવાનો વીચાર છે. ગમે તો થોડા થોડા કરી પુરા કરો પણ બધું મલી સાઠ હજાર પુરા જોઇએ."

"અરે તું માણસ છે કે કોણ છે? તારા હઇયામાં દયા છે કે પથર? મારાં આવાં દુખમાં મને રીબાવી તું સખ કરારનો ધંધો કરવા માગેચ? શરમ છે!" અત્યાર સુધીની ચુપ રોદા હવે ખરે મને કકલી.

નહીં. તમારી તરફ હું દયા જેવું બતાવી શકતો નથી. એ તો બા, ખુનનો બદલો ફાંસી તેમ તમે તે બીચારાને ગારમાં હોમાવ્યા ત્યારે શું દયા દેખાડેલી જે હવે મારી પાસથી દયા માંગોચ? હવે વધારે તકરાર કરવામાં સાર નથી. મને વચન આપો કે પરમદીનની અંદર બેઆના તરીકે પાંચ હજાર તમે મને આપશો નહીં તો પછી ચોથે દહાડે અત્યારે તો આખા શહેરમાં બાનુ રોદાબાઇ એક ભયંકર ખુનના કરનાર જાહેર થઇ ચુકશો."

"હીચકારા બસ કર! મને દબાયલી જાણી શું મને દબરાવેચ ?"

"બશ ત્યારે, તમારી જબાન પરથી હું માનુચ કે મારી સરત તમુને કબુલ નથી. ચાલો હું જાઉંચ."

"થોભ થોભ ! તે એકદમ ઉભી થઇ. બાપુ હું તુંને ખરૂં કેહુંચ કે હું મારા લવજીને સાચ્ચા દીલથી ચાહતીતી. હું તેનું ખુન શાને વરે કરૂં ?

"વારૂં, સાચ્ચા પ્યારથી ચાહનાંનાં તો તે બધાંથી અંજાણ્યુ કાંય રાખેલું ! તમારી મુલાકાત જાહેર કાંય નહીં કીધી? તમે એક મોટે ઘેરના બાનુ ને તે બીચારો ગરીબડો ડાકટર એટલે પ્યાર જાહેર કરતાં શરમડો લાગો હશે. ફાંટો ઉતરી ગીયો, પ્યાર ઠંડો પડયો, એટલે તે બીચારાને અંદર હોમાવ્યો ! શું મારૂં કેહેલું ખરૂં નથી લાગતું ?"

"હું જો એક મરદ હોતે તો આય તારા શબ્દોને વરે તારો ટોટો પીસ્તે સમજયો ? કંગાલ ઘાતકી !"

"ચાલો–ચાલો, જવાબ આપો, શું વીચાર ?" તેણી પાછી ઢપ કરતી બેસી ગેઇ.

પાંચ મીનીટ !–દસ મીનીટ !!–પંદર મીનીટ !!!

"કેમ બાનું કંઇ ઠરાવ કીધો ?" તેણે આખરે તેણીને વીચારમાંથી જગાડી.

"હું જીવતી કરતાં મુવેલી વધારે છેઉં. અફસોસ! તે અંચીતા બનાવથી મારૂં બધું નખ્ખોદ વલી ગીયુંચ. હવે મને તો જો કે સારાં ભવીશની આશા નથીજ–પણ–પણ મારા બુઢા પપા ગમ નજર રાખવાની મને ફરજ પડેચ. જે માનવંત નામને તેવણે જાતી મહેનતે વધારી આટલી ઉંચી ટોચ

આપી તેપરથી મારે લીધે આવાં બુઢાપામાં તેવણને તોડી પાડવા મારો જીવ ચાલતો નથી. હું આવતી પરમદીનમાં મારી પાસના પાંચ હજાર તુંને આપશ. બાકીનાને વરે હું કોશેશ કરશ."

હવે બે ડગલાં ચાલી પણ પાછી બોલી ગેઇ "જો એમ તારી જીદનાં કરતાં હું ફાંસી જવાનું પસંદ કરતે પણ મારા બુઢા પપા ડીયરને ખાતર. મારા મુવેલા વ્હાલાને ખાતર તેમ કરતી નથી. જા, પરમ દહાડે આયજ વખત ને આયજ જગાએ આવજે.

હવે તેણી બીલકુલ બોલ્યા વગર સડસડાટ ચાલી ગેઇ.

——:o:——

## પ્રકરણ ૪૧ મું.

—:o:—

કીસ્મત! કીસ્મત!! તારા નખરામાં સપડાવવાનું તુંને કોઇ બીજો જીવ નહીં મલ્યો કે રોહા જેવી એક કોમળ ફુલ છોકરીને તેં પસંદ કીધી?

હાય વાંચનાર, આજે તે હમેશનો ઇલેક્ટ્રીક લાઇટમાં ઝલઝલી રહેલો ઓરડો નથી પણ એક કંગાલ નાની ઝુંપડીની લાઇટમાં તદન ગાફેલ પડેલી તે બાળા ગમ તું જરા જો.

સુનેરી ધુળપર ચાલતી, હજારોને લાખ્ખો લાડમાં ઉચરેલી, દરેકને પલકમાં આંજી નાંખતી તે મગરૂર છોકરી ફીરોઝશાહ જેવા એક કરોડપતી બાપની દીકરી છતાં આજે કેવી કંગાલ હાલતે નાચાર પડી હતી.

ખુદા! કેવાં ગરમ આંસુઓના રેલા ધોધમાર તે સુંદર ચશ્મોમાંથી નવધાર ખરી પડતા હતા.

આહ ! હજારોને પઇસાની મદદ આપનારી એજ છોકરી આજે પઇસાનેજ ખાતર ભારી અંદેશામાં ગરકાવ હતી. ગમે તેવાં મોટાં બોલોની કોઇ દહાડોએ તે છોકરીને બીહક હતી નહીં. ફીરોઝશાહ જેવા બાપની હાજરીમાં પૈસાની ફીકર કેવી હોય ? આજે તેણી તે વહાલા બાપ પાસે સાઠ હજારની માંગણી કરે તો કાલે તે રકમ તેણીના હાથમાં આવે. પણ અરે !–કારણમાં તેણી શું જણાવે ?

સાઠ હજાર કંઇ નાની રકમ નહી હતી કે કારણ પુછવા વગર રહેવાય. તો પછી–સું જવાબ ?

અરે ત્યારે એ ગંજાવર રકમની માંગણી તે કોણ પાસે કરે,–કાંહ કરે ?–

"ઓ ખુદા ! બચાવ, આય નવી આફતોમાંથી મને બચાવ."–હજારો વીચારોથી ફાટી જતે મગજે તેણી બબડી" "ઓ ફરેસ્તાઓ મદદ કરો. મારા જેવાને તમારી ગેબી મદદ મોકલો. ઓ મારા બહેસ્તનશીન લવ, તું જાગ, તારી રોદાને બચાવ,"

તેણીનાં દયાજનક ડચકા સીવાય વીલામાં બધું શાંત હતું, જાણે તે ગમખ્વાર છોકરીનાં ગમથી તેણીનો તે નાનકડો ઓરડો ધીમી બતીમાં શોકમાં ડુબી ગયલો હતો.

પાએક કલાકના લંબાણ વીલાપ પછી તેણીએ તે આંખો ખોલી—"ઓ"—એક ધીમી બુમ નીકળી પડી. 'કોણ—શીરીન ?"—હા તેણીની તે બુમ ખરી હતી.

તે હંમેશ માટે વીલા તજી ગયલી તે છોકરી એકવાર ફરીથી ત્યાં સામે આવી ઉભી. તે પડતી ચીસને અટકાવવા તેણીએ તેણીનાં નબળા હોઠો ઢાંકી દીધા.

"રોદા ચપી જા મારી હાજરી હું જાહેર કરવા નથી માંગતી; પણ કાંય તું એટલી ધ્રુજેચ કાંય ?"

આહ ! એક દીલસોજ બહેનને જોતાંજ તે છોકરીએ અત્યાર સુધીની સમાવી રાખેલી લાગણી મોટાં દચકાંઓથી ખાલી કરવા માંડી. તેણીએ એકવાર જોશભેર હાંફ્રરો તે મમતાળુ હીમતવાન બહેનનાં ખોલામાં ખાલી કીધો.

"ચાલ હવે ચેરાં ના કહાડ, મારો જીવ તારામાં ઘણો લાગી રહેલો તે મકુજે ચાલ તુંને મલી આઉં."

પણ તું તો હવા ફેરફારને વરે તારા મામાને તાંહ ગેયતીની, જુદઇએ તાંહથી એક કાગલબી નહીં મોકલ્યું. બીચારા પપાબી–ને હુંબી તારા અક્ષરની વારેવાર જોતાંતાં.

શીરીંને ડોલા ચહડાવ્યા. હા તેણીએ તરત પારખ્યું કે ગોદરેજની નાલાયક ઘાતકી ચાલ આ અંજાણ્યું બાપ બેટી જાણતાં નહીં હતાં. તે શખસે પોતાનું પગલું સદંતર છુપું રાખ્યું હતું. તેણીએ હોઠ પીસીને યાદનો ઉભરો દાબી દીધો.

"તું કાહરે વીલા છોડી બેઇ ?" રોદાએ પાછો એક બજો સવાલ કીધો. "હું જે દહાડે સીક પડી તેજ દહાડે કે ?" આ સવાલ પુછવાની તે છોકરીની મતલબ એકજ કે–પવનમાં ઉળતું બકાતું સાંભળનાર વે છોકરીબી હતી કે?"

"નહી–તે દહાડે ને તેજ રાતે !",

"રાતે !"

"હા !"

"કેટલે વાગે."

"અગ્યાર !" કંઇક ઝનુનથી શીરીને હોઠ પીસી ખરોજ

જવાબ વાળ્યો. પણ અરે ! રોદાનાં ચહેરામાં આય શબ્દથી અજબ ફેરફાર થયો. તે ધાસ્તીથી ધ્રુજતી ફીકકી પડી ગેઇ હતી.

"શીરીન, તું પુતલાંને તાંહથી કેટલે વાગે આવી ?"

"હું તાંહથી શાડાઆઠની આવી."

"પછી !"

"પછીનું" જાણે હવે બોલવું કે નહી બોલવું તે વીચારતી હોય તેવી ઢપે તેણી બોલી.

"ઓ શીરીન, તારા ચહેરાપરથી મારી ધાસ્તી ખરી લાગેચ; મને કેહ જે તું જાણતી હોવ તે મને કેહ." રોદા ખરે મને કગલતી તે છોકરીને વળગી પડી ! "તું કંઇ જાણેચ?"

હા ! હું બધું જાણું છ.

આહ–દેખાતો તે હમેશનો મધુર ચેહરો ઠપકાથી ચમકતી આંખોથી આજે રોદાને કરૂર લાગો.

તું મને ગમે તે વીચાર, પણ મારો એકરાર એજ છે કે આઠ અને સાડાઆઠની વચમાં જયારે હું પુતલાંને તાંહથી ઘેર પાછી ફરી તાહરે લવજી જેવા એક જવાનને અજબ રીતે કગલતો સાંભળતાજ મારાં પગલાં બાગમાંથી આવતાં એકદમ અચકી ગીયાં.

ઓ તે મુલાકાત તેં જોઇ ?" તેણીએ હીમતથી પુછયું; અરેરે ત્યારે તો તેં તેબી–તેબી—

"જેવાં તારાં કીસ્મત !"ં જરાકબી ઉશકેરાયા વગર ઠંડાઇથી શીરીને જવાબ વાલ્યો. અલબત તે છોકરી દેખાતા કડવાસથીજ બોલતી હતી એ જોતાં રોદાને વાર લાગી નહીં.

"શીરીન બોલની તે છેલ્લી ભયંકાર ચીચ્યારી બી તેં સાંભલી કે ? ઓ હું મોત સુધીબી ભુલી શકશ કે ? તે આગલી

યાદ તેણીની છાતીમાં પાછી ઉભરી આવી. ઓ હું તેને કેવા ઉંડા પ્યારથી ચાહનારી–ને—"

"ને તેનેજ ખાતર તે પહાડ જેવા જવાનને એક કુતરાં કરતાં બદતર મોતે મરવા દીધો! એક કુમારીને તરફડતી જોતાં તું ધ્રુજતી'તી–તો તે કીમતી જીવનાં પાણીમાંના છેલ્લાં તરફડયાં સાંભળ્યા છતાં તું ત્યાં ઉભી રહી–કેવી સંગદીલ? હું જાણુંચ રોદા કે તે વખતે તારૂં બધું વહાલ અદેખાઇમાં બળી ભસ્મ થયું હતું." એટલી તો કઠોરતાથી ઠપકામાં તે છોકરી બોલતી હતી કે રોદાને બે ઘડી એક સાચ્ચી ગુનેહગારી હઇયે ચઢી આવી.

"હા–હા–હું મુંઇ! હું પાપી! હું ખુની!–પણ શીરીન તે મુવો અને મારીપર ગજબ પડી ચુકો, પછી હું અભાગણીને તે જાહેર કરવામાં શું લાભ? તેમ કરી મારા ને પપાનાં નામને ચકચારમાં લાવતાં હું અચકાઇ. પણ જાણજે કે હજુ રબી, હું તેનેજ વરે જીવુંચ."

"હા, તેથીજ તે બાચારાના હાડનેબી ઠેકાણે પાડવાની તુંને દરકાર નથી." આજે શીરીન પોતાનો ભારી ઠપકો ટુંકા બોલોમાં બતાવી આપતી હતી છતાં તે છોકરીનાં દયાળુ જીગરમાં તે બહેન માટે પુરતી માયા હતી.

"હું તેની ગોઠવણ કેમ કરૂં? કેવી રીતે કરૂં?"

"કાંય, તારા પોતાના ભોગે. તું જેને ખરાં જીગરથી ચાહવાનું કહેચ, તે તો સદાનો મુવો એટલે તારી તો બધી આશા તેની સાથેજ મરી ગયલી હોવી જોઇએ તો પછી તેવા એક નીરાસ થયલા જીવને ખાતર દુન્યાઇ ચકચાર કરતાં તે સચ્ચાઇમાં મુવેલા પ્યાર તરફ વધારી ફીદાગીરી બતાવી આપવી જોઇએ."

"એ મારી છાતી નથી ચાલતી. શીરીન હું કેહું તે લોકો મને પુછશે નહી કે આટલી આટલી ચકચાર થઇ ત્યારે મેં કાંય નહીં કહયું ? એ મેં તે કામ જાગ્રી જોઇને નથી કીધું એમ બધાં માનશે કે ?—શીરાન—શીરીન, ખુદા ખાતર દયા કર—ને મને વચન આપ કે એ વાત તાહરે કદીબી કેથે બહાર જશે નહીં. એટલું વચન આપી, હું આય દુન્યામ હવે ફોકટ જીવતી દુખીને દીલાસો દે"

"હું એ કસમ—તારા માગવા અગાઉ ખાઇ ચુકીચ હુતા માંગ કે—કોઇ ત્રીજું તે જાણતું નથી."

"તારી ભુલ છે. શીરીન, મારી આફત મારા મુવેલ વહાલામાંજ પુરી નથી થતી. એક ઘાતકી પારસીનાં હાથમાં મારો ભેદ જઇ ચુકાચ એ ખોદા શું દુન્યાની બધી આફત મારી એકલીપરજ તું નાંખવા માંગેચ ?" તે છોકરી—એકવાર પાછી હારી ખાઇ ગેઇ.

"એમ નાદાન ના બન, ચાલ, મને કેહ તે પારસી છે કોણ અને હું તેને ઓળખુંચ કે?" અથાગ માયાથી પસવારતાં તે દીલસોજ છોકરાએ પુછયું.

"શીરીન તું પપાને તહાં રહી ગેયલો પેલો બાપુ કરકરયો તેને ઓળખેચની ?"

'હા હા યાદ છે, તે શું ?"

તે મને કાલે બાગમાં મલી આબાદ જોયલા દેખાવનાં વર્ણન સાથે તરેહવાર તાણાતપલા મારવા લાગો. મુવો હલકો પીંજારડો હું જરા છેડાઇ તેમ વધારે ઠઠા કરવા લાગો ને બીહક બતાવેચ.

શું બીહક !

"કે સાઠ હજારની રકમ ચુકો તો હમેશનો ગલે ફુચો."

"સાઠ હજાર કાંઇ ખાડો ખઓચ્યો નડીયોજ નહીં કે."

ઓ શીરીન એનો શું રસ્તો કરૂં. પરમદહાડે આપજો કહી ગીયોચ એટલે બીજા ચોવીસ કલાકમાં હું કીયા ચુલા-માંથી એને સાઠ હજાર આપવાની છેઉં. ઓ નહીં તો મારા પપાપર દુખ પડશે. એ નાપાક તરફથી તેવણુ કેવા સાંભળીને ધ્રુજશે. ઓ મને કેહ હું સીધો રસ્તો લેઉં ?"

તે દયાજનક ડચકાંઓ દુખી રીતે સાંભળતી શીરીન પાંચ મીનીટ ઉંડા વીચારમાં ગરકાવ થઇ. ખરે ખરે શું લેખ છે ? એકવારની તે મગરૂર તુમાખી છોકરી આય દે એક કેવા માણુસના હાથપર લટકેલી હતી તે વીચારતાં તે ખરે મને ધ્રુજી.

"આયજ—આયજ કમબખ્ત હાથો તેને મારી હજુર જીવતા રહયાચ. ઓ એપરના હાલ લોહીના ખુની દાઘો હું જીવીસ ત્યાં સુધી કેમ જોયા કરશ ?"

"રોદા—હજુર તો જેમ તેમ તું હમણાં હમણાં ટટાર થઇચ તેમાં એમ મને જોઇને ચેરી થશે તો ફરીથી હું આવસ નહીં જો."

"અરે શીરીન આજે તુંને હું મલી તે જાણે મારૂં અરધું દુ:ખ ઓછું થયલું મને લાગેચ. આજ સુધી મારો ભેદ આય જખમી છાતીમાં છુપાવી રાખતાં મારો દમ રૂંધાઇ જતો હતો. ઓ શીરીન, જો મારો લવ જીવતો હતે તો આમાંનું અરધુંબી દુખ મારીપરનું તે દેખી કે શાંખી શકતે નહીં. તે મારીપર કેવો જીવ આપતો'તો.

"હં—ને તેં તેનો કેવો બદલો વાળ્યો ?"

"ઓ મને માફ કર, જો આય ઘડીએ મારો લવ મને

પાછો મલે તો તેના પગપર માથું મુકી મારો જાન આપવા તઇયાર છું. ઓ આંકાશ, ઓ ખુદા તેં કાંય મારા લવને મારા હાથમાંથી ઝુંટવી લીધો. તે છાતીતોડ કકલાટ કરતી છોકરીને શાંત કરવી એ શીરીનને માટે એક મુશ્કેલ કામ થઇ પડયું.

ચાલ ત્યારે તું આજે એમ "નોટી" થાયચ તો બા હું તો ચાલી જાઉંચ. નહીં તો તું કંઇ પાછું કામ વધારીને મને બદનામ કરાવશે" તે હવે જવા ઉઠી, પણ એની અસર ઘણી જલદી થઇ.

"નહીં શીરીન, મારૂં મન એટલું બધું ડોલાતું મુકી તું ના જા. પેલાને શું આપું તેનો રસ્તો બતાવ ને પછી મને છોડી જા. એને વરે સાઠ હજાર હું. કાંહથી લાઉં?"

એકવાર પાછી તે સાણી નાર વીચારમાં પડી. આ દુખમાં ડુબી જતી છોકરીને કેમ તારી કહાડવી તે તેને બીલકુલ સુજયું નહીં.

"મેં મારૂં બધું તપાસ્યું." ફરીથી રોદાએ ચલાવ્યું, તો જેમતેમ કલવલે પાંચ હજાર બીજા ઉમેરાયા ને મારી પોતાની પાસેની અધીંએ અધીં સાથે પુરા દસ હજાર થયા. હવે બીજા પચાસ હજાર હું કાહ્‌ના લાઉં? શીરીન શું એમ નથી લાગતું કે મને મરવું જોઇએ."

"જા–જા–ઘેલી કથેની! સઉથી શહેલો ને સુતરો રસ્તો મને તો એજ લાગેચ કે આટલું આટલું દુખ અને બોજો ખમવા કરતાં તારા પપાને બધી એશક બાજુ મુકી વહી ગયલી દરેક બીનાઓ કહી દે. એવણુ બુઝરગ પડયા તુંને ઘણી રીતે મદદગાર થઇ પડશે. તારૂં દુઃખ ઓછું કરવા એવણુ કરતાં બીજું સરસ કોઇ ના સમજ."

"ઓ શીરીન—શીરીન—તું મને કેવો ગજબભર્યો રસ્તો બતાવેચ ? હું બધું પપાને કહું ?—કોણુને પપાને ? આટલા દયાળુ, આટલા મારા નરમ હઇયાના પપાને મારા લોહીના હાથ દેખાડી દેઉં !"

"હા બીજા આડા અતારા રસ્તા લેતાં કદાચ નહીં ઉતું નવું ઉભું થયા કરશે. તેણે જોયુંચ કે આય માણસ સાઠ હજાર લેવા છતાંબી લોભ નહીં મુકે. મને તો એમજ લાગેચ કે ફીરોઝસાહ જેવા એક ઉમરાવ બાપની મદદ તું નથી લેતી એબી તારી એક મોટી કમનસીબી છે."

તે દુખી છોકરીએ એક નીસાસો ખેંચ્યો ?

"એક પારકા નાચ્ આદમીને હવાલે તું તારૂં આખું ભવીષ્ય લટકાવે તેનાં કરતાં એક હેતવંતા બાપની આગળ ભેદ ખોલવાનો રસ્તો ઘણોજ બહેતર છે. હજુરબી સમજ ને કાલે પેલો આવે ત્યારે પપાની કુમકપર બસ તું તારે એમજ કેહજે કે મારે સાઠ હજાર નથી આપવા તારેથી થાય તે કરી લે. બનવાજોગ છે કે તે પહેલો ફીરોઝશાહ આગલજ આવશે. ને ત્યાર પછી તેવણ પોતા વચે ઠીક પડતું સમજાવી લેશે. કેમ ધ્યાનમાં ઉતયું કે ?

"શીરીન એ શીવાય શું બીજો કોઇબી રસ્તો નથી ?"

"બીજા કોઇબી રસ્તા કરતાં આય રસ્તો તારા લાભ સાથે ખુદાને બારબી પસંદકારક થશે."

નહીં ! તે છોકરીએ મોહડું કચવાવ્યું. દેખઇતું હતુ કે ગમે તેવું છતાં તેણી તે વૃધ્ધ પીતાને પોતાના ખુની હાથો દેખાડવાની તદન સામે હતી. હવે શીરીને તે કોશેશ પડતી મુકી અને જવા ઉઠી.

"વાતમાં ને વાતમાં કલાક નીકળી ગીયો, હવે હું જતો!"

"શું આયજ હાલે તું મને છોડી જાયચ ? ઓ શીરીન, હું ઘેલી થઇ જવશ. મને ના છોડ, મારા લવની ગેરહાજરીમાં તુંજ મને એકલે સંતોષ છે."

"રોદા ધીરી પડ, દુન્યામાં તારા કરતાં ઘણા નપેતર જીવો દહાડા પુરા કરતા હશે. પણ થોભ. કાલે પેલો શખસ કેટલે વાગે આવવાનો છે ?"

"છ–સાતને આશરે."

"ઠીક છે–હુંબી કાલે આવશ તેટલાં સાહેબજી!"

"સાહેબજી !"

જેવી રીતે તે ચંચળ છોકરી નરમ પગલે તે એકવારનું પ્યારૂં મકાન ચઢી આવી હતી તેવીજ રીતે કોઇનીબી નજર વગર તે ત્યાંથી સટકી ગઇ.

આહ ! એમ કાંય ? જેવા પ્યારથી રોદા તે વહાલા લવજીને ચાહતી હતી તેથી બમણો પ્યાર આય છોકરી ધરાવતી હતી, છતાં–છતાં, તે મુવેલા વહાલા માટે જેટલી માહેતમ રોદા કરતી હતી તેમાંનો પા હીસ્સે પણ આ છોકરીને દલગીરી નહીં. એમ કાંય ?

——:o:——

## પ્રકરણ ૪૨ મું.

—:o:—

"આહ ! આજે તો તું કંઇ વાંચવામાં ગુંથાઇચ. વેલ ડીયર, તબીયત કેમ લાગેચ." તે બાદસાહી હોલના બ્લુ સોફા પર એક ચોપડી વાંચતી પડેલી તે ફીકકી ખુબસુરતીને પોતાની હેટ ઉતારી નમન કરતો આપણો જવાન બેરીસ્ટર દાખલ થયો.

રોદાએ કશી પણ ઉલટ કે જરાબી જવાબ વગર તે ખુશ હસતા ચેહરા ગમ થોડુંક જોયું અને પછી પાછી વાંચવા મંડી.

"ઓહો–કેમ કંઇ ઘણું ઇનટરેસ્ટીંગ છે શું ?" તેણે મોહડું નુછી તેણીની પાસેજ એક ખુરસીપર ગોઠવાતાં પુછ્યું. "બોલની રોદા, આજે મને એકબી જવાબ નહીં. શું છે !–કંઇ મારેથી નાખુશ છે. તે હોય તો હું પાછો જાઉં."

"નહીં–તેટલી બધી કંઇ જરૂર નથી." આ હાલને કાજ મન વેરાવતા જવાનને પાછો વાલવાની તેણીની મરજી હતીજ નહીં. તે ચુપકીદી ફકત પેલા ડોળા ધુરકતા સાઠ હજારનીજ માત્ર હતી.

"મકું જે તમે આજે કંઇ સકકારા આયા. હજુ તો હમણાજ નવ થયા."

"કેટલા વાગા સાથે મને કામ શું ?–બસ જરાક" ફરસુદ મલી કે તેનો લાભ લેવો એ હાલને કાજ મારૂ મુખ્ય બીઝનેસ થઇ પડયુંચ.–હા, હા, હા કેમ રોદા બોલતી નહીં?" ચાલ એ ચોપડીનું ઠીકું મુકી દે ને બે વાત કર. દેખઇતી રીતે તે જવાન આજે કંઇક ઉલટમાંજ આવેલો હતો–પણ–પણ–

તે છોકરીએ એક લાંબો નીસાસો નાંખ્યો. અરે કીરતાર બે વાત તે કોણુ સાથે કરે ? લવજી સાથની બે વાતો કેવી તેના દીલને ટાઢક આપતી હતી, ને આજે !—

નહી–તે છોકરીએ હજુબી વાંચ્યાજ કીધું.

"મને લાગેચ રોદા કે આજે વળી પાછી તારી તબીયતમાં કંઇ બગા—"

"નહી–નહી. હું તદનજ વેલ છેઉં. પણ હમણા કંઇબી બે વાત કરવાના હું મુંડમાં નથી.

"રોદા મારી સાથે તેં કીયે દહાડે ખુશીથી વાત કીધીચ કે આજે હું તેની આશા રાખું ?" તે હવે દલગીર ચહેરે સહેજ વાંકો વળી ચાલવા મંડયો. હું તારા આય આજના જવાબથી જરાકબી દલગીર નથી.

તે મુગો રહયો. પણ તે ફીકકી આંખોએ ચોપડીમાંથી સહેજબી બહાર જોવાનું દેખાયું નહીં એટલે આજના તે ઉલટમાં આવેલા જવાને પાછું ચલાવ્યું.

"રોદા તું જાણેચની કે આજે વરસો થયાં હું મારા વખતનો મોટો ભાગ આય તારા સબકતાં નામ સાથે જોડાયલા રોદા વીલામાં ગુજારૂંચ. તું સમજેચ, હું નહીં ધારતો કે તેનું કારણ તું નહીં સમજતી હોઇ. સબુર, એમ અજબ થા ના. મારૂં સાંભળી લે. મેં મારી આખી જીંદગી તાગમાં બોરી દીધીચ. અને પળે પળ તેમાં હું વધતો ડુબતો જાઉંચ. આખી જીંદગી હવે એકજ આશાપર લટકેલી છે. ખુદા ખાતર બરાબર સમજી લે. સમજ હું કંઇ તુંને રોજ એ મારો જખમ કહીને કંટાળો આપતો નથી. પણ આજે—આજે—મને મારૂં દીલ જાહેર કરવાની ફરજ પડીચ. કારણ ચોકકસ કામસર મને આવતે મહીને ઇંગલંડ જવું પડેચ. ત્યારે આય હાલતે તુંને છોડી જતાં મારી છાતી ફાટી જાયચ. હું હજુરબી નહીજ જતે પણ નાચાર, આય વખત મને જવા સીવાય છુટકો નથી."

તે છોકરીથી અંચીતું તે ચહેરાપર જોવાઇ ગીયું.

અરેરે—આવી આફતમાં બે ઘડી મન બેહલાવતો તે જવાનબી તેણીને નીરાધાર નાખી તજી જાયચ ?

"હારાં, શું તમુને જવુંજ જોઇશે !"

"તે વગર છુટકો નથી, ડીયર."

"જો નહીં જાવો તો નહીંજ ચાલે." ફરીથી તેણીએ કાકલુદી કરતી આંખે પુછ્યું.

"રોદા,, આજે તારા ચહેરામાં હું મારે વરે મોટી આશાઓ વાંચુચ. શું બોલની? તું મને છોડવા નથી માંગતી? રોદા તુંને છોડવા હુંબી રાજી નથી. પણ જો આય વખતે હું નથી જતો તો મને લગભગ પોણા લાખનુ નુકસાન થાવચ

તે છોકરી ચોંકી. પઇસાની યાદે તેણીને વળી પાછી જગાડી ઓ, પોણા લાખથી સાઠ હજાર કેટલા કમની? ફક્ત પંદર હજાર!

"તે છતાં રોદા તું જો મને આશા આપે તો તે પોણો લાખ તારીપરથી નીસાર છે. મને તેની કનવાર નથી. બધું ધુલ કરવા હું આય પલે તઇયાર છેઉં. મારી પાસે કંઇ નહીં તો તુને સાચ્ચામાં સાચ્ચા કદી નહીં તુટે તેવો પ્યાર હું તુને આપી શકશ!"

અરેરે! તે ઠીક થવા આવેલો ચહેરો ફીકક મારી ગયો. હાયરે! એજ શબ્દ બોલનારો તે વહાલો લવજી કેવા ભયંકર ગારમાં પડેલો હતો.

"વહાલી, મારા શબ્દો શું તુને એટલા બધા કમકમાવેચ! માફ કરજે પણ આખી જીંદગી બાલી ન્હીધી ને હવે છેક જતી વખતેબી જો હું તુને મારૂં દીલ જાહેર નહીં કરૂં તો પછી ખરો હેમક કહેવાઉં. તારા પપા પાસે બીસ્યાર દોલત છે એ કબુલ કીધું પણ તેમાં મારી તરફની પચીસ લાખ હું આજે તારા નામપર કરી આપવા તઇયાર છેઉં."

અરે! રોદાએ ઝડપથી આંખો ઢાંકી દીધી! તેના મગજમાં કંઇ અજબ ઘુમરી ઘુમવા લાગી. તેનું ભેજું ફરવા

માંડયું. મગજમાં ધસી આવેલો વીચાર કહાડી નાખવા તેણે હોઠ પીસી આંખો મીંચી દીધી.

ઓ—છોકરી સંભાળ!

આજ સુધી પઇમો પ્રીતપર ફાગ્યોચ પણ તારી નીર્દોષ શાચ્ચી પ્રીતને એ નીચ ચીજથી છેકની ના! સંભાળ, મુવેલા ભી દેખતા છે એ કેહતી જો ખરી હોય તો સંભાળ ને તારો તે ધસી આવેલો વીચાર બાલી મુક.

પેલા સાઠ હજાર! એ તે ભયાનક નેહસ્ત આંકડો! બરોબર તેની સાથેજ દારાનાં ઓફર થયલા પેલા પચીસ લાખ તે છોકરીનાં ખ્યાલી વીચારમાં વંચાતા હતા.

પચીસ લાખ? એ પચીસ લાખ! કેવી ગંજાવર રકમ! એ કેવી લાલચ? છેવ સટોસટ પળે, આઇન વખતે, કટોકટ ઘડીએ, કેવી લલચાવનારી માગણી? અરે! એક નીચ આદમીને પોતાપર ફાવી નહીં જવા તેણી કેવી તજવીજો કરતી હતી? અરે તે આદમીને ફરીથી જીંદગીમાં નહીં જોવા તે કેવી ઇચ્છતી હતી? અરે સાહઠ હજારની ગંજાવર રકમ કયાંથી મેળવવી તે માટે તેણી કેવી તલપતી હતી? તેજ ઘડીએ આય માગણી!

અરેરે! વચમાં પસાર થયલી પંદર મીનીટમાં તે જવાન શું બી પ્યારનું પીંજણ કરી જતો હતો તે તેણીની બલાનેબી ખબર નહીં હતું. તેણીના ફીકકી, ફ્ચક આંખો તે જવાનના ચેહેરાપર લખાયલા પચીસ લાખ! ના શબ્દપર ચીટકી ગઇ હતી.

"કેમ–તું મને શું જોયા કરેચ? રોદા ડીયર, તું મને જોબી કંઇ પુછવા માંગતી હોય તે પુછ. તેણે અનહદ માયાથી તે નરમ બાલ પસવારતાં કહયું.

"શું તમે મને પચીસ–પચીસ લાખ આપી શકશો?" ગુચવઇ જતાં મગજે અચકી અચકી તેણી એટલુંજ પુછી શકી.

"ડીયર એ પચીસ લાખ ફકત મારી ખુશાલીની ભેટ અને ત્યાર પછી જે કંઇ મારૂં છે તે બધું તારૂં!" તે આશાથી અને હરખથી ઘેલા થતા જવાને ઉલટથી કહ્યું.

એકવાર પાછું તેણીએ પોતાનું માથું નમાવી દીધું.

શું કરવું? ઓ કેવી તે કટોકટ ઘડી! એક "હા" અને સદાની નચીંતાઇ! તે કંગાળ પુરૂષથી હંમેશનો છુટકારો ઘાતકી મુંબઇને છેલ્લી સલામ. ઇંગ્લંડના ખુબસુરત દેખાવોથી, ઓતે છેલ્લી ભયંકાર ચીસનેબી કેરી છેલ્લી સલામ! ને–ને

"એક "ના" નો હુકારો અને?

ઓ! સદાનું તે નીચ આદમીના ઘુજ્જરામાં દટાઇ રહેવાનું સાઠ હજારની ગેરહાજરીમાં વહાલા પીતાને ગજબમાં નાખવા મગરૂર રોદાનું નામ દુન્યાની નામોસીમાં લાવવું ને છેવટ? ઓ તે છોકરી આખે અંગે ધ્રુજી!

છેવટ? જાણી જોઇને ખુન કરવા માટે ફાંસી!

"રોદા! રોદા! એ શું નાદાની?" તે ડચકાં લેતી છોકરીનાં ખભાંપર દારાંએ પ્રીતથી હાથ મુકયો. તુંને એટલી બધી દુખી જોવા કરતાં હું મારી માંગણી પાછી ખેંચી લેવા તઇયાર છેઉં!

તે છોકરીએ ડોળા ઉંચકયા.

"તેમાં તું રાજી નથી. તો મને "હા" કહે!"

"તમે હું માગું તેટલા પઇસા આપશો?"

"જરૂરજ!"

"કારણ પુછ્યા વગર આપશો?"

"વ્હાલી, તારા પ્યારનાં બદલામાં હું આખો વેચાઉં તોબી બસ નહીં થાય તો તું એવા કઢંગા સવાલ કાંય કરેચ? જયારેબી ને જેબી માંગશે તે તે તરત હાજર થશે. મને જવાબ દે. ઓ રોદા, હમેશ માફક તું મારા બોલોપર ગુસ્સે નથી. તું મુગી છે–એનો જવાબ હું 'હા' માં લેઉં ?"

અરે!–પચ્ચીસ લાખના એકજ ખ્યાલ સીવાય દરેક ચીજ તે છોકરીને મનથી મુવેલી હતી.

"બોલ, રોદા બોલ, તું મારી થશે ?"

"હા"–તદન ફીકકા ઉડી જતા હાથોમાંથી અંચીતો તે તે ધ્રુજતો શબ્દ નીકલી પડયો !

બસ, કીસમતનો પાસો ફેંકઇ ચુકો હતો !

ભવીશના ગજબનાક ગારમાં એક ઉતાવળ્યું પગલું પડી ચુકું હતું. યાહોમ ઝીપલાવેલી લગામ હવે કાબુમાં લેવી મીથ્યા હતી. તે ભયાનક બોલ સાથેજ તેણીથી એક ડચકું ખવાઇ ગીયું. પણ તે જોવાને દારાંની ખુશાલી પરવારતી નહીં હતી,

"ઓહ ! થેંક ગોડ કે આખરે હું આ ખુશ જવાબ મેળવવા પામ્યો." તે એક છલાંગ મારી પુકારી ઉઠયો. રોદા મને એક કીસથી તારા બોલપર સીલ મારવા દે !" તે આગળ ધસ્યો–પણ નહીં !

તદન ઠંડી રીતે તેણીએ તે ચહેરો ખસાડી નાખ્યો.

"હાલ તરત એ માંડી વાળો."

"જેવી તારી મરજી, ડારલીંગ!" આજે તેં જે ખુશાલી મને આપીચ તેમાં હું આટલીબી દલગીરી ભેળવા માંગતો નથી. ઓ કેવી ખુશાલી !

તે છોકરી તે અધીરા જવાન તરફ એક નજર પણ નહીં

કરનાં વેઓ દમ હાથની ચોપડીને ખાલી નજરે ટીકટી ગમગો-સાર બેસી રહી.

તેણીએ ધડકની છાનીએ એક 'હા' નું ટોકું ધુણાવ્યું. "મને કેહ ડીયર કે એવી કોઇ'ની જીવતી ચીજ છે કે જેને તું ચાહતી હોય." લાંબા વખતનો ઘોળાતો વીચાર આજે તેણે ધીરેથી બહાર પાડયો,

પણ–ઓ–કેવો સફેદ પુણી જેવો ચહેરો ! ઓ જીવપર જોરાવરી ખેંચી આય રસ્તે કામ લીધું તો તેજ ઘડીએ આય કેવો ઘાતકી સવાલ ? તેણીએ નીકલી પડતા ડોલાએ તે જવા-નને ટીકયો. ઓ ! રખે એ કંઇ જાણતો હોય. જો તેમ નહી તો પછી જીવતી ચીજ પુછવાનું શું કારણ ?

"ખુદા ખાતર રોહી તું મને એમ ના જોયા કર ! તારો એવો દેખાવ મને તારી પેલી ભયંકાર સીકનેસની યાદ આપેચ." તેણે તેણીની નાજુક ગરદન આસપાસ પોતાના હાથો વીંટાલ્યા, આહ ! મોતી જેવા સુંદર આંસુઓ ખરી પડતાં હતાં. અરેરે જેને તે બાલેપણથી પોતાનો પ્યાર સદકે ચુકી હતી તે–તે–હવે જીવતી ચીજમાં કદીબી ખપી શકે કે ! અરે તે તો મુવો–કોણથી ?

હાય–તેણીએ કંઇક વીચીત્ર ઢપે પોતાના બેઉ હાથો તપાસ્યા.

"તું એમ કાંય કરેચ ! હું ધારૂંચ તુંને આશાયસની જરૂર છે. ચાલ તુંને હું બાછાનં પહોંચાડું ને આપણી ખુશ વધાઇ હું તારા પપા આગળ કહેવા જાઉં ! તું શું ધારેચ ડીયર એવણ ખુશી થશેના ?"

"જરૂર"–તે હવે લુલા–ઢીલા–પગે ઉઠી ઉભી થઇ.

"પણ ડીયર મને તેં પેલો જવાબ તો દીધોજ નહીં?" તે જવાને પાછી એકવાર યાદ આપી.

દારાં–ખરૂં બોલું તો હું કોઈબી જીવતી ચીજને ચાહતી નથી. તમે મને કેટલી ચાહોચ તે હું આજે વરસો થયાં જોતી આવીચ. કંઈ નહીં, જોકે હાલતુરત તો મારી પાસે તમારે લાયકનો પુરતો ચાહ નથી. છતાં હું તમારા ઉમદા દીલગુરદાનો બદલો વાળવાની પુરી કોશેશ કરશ, દારાં તમે જે મોટામાં મોટો આભાર મારીપર કીધોચ તેના બદલામાં હું એક નમુનેદાર ધણીઆણી બનશ."

અરેરે–અભાગણી–ગાફેલ છોકરી, તે આય શું અમાડો બાલી એકરાર કરી દેતી હતી. પેહેલે તો છાતીતોડ જોરાવરી કરી ભત્રીશને ફેરવવાની કોશેશ કરતી ને તેમાં તેણી તે જવાન આગળ ભુલમાં બધું ખુલ્લું કરી દેતી હતી.

"એ તું શું બોલેચ? ડીયર મેં તારીપર શું આભાર કીધો !"

આહ ! એક સખત આંચકો તેણીએ ખાધો તે પોતે કેવી એબાકલી બની ગઈ હતી. તે હવેજ તેણીને ભાન આવ્યું.

"મારી મતલબ એજ દારાં કે તમારા જેવો એક સાચ્ચી પ્રીતનો ધણી તમે મને અપાવ્યો."

બસ ! હયાં તેણીથી વધારે ઢોંગ થઈ શકયા નહીં. તેણીની ભરાઈ આવેલી છાતીમાં એક ઝટકો ભરાઈ આવ્યો. આંખોમાંથી ગરમ આંસુઓ નીકળી પડયાં.

"વહાલી બસ કર, તું તદન થાકી ગઈચ. ખુદા કરે ને આપણા સુખનો દહાડો જલદી આવે ને આય તારી અજબ

ઢપછપો હું મારી સાચ્ચી પ્રીતથી નાબુદ કરી શકું એજ મારી હવે મુરાદ છે." તેણીને ટેકો આપતો તે ધીરે ધીરે બહાર પડયો.

"ડીયર તું આરામ કર!" તેણીના નાનકડા ઓરડા આગળ આવી લાગતાં તેણે માયાથી કહયું. "હમણાં હું પપા આગળ મારી ખુશ વધાઇ કેહુંચ ને ઘણું ખરૂં પંદર દહાડામાં લગન નકી કરી દઇ આપણે સાથે ઇંગલાંડ ઉપડી જઇશું. ડીયર તે તુને ગમશેની?"

એક ધીમું 'હા' નું ડોકું તેણીએ આપતાંજ તે જવાન ત્યાંથી પીઠ ફેરવી ચાલી ગયો.

હા, તે જવાનને જતો જોતાં તેણીના ગલામાંથી એક ઉપકારનું ડચકું નીકળી પડયું. "અરે ખુદા! આય તે કેવો મારા દીલનો આરામ આપનાર તેં મોકલ્યો!" તે બબડી. મારી આવી હાલતમાં મારા મીઠા લવનો ગમ વીસરાવવા આય રાત-દીવસના ધસક ધ્રુજારામાંથી બચાવવા રાત-દહાડાના જમાતુ ખ્યાલી બીહકના વીચારોથી દુર થવા આય કેવો સરસ રસ્તો? એ એ બધાનો આભાર મને એની પાસે કેમ માનવો જોઇએ." હવે તેણી ધીરેથી અંદર વળી.

હા! તે ભયંકર દીવસ પછીના સુખી કલાકો તેણીએ આજ રાતની શાંત નીંદમાં ગુજારયા.

———:o:———

## પ્રકરણ ૪૩ મું.

—:o:—

આખરે સવારના જયારે રોદાએ પોતાનું મખમલી બીછાનું છોડયું ત્યારે સઉથી પહેલો ઝટકો તેણીને દીલમાં

લાગો. રાએના પ્રમાણે તેણીનું પહેલું કામ પેલા કુવામાં ડોકયું કરી આવવાનું હતું. હા ! આજનો દહાડો‌ભી શાંતીમાં પસાર થશે એમ તેણીની ખાત્રી થઇ, કારણ મુવેલું આદમી પાણીની સપાટીપર તરી આવે એ ખોલોપર તે હવે હસવા લાગી. પણ અરે–તે ચોંકી !

ગઇ કાલનું ભરાયલું પગલું લવજીની યાદ સાથેજ તેની છાતીમા ધાઇ આયું. ઓ ! ગુનાહમયું નાલાયક પગલું ભરાઇ ગીયું હોય તેમ તેણી શરમથી નીચી વળી ગેઇ !

અરે, તે સાઠ હજારની પાછી યાદ થતાંજ તેણીનો ગમ-ખ્વાર ચેહેરો ખીલી રહયો ! હા, પાછું તેણીને લાગું કે ફકત એક હલકાના હાથમાંથી છુટવાજ તે આય પગલું લેયચ ને તે લેવુંજ જોઇએ !

અરે નાદાન છોકરી ! કોઇ નહીં જોઇ શકતું ભવીશ તે બધું પારખી લેવાની શાની શેખી કરેચ!

"હા પરણ્યા પછી સાઠ હજારની રકમ એકકે તડાકે એને આપી દેવશ કે હું હમેશની છુટી પછી વરી ઇંગ્લંડની ખુશનુમાં મુસાફ્રરી કે આય ભયાનક કુવાને અને પેલી ગજબ ભરી ચીચ્યારીની યાદને સદાની રાજ–રામ ! બસ આખી મુંબઇને હમેસના સલામ ! હા હવે મને શાંતી મળશે. લવજી, મારો લવ તું તો સદાનો. ગીયો. એટલે મારો પ્યારથી સદાનો ગીયો. આય જવાનને હું ઠગુંચ એમ મને લાગેચ પણ ઓ નાચાર !"

અબર, છોકરી સબર, તું કહેતી હોય કે તું તે જવાનને ઠગેચ તો કોણ જાણે. પણ–અત્યાર આગમજની તું પોતે ઠગાઇ ચુકીય તે તુંને કોણ સમજાવે ?

"પણ અરે મારો લવજી જો જીવતો હોય ને આય લગન જાણે તો ? ઓ મારે માટે એ શું ધારે ? ગમખ્વાર શરમીંદગી તેણીના ચેહેરાપર પ્રગટી રહી.

"પણ નહીં !–ઓ તેવો દહાડો હવે આય જનમમાં મને મળનાર નથી. ઓ મારા સ્વીટ લવ તારી યાદ હું કેવી રીતે કરૂં ? ઓ આય જનમમાં પરણવા કરતાં હુ તારી સાથે તેજ ભયંકર ગારમાં આવવા તઇયાર છું પણ ઓ–નસીબ !"

તેણી ઉંડા વીચારમાં બે પલ ગરકાવ ગઇ.

હા વાંચનાર, તું ગમે તે ધાર પણ રોદા તો એકજ અનુમાનપર આવી કે જે પગલું તેણી ભરી ચુકીય તે બરાબર છે. એક મુવેલા વહાલાની યાદ તે હવેના ભવીસમાં પણ પુરતી રીતે સાચવી શકે એ તેણીનો પુરો સમ્વારો હતો.

ઓ, તે ભલો પ્રીતવંતો વફાદાર જવાનનો પોતાના ગરીબ પણ સાચ્ચા પ્યારને ખાતર આશાવંતો મીઠો જાન કુરબાન કીધો, જયારે રોદા હે કંગાલ અધીરી બેવફા છોકરી તારા મનની શાંતીને ખાતર પછશો હાથ કરવા પરણી જવા તું તઇયાર થઇય !

પણ થોભ ! !

તારે વરે હજુ ઘણું છે ! !!

—:o:—

## પ્રકરણ ૪૪ મું.

—:o:—

"દારાં, ખરૂં કહેય કે તું જે બોલેય તે જાણે મારા તો માન્યામાં નહી આવતું. શું એ વાત ખરી છે ?" શેઠ શીરોઝ તે મખમલી આરામ ખુરસીપર તકા બેસી પુષ્કળ

અજાયબીથી પુછવા મંડયા "પણ એ. પાસો એમ ઉલટાઇ કેમ ગીયો ?"

"બાવાજી" દારાંએ આજથી 'બાવાજી'નાં માનથી તે ઉમરાવ ગ્રહસ્થને બોલાવી કહયું "તમારી રોદાએ મને એક મુવેલા આદમીને સજીવન કરવાનું મોટું પુનનું કામ કીધુંચ."

"દારાં દીકરા ! હું પોતે તારો બેહદ આભારી છેઉં. કે તારી કોશેશો ચાલુ ને ચાલુજ રાખી. આખરે એ છોકરી સાથે મનેબી જીવતદાન આપ્યુંચ. એ સીક પડી ઉઠયા પછી જયારેબી હું એને જોતો ત્યારે મને એવુંજ લાગતું કે એક વખતનું એનું મનગમતું હસવું હું હવે સાંભળશ કે જોવશ નહીં, પણ નહીં. આજે મને એ મારી દીકરીનું ઘણું સારૂં ભવીશ દેખાયછ, ખુદા તુંને લાંબા આયુશ આપે ને મારી દીકરી એ મારી એકપુરી ફાકીને તું. પુરતી સુખી કરે," તે થનારા જમાઇને હરખના ઉભરાથી ઉભાઇ જતે દીલે તેવણે ઉઠીને એક કોટી કીધી.

બાવાજી તમારી આશાએ કરતાંબી હું જયાદા–

"અલ્લો ગુડી."

આય અસાધારણ દેખાવ તે બેઉ વચ્ચેની કોટીની ક્રીયા જોતાં ગોદરેઝથી કુદરતી પુછી દેવાયું."

"ગુડી હું આજે અદરાયો ને તેથી."

"પણ કોણ સાથે ?"

મારાં મનની એક માનીતી પુતલી સાથે.

"પણ હવે ખુલ્લું ભસી દેની કે કાકાજી સાથે હુંબી આશીશના ટોપલા રેડી દેઉં. બોલ તે કોણ ?" પુષ્કળ આતુરતાથી તેણે કાન ઉભા કીધા.

"દીકરા ગુડી," હવે તે બે જવાનો વચ્ચે હસીને શેઠ.

ફીરોઝ બોલી ઉઠયા. "દારાં જો એોશકાતો હોય તો હુ કહુંચ કે એની ભવીષયની ભાગ્યણુ તે કોઇજ નહીં, પણ–પણ આપણી રોદા."

"રોદા!" જોરથી તે જવાનની પીઠપર હરખની છાપટ મારતાં ગોદરેઝે પુકારી ઉઠયો. "શું કહોચ! દારાં તેમ હોય તો હું તુંને પુરેપુરો ભાગ્યશાળી ગણુંચ."

ત્રણુ જણનો ખુશાલીનો પહેલો ઝટકો સમી ચુકો હતો.

"દારાં ડીયર ફ્રેંડ હું કંઇ બચ્ચું નહીં હતો કે તારા ચાળા નહીં પારખું." કંઇક મમતાથી ગોદરેઝ તે જવાનને મુબારકબાદી આપતાં ચલાવ્યું. "મેં જોયલું કે રોદા વીલાના બીજા મેમબરો કરતાં તું એ બુલબુલપર વધારે મરી ફીટતો હતો. બધા જીવો પોતાની જીંદગીમાં એકવાર સાચ્ચી મહોબતનું અમરૃત જોયછ–પણ–પણ–તે હાથમાં લઇને હોઠે પીવું એ કંઇ બધાંનાજ નસીબમાં હોતું નથી." તે જવાને અહીં એક લાંબો દમ ખેંચ્યો.

"ખુદ મારા બાબમાંબી તે જોયલું અમરૃત–હાથમાં હોવા છતાં હોઠવેર ગયા છતાં ઢોળાઇને ગેબ થઇ ગીયુંચ. પણ તું તારી ચાલુ જીવતોડ કોશેશથી તે પીવા પામ્યોચ એ સાંભળી હું તારો સાચ્ચો ફ્રેન્ડ ઘણોજ ખુશી છેઉ. વહાલા ડાલી, તુંને ને મારી રોદાને મારા ખરા દીલના ભલા આશીશો–ઓહો રોદા આવ, આવ અંદર આવ અમારી અધુરી ખુશાલી તુને મળવાથી પુરી થશે."

ખરેખર! ત્રણે જણાંની નજર તે બારણાં આગળ આવી અટકેલા તે સફેદ નાજુક ગમ ખ્વાર આકાર તરફ દોડી ગેઇ.

"નહીં હું મકુંજે દારાં ગીયા હોશે ને પપા એકલા

હોય તો વાત કરી મન વેરૂ. કઇ નહીં, હું પછી આવસ."
તે પાછી ફરી.

"નહીં–નહીં?" ગોદરેઝ દોડી જઇ તેણીને માનથી અને વહાલથી અટકાવી. "ચાલ આવ દારાં સાથે તુંનેબી અમારી દુવા લઇ લેવી જોઇએ."

"મારા દીકરા આજની વધામણીની મેં સ્વપ્નેબી વકી નહીં રાખેલી." શેઠ ફીરોઝ તે લાડકી ખુબસુરતીને પેટમાં ચાંપતાં બોલ્યા, "પણ તે મારા બુઢાપામાં નજર નાંખી જે સુખ મને બખશ્યું તેના બદલામાં મારી દુઆ છે કે તું મારી દીકરી તારી ઉંચામાં ઉંચી જે મુરાદ હોય તે જીવીને પામે.

અરેરે તે છોકરીએ મોહોડે રૂમાલ દાબ્યો. આવી ખુશાલીમાં લીન થયલાઓ આગલ તે નીસાસો નાખતાં અચકી. તે માયાળુ બાપને શું ખબર કે કેવે ચોઘડયે તેને ભલી દુઆઓ દેતો હતો? શું રોદાની ઉંચામાં ઉંચી મુરાદ સફળ થશે? તેણીની મુરાદમાં મુરાદ તો એકજ છે કે લવજી! બસ લવજીમાંજ તેણીની દુન્યા છે!! તો શું—

નહીં! તે છોકરીએ કદી નહીં આશા રાખેલી તે દુવા બેદરકારીથી સાંભળી. ત્રણે જણાનાં જીગર ખુશાલીથી ધડકતાં હતાં. પણ–પણ–રોદા તે તો એક ખરી ગુનેહગાર માફક તદન ચુપ લગાર ધ્રુજતી ઉભીજ રહી.

"ચાલો હવે બાવાજી હું રજા લેઉંચ ને મેં તમુને કહ્યું તેમ મહેરબાની કરી એવી રીતે લગન કરી આપો કે ઇંગ્લંડની મુસાફરીમાં મને મારા બુલબુલને સાથે લઇ જવાની તક મળે. ગુડનાઇટ, ગોદરેઝ રોદા, સાહેબજી હું રજા લેઉંચ."

આહ! તે જતા જવાનને ટીકતી તે છોકરીએ હવેજ એકજ છુટકારાનો દમ ખેંચ્યો.

અરે ભેદી બે બીસ્લમતું જીગર! તારો ભરમ કયાં છે?

ગમે એવું મન મનાવતી તે છોકરીનું તે નાનકડું દીલ અંદરથી કરડતું હતું—ચાલુ ઠોકાથી તે એજ પડધા પાડતું કે—

'હે છોકરી! આવા એક આશાવંત જવાનને ઠગવા કરતાં તારી જંજાળોમાં તું જીવશે તેમાં તારી શોભા અને સલામતી છે!!'



# પ્રકરણ ૪૫ મું.

—:o:—

અરેરે તે મારબલની સલંગ સીડીઓ ઉતરી કેવી રીતે ી જવાન છોકરી એકવાર પાછી તે અણગમતા માગનાર ામે આવી ઉભી તેનુંબી તેણીને ભાન હતું નહીં. કયારનો શખસ કંઇ એક જાતનાં ફતેહ સાથના હસવાથી તેણીને ીકતો હતો, તેબી તેણી જાણતી હતી નહીં.

"કેમ રોદાબાનું મારૂં માગતું બધું લાયાં કે?" આખરે ણે સુફયાણી શરૂઆત કીધી. તમારાં કોઠાંપરથી તો મને કંઇ ધુરૂં લાગેચ, પણ યાદ રાખજો હં—કે જયાંસુધી મને આખું ળશે નહીં તાંહ સુધી તમે સલામત નહી. સમજયા કે હેહેહેહે.

"બાપુ તારે વરે મેં કેવો ભોગ આપ્યોચ તે જો તું ણે તો જરૂર તુંમારીપર દયા કરે. તું જાણેચની કે લવજીને કેવા મોટા ઉંડા પ્યારથી ચાહતીતી?"

તે દયાજનક શબ્દોપર તે શખસ એક જાતનું ચીડ બળે તેવું હસવું હસી પડયો.

"અરે તે મારી છાતીમાં એક ઝેરી છરી માફક ખુંટી બેઠોચ. છતાં—છતાં—ઓ હીચકારા ઘાતકી—તારેજ—ફકત તારેજ વાસ્તે મેં તે તદન નહીં જેવી કીંમતે વેચ્યોચ."

"ઓહોહોહો, ત્યારે તો તેને વરે હું તમુને દીલોજાનથી મુબારકબાદી આપુંચ."

"બસ—બસ કર!" તે નફ્ટ શખસ ગમ વીક્રાળ બની તે છોકરી પુકારી પડી. "દયાહીન મુબારકબાદી કરતાં મારા મુવેલા વહાલાને વરે વીલાપ કર તો તેથી મને સુખ મળશે."

તે વીચીત્ર છોકરીથી તે શખસ બે પળ ચુપ થયો.

"શમજ, હું પેલા દારાં બેરીસ્ટરને પ્રોમીસ થઇ ચુકીચ. ઘણુંખરૂં આવતાં અઠવાડયાંમાં અમારાં લગન થશે.

"આટલાં જલદી—વાહ એકને પહોંચાડી બીજાને ઠીક હાથ કીધો!"

"નીચ, હીચકારા તુંને જાસ્તી વાતની અગત નથી," છાતીપર પથર મુકી હું તારા કપાલમાં ડામ દેઉં ને તું સામું મનેજ બોલે! બસ સમજ, વચ્ચે બોલવાનું બંધ કર. તું જોશે કે હવે મને સાઠ હજાર પેદા કરવાના કંઇ જરાક જેટલાબી મુશ્કેલ નથી તું એટલું એક અઠવાડ.—"

"શું ઉઉઉ—તમે હમણા મને કંઇજ આપતા નથી?"

"મારી પાસનું બધું મલી લે આય દસ હજાર." તુચ્છકારથી તેણીએ એક બલુ સાટીનની લંબાસ કોથલી તે જવાનનાં દીલપર ફેંકી પણ બોજના આજે તો કેહો તેબી દહી ખાઇને આવેલો.

"નહીં નહીં એમ હું ચાલવા નથી દેવાનો. મને તો આજના આજ આખા જોઇએ. રોદાબાઇ હું કંઇ ઝોરીમાં હીચ નથી હજુર ખાતો કે તમે એમ મને હીલાં બહાનાંથી અંજાવશો. જે બીચારાની આગલ તમે એમ કહેતાં'તાં કે તમારે વરે મારો આખો જીવબી આપી દેઉં તેનો તમેજ આખોમાખો જીવ લીધો ને વરી નફામાં નવા સાહેબબી લઇ બેઠાં. હવે તમેજ મને કેહો કે એ બધું જાણ્યા પછી હું કેવી રીતે તમારીપર વીશ્વાસ રાખી શકું?"

હાય, હાય, તેનેજ ખાતર તે છોકરી જે પગલું દમ ફૂંકી ભરે તેજ આય રીતના સખુન બોલે—એ રોદા જેવી છોકરી માટે સાંખવું ઘણું મુશ્કેલ થઇ પડયું.

તે લાલ ભુંડ બની ગેઇ. વાઘ માફક તે ઉછળી. "નીચ કુતરા તું એકવારનો અમારે ઘેરનો નોકરડો તે આજે આવી લાંબી ટુંકી મારીજ સામે કરે? તેબી આવી સખત જાતની ભાશા સાથે—બસ તુંને તારાં કામ સાથે વાત—વધારે લાંબી ટુંકી હું સાંભળવા માંગતી નથી."

"નહીંરિ મકુંજે દારબશાહ શેઠ સાથે મારે લીધે તમે પણુતાં હોવ તેમ દેખાડોચ, પણ ખરો જવાબ તો હવેજ હું સમજ્યો કે કેથી લાઇન કલીયર કરવા થકીજ તમે તે બીચારાનું હાડકું જર કીધું.'

"ચુપ, બેઅદબ, તારી ઝેરી જબાં એકદમ બંધ કર. હીચકારા તે શખસને હું કેવા બુલંદ ચાહથી ચાહતીતી, તે સમજાવવાને હું કંઇ તુંને બંધાયલી નથી. હું મારા પ્રમાણીકપણા માટે અત્યંત મગરૂર છેઉં, સમજ્યો—બસ આજે, તુંને આય ૧૦૦૦૦ કબુલ રાખવા પડશે. તેણીએ હજુબી બોયપર

પડેલી સુંદર પર્સ ગમ આંગલી કરી એક ખરી રાણી જેવા તોરથી વધારે એક ખોટી અર્ધી બી હું તુને આજે કંઇબી કરતાં આપી શકનાર નથી.

"શું ઉ ઉ ઉ ઉ! ધમ્મ દઇને દસ હજાર!! જાવ જાવ બાઇસાહેબ એ એવો સુકો દમ પેલી તમારી બીલાડી મીસીસ હંટની સાથે ચલાવો. તે ચાલતા સાથે ચલાવાશે. બાકી અહીં તો પુરૂં દામ ને પાકયું કામ! હેં હેં હેં હેં કેમ! શું ઠસ થઇ ગીયાં?"

"બાપુ શું તુને તારી એકવારની માયાળું શેઠાણીપર કંઇજ દયા નથી આવતી? તારા દીલમાં દયા છે કે પથર! જો તુને મારા સખુનપર વીશ્વાસ નહીં આવે તો હું મારા મરહુમ માતાજીનાં કસમ ખાઉ? હું તુને જરૂર લગન પછાને બીજે દહાડે બાકીના પચાસ હજાર ચુકતે કરશ તેટલાં–તેણીએ એક ટચકા સાથે તે ભોંયે પડેલી પર્સ વાંકી વલી ઉંચકી તે શખસ સામે ધરી "આય એટલી રકમ મારે ખાતર કબુલ રાખ!"

"બાઇ સાહેબ" આય તોરવંતી શેઠાણીને આટલી બધી નરમ થઇ ગયલી જોતાં તે શખસેબી લગાર ઠંડાઇથી ચલાવ્યું. "મારી એક વારની શેઠાણી હું હમેશ ભલી લાગણીથી જોતો આયોચ. પણ હવે મારો છેવટનો વીચાર સાંભળો. તમારાં લગન થઇ જવા પછીનો જોખમ હું બીલકુલ લેવા માંગતો નથી. તમે કેહોચ કે આવતાં અઠવાડયાંમાં તમારાં લગન છે તો જાવો–જો લગનને બીજા આઠ દહાડા હોય તો હું સાત દહાડા થોભવા તઇયાર છેઉં પણ મારી સરત એજ કે કાલે લગન તેમ મને. આખે આખા પચાસ હજાર જોઇએ. જો તેમ નહીં થયું તો લગનને દહાડે સવારનાંજ હું મારી માંગણી

શેઠ ફીરોઝશાહ આગળ રજુ કરશ ને તમારી નામોશી મારા મુવાંની સાથે લઇ જવાનાં બદલામાં તમારા કરતાં દબલ ડામ કહડાવશ."

"પણ તુંને કેમ સમજાઉં?" તે હવે તદન ગગલી પડી. "તું સમજતો નથી કે લગન અગાઉ હું દારાં પાસે એકદમ પચાસ હજારની માગણી કેવી રીતે કરી શકું. વીચાર કર ને દયા લાવ."

"નહીં–નહીં–" તે હવે ઝનુનથી બોલવા લાગો, "મારૂં દીલ તમારી સાથે નરમ થવા સાફ નાપાડેચ ને હું બીજા પચાર હજાર લેવાનો ને ફર લેવાનો તેમાં એક અધીંબી ખોટી આવી તો હું તે પાછી બદલી લેવાનો ને નહી તો લગનને દહાડે સુરજ ઉગવા અગાઉ–સમજો એમ ઘડી ઘડી તારા જેવી એક બગલાંની પાંખ જેવી ખુબસુરત છોકરીને ભપકી કર્યા કરતાં મને ઓશકબી લાગેચ–છતાં–સમજો–સીધે રસ્તે કામ નથી લીધું તો–તો–લગનની અગાઉના થોડા કલાકમાંજ હું તમને તમારા અથાગ પ્યારથી ચાહનાર એક આશકનાં ખુની તરીકે દુન્યાની લ્યાનત ખમતાં કરી મુકશ–સલામ!"

અરેરે–તે તેણીના અવેજની માનીતી કોથલી ઉપાડી તે શખસ લાંબી ફલાંગે ત્યાંથી સપાટામાં ગેબ થઇ ગીયો.

* * *

પ્રીય વાંચનાર તે હીણભાગ્ય છોકરીનાં વીલાપનું વર્ણન કેવી રીતે તારી આગળ કરૂં? દુન્યાની ચારે બાજુએ પોતા માટે ઉભા થયલા બીહામણા પહાડોની વચ્ચે કબસ આવી ગયલી તે નાચાર બાલાનાં છાતી તોડ ડચકાંઓ હું કેમ વીસ્તારૂં?

"ઓ લવજી, લવ તારી જુદાઇનું અથાગ દુઃખ શું મારે

વેર કમતી હતું કે આય આફતોથી હું ગુંગલાઉંચ! વાહાલા તારૂં સગનવંતુ પગલું જયારથી મારી પાસેથી ગીયુંચ ત્યારથી- ઓ હું કેવી દુખી થાઉંચ-બસ કર-ઓ કીરતાર બસ કર-હું તો સમજતીતી કે તે ભયાનક યાદનાં બોજાથીજ હું મરી જવશ પણ ઓ-આટલી વીપતી છતાં હું હજુ જીવુંચ!" તેણીએ પોતાનાં રૂપેરી કપાળપર એક જોરાવર તરાપ મારી મોહડું છુપાવ્યું.

કોણને ખબર કેટલીબી વાર તેણી તે વીલાપમાં હજુર કહાડતે પણ હા, એક હલકો હાથ તેણીના ખભાને લાગતાંજ તે ચોંકી.

"ઓ, શીરીન શીરીન મારૂં આવી બન્યુંચ" તે વહાલી હીમ્મતવાન છોકરીનાં ખભાંપર માથુ નાખી તેણીએ છોડી મુકયું.

"તારૂં આવી નથી બન્યું પણ તુંજ હાથે કરી તારાં ભવીશપર છેંકા મારવા નીકલીચ."

અરે, એ શું? રોદાએ રડવું છોડી દઇ દોલા ઉંચકયા. એ શું હમેશના માયાળુ શીરીનનું બોલવું આજે એટલું કઠોર કેમ?

"રોંદા ખુદા ખાતર મને સંભલાવ કે મારો તે શક ખોટો છે," હજુબી શીરીને ઠપકાના ચમકતા દોલાએ કઠોરતાથીજ સવાલ કીધો.

"શીરીન શું છે શું તુંબી મને હવે માયામાંથી બાતલ કરેચ! તારો શક શું છે તે મને કેહ."

"શું એ ખરૂં કે જે રોદા તે વફાદારીમાં મરી ગયલા વહાલા જવાનને અથાગ પ્રીતથી ચાહતી'તી તેજ રોદા બીજા

એક નાપસંદ કીધેલા જવાન સાથે લગનના ગાંઠથી જોડાયચ ?" જાણે આરપાર વીંધી નાખતી હોય તેમ તે છોકરીના ચમકતા ડોળાથી રોદા તદન ધરૂજી રહી. "છોકરી શુ તું એટલી જલદી ઘાતકી થઇ શકી? અરેરે, તારીપર જીવતો જીવત સદકે કરતો તે જવાન એટલો જલદી તારાં જીગરમાંથી ભુલઇ શકાયો કે- કે-તું-" અહીંયાં તે વીચીત્ર છોકરી બોલતી અટકી પડી. તેની સુંદર આંખોમાં આસુઓનાં ઝળઝળ્યાં ભરાઇ આવ્યાં.

કેવો દેખાવ ? રોદાની શરમીંદગીનો પાર હતો નહીં. અરે જેને તેની તરફની સહેજબી પ્રીતીનો જવાબ મળેલો નહીં તે આજે આંસુઓ ખેરવે-ને-ને-

જેનીપર જાન સદકે કીધો તેનો જીવતો જીવ લઇ નવુ સુખ તઇયાર કીધું !

રોદા ખરે મને કમકમી !!

બેઉ છોકરીઓ ડચકાંઓથી બે પલ ચુપ રહી—

બેઉનાં મગજમાં એકજ ભયંકર બનાવ-ભમ્યા કરતો હતો !

——:o:——

## પ્રકરણ ૪૬ મું.

—:o:—

શીરીન ! શીરીન ! તારી જાનફેશાનીનો નમુનો કોણથી પુરો વીસ્તારાશે ? દુન્યાઇ બદલાની લાલચ વગરની તારી સાચ્ચી પ્રીતી કોણથી જલવાશે ?

હા તારા દીલમાં ચાલુ થોકાતી એક અથાગ સંતોષ અને સબ્યારાની લાગણી-એજ તારૂં આજકાલનું મહાન સુખ છે- પણ તે સબ્યારો શેનો ?

જીવ કરતાં જયાદા ચાહેલો લવજી વેલેશ ઉંડા ગારમાં ગીયો તેનો રોદા પાછી પરણવા નીકળી તેનો?–કે–કે

હાયરે–તે ભયંકાર ચીચ્યારી સાંભળતાંજ જીવતાં જીવત મરી પીટતી રોદા જયારે દુન્યાઇ નામોશીથી ડરી જઇ ત્યાંથી દેખતે જીગરે ને ખુની હાથોએ વીલામાં ફસી ત્યારે અરેરે–એજ છોકરી લોહીનાં આસુઓ ખેરવતી તે ઉંડા અંધકાર ગારમાં ડોકાવતી કેવાં ડચકાં લેતી હતી!

આહ! જીગરનાં ઉંડાણમાંથી એક શ્રાપ નીકલી પડયો હતો–કે—

'ઓ રોદા–મારી જીગરની જોત તેં આજે જેવી રીતે બુજાવીચ તેવીજ રીતે હવે પછી તારી શાંતીની જોત બુઝાય!'

અરે–આય પલે તેજ સવાણી થયલા શ્રાપ કાંય નહીં તે છોકરી સેહવતી હોય.

શીરીન ખરે દીલે કમકમી.

જે થયું તે ખરૂં. એકવારની તે ખુની હરીફને પણ આવા તેણીનાં દીલમાં દયા અને મદદ કરવા તે પાછી ટટાર થઇ.

"રોદા–ઉંચુ જો." હવે લગાર નરમ સાહદથી તેણીએ ચલાવ્યું. "મારી તુંને અરજ છે કે જે પગલું તું ભરી ચુકીચ. તે પાછું ખેંચી લે–એ લગનથી એકદમ હાથ ઉઠાવ–વે શખસને તું ખરેખર ધીકકાર. ખ્યાલ કર કે તે તારો લવજી જો આજે જીવતો હોય તો તારી એટલી જલદી બેવફાઇ જાણતાં તે કેહવો નીરાશ થતે?"

"શીરીન, એવા શબ્દથી મને તું ના મારી નાખ. તું એમ સ્વપ્નેબી ધારેચ કે એ પગલું હું મારી રાજીખુશીથી લેઉચ?"

"જમે તે થાય, તારો જીવ આપ, પણ—પણ એકવાર જે પ્યાર તેં તારા લવજીને આપ્યો તે હવે બીજાને આપવાનો તુંને કંઇજ હક નથી, તેં તેને જીવતા જીવત નીરાશ કીધો—તેનો કાજભરો જીવ ગુમાવ્યો—તો હવે તેના રૂહને શાંતી આપવાને બદલે આવા પાપી વીચારોથી તેને દુખી કરેચ?" તે અતી ઉશકેરાઇ બોલવા લાગી, "રોદા ચાહે તે થવા દે. યાહોમ દુન્યાને જણાવવા દે કે તું તે જવાનને ચાહતી હતી. ભુલમાં તારેથી તેનું ખુન થયુંચ પણ—પણ ઓ! આય લગન—એ જનમ સુધીના શ્રાપની કાલી ટીલી તારે માથે હોરી ના લે. તેણે પોતાનો આખો જીવ આપ્યો તો તેના બદલામાં દુન્યાઇ લોકોના બેચાર બોલો ખમી જવા તુબી તઇયાર થા. તારી ખોટી મગરૂરી આય સંજોગમાં બારી નાખે. તુંને ઘણો ફાયદો થશે. આય પોશાગીર પારસીના હાથમાંથી તું છુટશે. એક દીલ વગરના લગનથી તું મુકત થશે, ને તારૂં આખું ભવીશ તું સુધારશે."

અત્યાર સુધી ગમખવાર જીવે સાંભળતી રોદાએ શીરીનનાં છેલ્લા બોલોથી પાછું મોહડું ઉંચકયું.

"શીરીન, ભવીશમાં મારે વરે હવે કંઇ રહયું નથી. આય જીંદગીથી હું કંટાલી ગેઇચ. એ લગન હું મારા પ્યારને ખાતર નહીં—પણ—પણ ફકત હમણાની મારી ભયંકાર હાલત સુધારવાજ કરૂંચ. એ લગનથી હું પેલાને વસથી છુટશ ને બાકીનું ભવીશ પઇસાના જોરથી સખાવતો કરી મારા મુવેલા દીલને આરામ આપશ. મારાં ગુનેહગાર દીલને શાંત કરશ."

"નહીં, નહીં," શીરીને તે ઠંડો સુંદર હાથ માથાથી પકડયો "રોદા મારી પર દયા કર ને આય તારા જુવાન જીવના સુખને ખાતર મને વચન આપ કે એ લગનથી તું અટકશે."

"શીરીન–હવે તેમ બને નહીં–હું પ્રોમીસ થઇ ચુકીચ. મારીપર તુજ દયા કર ને મને અટકાવ ના. પપાએ–ગુડીએ દરેકે જાણ્યુંચ–વીલામાં ઘણી ખરી ગોઠવણો નકકી થઇબી ચુકીચ હવે–તેમાંથી પાછું ફરવું તદન મુશ્કેલ છે, પણ ઓ શીરીન–તું મને એમ ના જો. એક ગુનેહગારને જોય તેમ તું મને ના જો–" તેણીએ એક જોરાવર ડચકાંથી આંખો ઢાંકી દીધી.

"ત્યારે મારા સવાલનો જવાબ ખરો આપશો ?" તે હાથ ખીસાડતાં માયાથી તેણીએ પુછયું.

"હું–ગમે તેવી છેઉં પણ સાચ્ચા અંતઃકરણની છેઉં, મને પુછ હું ખરૂંજ કહેવશ."

"તાહરે બોલ આય થતાં લગન જો કોઇબી ગેબી રીતે અટકે તો. તું ખુશી કે દલગીર ?"

"જો મારી આસપાસની મુશકેલીઓ દુર થઇ શકતી હોય તો એ લગનથી છુટવા હું જીવપર આવી કંઇબી કરવા બાકી રાખનાર નથી. જે હાથ મારા લવજીએ માંગેલો તે હાથ હું મરતાં બીજાને નહીં આપું પણ ઓ !—"

"નહીં સબુર" શીરીન હવે તતાર બેઠી, "તારી મુશકેલીઓમાં શું 'આય એક પારસી દેવાંદાર છે એજ કેની ? એને જો આપરે કલેવલે છોડયે તો પછી હું નહીં ધારતી કે બીજી કોઇ ખ્યાલી આફતોને વંરે તું તારી પ્રીતીને બેવફા થાય."

"ઓ નહીં, નહીં, હું જો આય સેતાનને વસથી છુટું તો–તો–પણ અરે પચાસ હજાર ઓ કેવું મુશકેલ ?"

"ચાલ મને પ્રોમીસ થા કે જો હું તુંને આય શખસથી છોડવું તો તું તારા લવજીની વફાદારી મોત સુધી સાચવશે."

"ઓ શીરીન હું વચન આપું પણ—પચાસ હજાર—" તે છોકરીએ એક નીસાસો ખેંચ્યો, પણ બીજેજ પળે હોઠ પીસી રોદાના ખભાંપર માયાથી હાથ મુકી ધીમે હલકે સાહદે બોલવા માંડયું.

"રોદા—તું જાણેચની કે મારા બાવાજી મને ચાલીશ હજારની રકમ આપી ગયાચ તે."

"હા પણ તેનું શું?" ફાટી જતી છાતીએ રોદાએ આય સત્યની સુંદરી ગમ ટીકયું.

સમજ, અત્યાર સુધીના બ્યાજથી વધીને તથા મારી પાસની ટુંક પુંજી એ બધું મળી હું તુંને પચાસ હજાર પુરા પાડી શકશ. સાંભળ એમ વચમાં બોલ બોલ ના કર, મને હવે જીંદગીમાં કંઇ રહયું નથી. બસ મારી અરજ એજ છે કે તારે આશાવંત જીવે ખરી વફાદારીને વળગી રેહેવું. જે જીવને મેં ચાહેલો તેજ જીવની શાંતીને ખાતર તુંને બચાવી મારી બધી દોલત વાપરતાં મારો જીવ ઘણો ખુશી થશે. પણ—પણ તે છોકરીએ ગમખ્વારીથી ડોકું નમાવી દીધું.

"જો શીરીન એમ ના કર. તારી ગમગીની હું સમજુચ, પચાસ હજારની રકમ મારી પર ખરચી અલબત તારૂં ભવીશ તું—"

"મારાં ભવીશને આગ લગાડ. મને જે ગુંચવણ છે તે તું અટકળી નહીં શકશે. હું તે રકમ આજે આપવા તઇયાર છેઉં પણ અરે બાવાજી તેવણ એક એવી સખત શરતે તે મને આપવા કહી ગીયાચ કે ઓ તે હું કેમ કરૂં?"

"તે શરત શું?" રોદાએ હદ વગરની આતુરતાથી પુછયું.

"ઓ! લગન વગર મને તે રકમ મળનાર નથી." તે

હવે ધીરે ધીરે બડબડવા લાગી "પુઉઉઉ લગન મારે વરે? રોદા એક સોરતીમાં તેં ને મેં બેઉએ જીપલાવ્યું—તું ફાવી ને હું હારી—તુંને જવાબ મલ્યો—મને બીલકુલ નહીં, પણ અફસોસ કે તેં તેનો ઘણો બરગસ્તે ફેજ કીધો. અરે મારૂં એટલુંબી બદનશીબ કે તે મરતો દેખાવ પણ મને બારી નાખવા મારી હાજરીમાંજ બન્યો." પણ તે ધીમા બબડાટમાંથી તે એક વીચીત્ર હસવું હસી પડી. "પણ અરે હું જો તે વખતે નહીં હોતે તો—તો!" આય—છેલ્લા શબ્દો તે એટલા તો ધીમા બબડી ગઇ કે રોદાના ગમગીન કાનો તે સમજી શકયા નહીં.

"રોદા તુને પચાસ હજાર તો જોઇએચજ એ તો નકકી થયું. કોઇબી જાણ વગર કેથેથાબી તું મેળવી શકે તો તે મારી પાસથીજ છે—એબી નકકી છે—નહીં વારૂં?"

તે છોકરીએ જવાબ વગર એક ઉપકારની નજર ટાંકી પણ ઓ! તે ગરજવંતી છોકરીની આંખો—તે સ્વભોગમાં ઝમકી રહેલી આંખો સાથે જાણે ચીટકી ગેઇ ને એકદમ બુમ પાડી ઉઠી—

"ઓ શીરીન—તું શું કહેચ?" જાણે આંખમાં કંઇ વાંચી ચુકી હોય તેમ તે છોકરી તેણીને વળગી પડી—"મને કહે શું તું—તું—તું—"

"હા—જો પરણવું એ મારાં નશીબમાંથી તદન બાતલ થઇ ચુકૂં હોય—તોબી—બસ—મેં વીચાર કીધોચ કે આય તારાં ભયંકાર લગન અટકાવી લવજીની ખુશાલી અને શાંતી માટે મારે પરણવુંજ જોઇશે. હું તેને ચાહુંચ—રોદા તું ધારેચ—આઇ મીન આપરે જાણેચ કે તે મરી ગીયોચ છતાં હું તેને ચાહુંચ

ને તેથીજ તુંને એક પારકાના હાથમાં ગયલી જાણતાં તેનું રૂહ કેટલું કમકમશે તે દુઃખમાંથી તને ફક્ત બચાવવાના હું મારા ભવીશના ભોગે જો આય તારાં લગન અટકાવી શકું તો બસ હું પોતે પુરતી સુખી માનશ."

"શીરીન તું—તું" ચકીત થતે દીલે રોદા બોલવા ગઇ પણ તે ઉશકેરાયલી છોકરીએ પાછી તેણીને અટકાવી.

"નહીં ધભરા ના. હું મેડ નથી થઇ. હું તારા જેટલીજ સાવધ છેઉં. હું સેવટપર આવી ચુકીશ પણ એક વીચારનો નીવેડો મને સુજતો નહીં કે—કે—"

"પરણવું કોણ સાથે—કેમ?" રોદાએ તે મનમાં ઘુમ્યા કરતો વાકય પુરો કરી આપ્યો.

"ખરૂં કેની!"

"હા—"

"હું સુચવું?" તેણીએ ધીરેથી તેણીના ખંભાપર હાથ મુકી પુછ્યું—"હું કેહું? હજુર તે તારીપર કેટલો દેવાનો છે."

"કોણ?"

"મારો ગુડી!"

"કોણ" તે એક ઝટાક મારી ચોંકી. "જેને—મને એક નીચ ચાકર મીસાલ ૨૪) કલાકની નોટીસમાં વીલા છોડી જવાની ફરજ પાડી તેની સાથે હું પરણું!"

"૨૪) કલાકની નોટીસ? મને સમજાવ, શીરીન તે શું?"

હા, તે શું કામ તમુ લોકને પોતાનું કીધું કહે—હું પોતેજી કબુલ કરૂંચ કે તારી સીકનેસની પેલી પહેલી ભયંકાર રાતે હું એક કલાકવેર બાગમાં હતી. મેં તારૂં કામ બધું જોયું પણ..હા મેં તે છુપાવ્યું. રોદા તારે લીધે મેં તેનો

ખુલાસો કરવા ના પાડી ત્યારે એ એમજ સમજયો કે તારી તરફનાં તેનાં પ્યારની અદેખાઇમાં હુંજ તારી તે માંદગીનું મુળ હતી. એ અફસોસ જે જીવ મારે વરે એવું બદ વીચારે તે હજુ મને ચાહેચ–એ તારૂં કહેવું હુ કેવી રીતે માનું? બસ ના બોલ તેને વરે મને કશું સાંભળવું નથી. પણ હવે મને કેહ કે મારે શું કરવું? કીગો જીવ શોધી કહાડવો!

શીરીન તારી ગેરહાજરીમાં તે કેટલો કુંજરો. કેવો એક માગી–કેવો ગમગીન ફરેચ તે હું બધું—

"સમજ હું પરણુંચ તે કંઇ મારા સુખને ખાતર નહીં, પરણીને કંઇ હું મારો જીંદગી બદલનાર નથી. એકગમ કીયા કરી–પેલી રકમ હાથ આવી કે બેઉ જણુ માટે બે જુદા રસ્તા."

"એ તું શું બોલેચ?" ફાટફાટ થતી છાતીએ સાંભળતી રોદાએ આ છોકરી માટે, દાંતમાં આંગળું પકડયું.

"હા, હું બધું બરાબર બોલુંચ, પણ મારી મુરાદ એજ છે કે આજકાલ કોઇ રસ્તો મળી જાય તો પેલાને વસથી હું તુંને છોડવી શકું. પણ હું શોધવા કાંહ જાઉં!– છે કોઇ તારા ધ્યાનમાં?"

"હા, મારા ધ્યાનમાં છે." એક ઘોઘારી અવાજથી તે બેઉ દુ:ખી છોકરીઓ ચોંકી.

તે બેઉ ખુબસુરત ચહેરાઓ સામે એકવાર તે ઘાતકી જવાન બાપુ આવી ઉભો.

"જો તમારી મુશકેલી મારેથી ટળતી હોય તો હું હાજર છેઉ." તે રોદાને બીલકુલ "દોન્ત કેર" કરતાં માનથી શીરીનને

નમ્યો. તે શાંત છોકરી આય બનાવથી ચકીત થઇ છતાં ચુપ વીચારમાં ગુંટાઇ પણ રોદ્દા—

આય ધરતી ફાટી જાય તેવાં દેખઇતાં અપમાનથી તે છછણી પડી. "હેમક, તારી જબાં બંધ કર–બેવકુફ, ડોળા ફાડીને જો કે તારે ખાતર અમે કેવાં અફસોસમાં આવી ગીયાંચ ? ને તે છતાં તું કેટલો ધાતકી થઇ બેઠો."

"બાઇ સાહેબ, મને શું મને તો બધું સરખું. તમે પરણીને અપાવો કે એવણ પરણીને આપે, મને તો પઇસા સાથે કામ. પણ તે હું તો એમ કેહતો'તો કે જો કાલને કાલ ગામમાં કોઇ છોકરો નહીં મલે તો પછી–પછી જો મરજી હોય તો સેવકને તે જગો લેવા—"

"બસ, ચુપ થા" રોદાએ મારી ચાહતે ચહેરે તે ચુપ પડેલા ચહેરાપર ટીકયું. જાણે પોતા ખાતર આય શખસનાં તાણાં તેણીનાં સમજવા પડતા હોય પણ નહી.

તે વીચારમાં પડેલો આકાર સેહેજબી હીલ્યો નહીં;

"એ કાંહ. ફરેસ્તાઇ તુરી ને તું કાંહ ગટરનો કીડો !" તે મગરૂર છોકરી જોરાવર તુચ્છકારથી હસી પડી. "પઇસા મેળવવાની ધુંધમાં તમારૂં મગજબી હવે ખસી જવા આંવ્યુંચ કે કેમ ?"

"બાનુ, બેઅદબી માફ છે પણ તમે તમારી મગરૂરીમાં હજુર મરી રહેલાં છે એ મને ઘણી અજાયબી લાગીજ. વારૂ પણ એ તો તમારો સુફયાણો વીચાર થયો પણ હું ધારૂંચ કે શીરીનબાઇ મારૂં બોલવું વાજબી વીચારશે."

હા, પોતાનું નામ બોલાતું સાંભળતાંજ તે વીચારમાં ગરકાવ થયલી છોકરી જાગ્રત થઇ.

"બાપુજી" તેણીએ ધીરેથી સરૂ કીધું "મને લાગેચ કે તમે છુપાણેથી અમારી વાતચીત સાંભળી છે."

"હાજી—હું અહીંથી."

"બસ હું તેનો ખુલાસો માંગતી નથી"—તે એટલી તો ટેકમાં ગંભીરપણે બોલતી હતી કે તે શખસ સાથે રોહા પોતેબી ચકીત થઇ ગઇ. "તાહરે અમારી ગોઠવણ તમુને લંબાણથી સમજાવવાની કંઇ અગત નહીં હશે."

"હાજી—નહીં હા મેં સમજયુંચ છતાં તમે મને ઉપર ટપકે જરા સંભલાવી જશો તો પછી આપણા વચ્ચે પછવાડેથી ફર્યાદ નહીં ઉઠે."

ત્યારે સમજો. હું તમારી હેવાન્યત ચાલથી આય બાનુને બચાવવા માંગુચ. મારો વારસો જો સફાચક થાય તો પચાસ હજાર કુલે નીકલે તે મારા પરણ્યા વગર મને મલે તેમ નથી? હવે તમુને તે આપવાને વરે મને લગનની ક્રીયા કરાવવાની ફરજ પડશે. વધારે ઉંડાણ હું જવા માંગતી નથી પણ ટુંકમાં મને એટલુંજ કેહવું જોઇએ કે લગન—એ ફકત ક્રીયા છું તે રકમ હાથ કરવાજ કરવા માંગુચ. એવીજ શરતે કે ક્રીયા થયા પછી પેલી રકમ લઇ તમે એક એવો રસ્તો પકડો કે હવે પછીની મારી આખી જીંદગીમાં મને તમારૂં મોહડું બતાવો નહી. કે—મુગા શું ઉભાચ, હું તમારી ઓફર કબુલ રાખુચ તેની મતલબ એજ કે એ કામમાં મને મદદ કરી શકનાર તમારા શીવાય બીજું મને મળવું મુસકેલ છે."

"હું—હાજી—પણ—પણ"—અત્યાર સુધી મુગા વીચારોમાં ઉભેલો તે શખસ હવે પોતાની નહીં જેવી મુંછ સમારતો ચુંચી આંખે બોલવા લાગો. અલબત રોહા કરતાં આય છોકરી

આગલ તે તદન ઉલટીજ રીતે–માન અને ગંભીરતાથી વાત કરતો હતો. "પણ તે બાનુ–છનાં તમે પરણો તો મારી સાથે ક્રીયા કરાવો ને પછી નાહક કાંય આપણે કજીયો કયે તમુને હું હું ઘણા સુખ—

"ચચ–ચચ–ચચ"–તે ખરેખરી કમકમી તમે મારી સાથે એમ લાંબી ટુંકી કરવા જશો તો પછી એ લાઇનમાં હું કોઇ બીજાને નાંખવાની ગોઠવણ કરસ ફકત કામ સીવાય વધારે વાત હું તમારી સાથે કરવા નથી માંગતી."

ઓહોહોહો–કેવો દમામી તોર? બાપુ ખરેખર દમકી ગીયો. એક તાબેદારની અદાથીજ તે આય પોતાની ભવીશની મહેરદારને ટીકતો સ્તબ્ધ મુગોજ ઉભો રહયો.

"બાપુજી તમારે ફકત પચાસ હજાર સાથે કામ. તે જો તમુને મેળવવાજ હોય તો તમારી પોતાની ગરજને વરે તે ક્રીયામાં ભાગ આપો. તે ક્રીયાને તમે એક લગનની ક્રીયા ગણવીજ નહીં. તેને વરે તમારા મનપર એક કતરાભારબી વજન લાવવું નહીં. રૂપ્યા મલ્યા કે તમે કાંહ ને હું કાંહ! બોલો મને વચન જોઇએચ. મારી આખી જીંદગીમાં મને તમારૂં કોહું ફરીથી દેખાડવું નહીં. મેં મારા એકઝી યુ:સેં સાથે ગેઇ કાલની બધી ગોઠવણ કરી મુકીચ. હું હવે વયમાં હોવાથી મારી મરજીના લગન સામે તે લોકથી વાંધો લેવાશે નહીં. એ રીતે જો તમે કબુલ થાવો તો બે ત્રણ દહાડામાં તે રૂપ્યા તમારા–જોવ–પકકો વીચાર કરજો–ગમે તો દશ પંદર મીનીટ દુર જઇ વીચાર કરી આવો તેટલાં અમે લોક અહીં બેઠેલાં છીએ."

"મને જે કહેવાનું છે તે એજ–કે–કે"–તે પાછો ગંગેતાવા લાગો.

"કે શું !"

"તે ફોયા લગનની તો ખરીજ કેની ?" તે બીહતો બીહતો બોલવા લાગો.

"હાસ્તો ?"

"ત્યારે તમારેથી યાતો મારેથી કંઇ પાછું તો પરણાય નહીંજ કેની ?"

"તો કેવા મુર્ખાઇભરેલા સવાલો કરેચ-વરી નહીસ્તો."

ત્યારે હું એટલુંજ ચાહુંચ કે એમ છતાંબી તમે ને હું જુદાં પડી જીંદગી ભસમ કરવા કરતાં-તમો મારા નેક બખત મહાણુબને—

"કેમ તમુને મેં શું કહયું તે સંભળાયું કે?" તે ઝનુનથી હવે ઉઠી ઉભી થઇ." જો તમારી દયાનત એવીજ હોય તો હું બીજા કોઇને વરે થોભસ ને મારી પકકી ખાતરી છે કે તમુનેબી થોભવુંજ પડશે. કારણ જે પચાસ હજાર અમે બીહઘેલાં આબરૂથી બીહને કહાડી આપ્યેચ, તેવી પચાસ હજાર અરધીબી તમે સરકાર પાસથી કે ફીરોઝશાહ પાસથી મેળવી શકશો નહીં. સમજયા ? જાવો બસ તગારેથી થાય તે કરો એ તો આય છોકરી બીહેચ બાકી તમારા જેવા ખાનગીમાં દબરાવનારા હીચકારાઓ કદીબી જાહેરમાં આવતા નથી એ હું બરાબર જાણુંચ." તેણીએ જોસમાં રોદાને પકડી અને દમામથી એક છેલ્લી નજરબી તે શખસપર નાંખ્યા વગર ચાલવા માંડયું.

પણ નહીં. આ હાથથી ચાલી જતી બાજી એમ એકદમ પડતી નાખે તેવો બાપુ કાચ્ચો નહીં હતો, આ બંને ચાલી જતી ખુબસુરતીઓપર તેની નજર જયાં સુધી અટકી રહી ત્યાં સુધી

તે ચુપ ઉભો પણ જેવી તે નજર ખાલી પડી કે એકજ ઝટકે પોતે જતી મુકેલી લક્ષ્મી તેને હાથે ચઢી આવી. તે દોડયો—જીવપર આવી દોડયો.

શીરીન, રોદાની રજા ચાહતી કંઇક વીચારમાં થોભી હતી.

"બાનુ જાડા પણ મારીભર્યો તે સાહદ કાને પડતાંજ તે બેઉની આંખો કંઇક ધીરજના ચમકારાથી ચમકી છતાં દેખાતા દમથીજ શીરીને તેને ભોપ્યો."

"મેં ધારેલુંજ કે હાથમાં આવેલી આવી સુંદર ચલ્લીઓ જતી નહીં મુકશો—કેમ શું કહોચ?"

હું તમારી દરેક ગોઠવણને નમવા તઇયાર છેઉં." તે નમ્યો.

"ઠીક છે. આપણું કામ ઘણુંખરૂં પરમ દહાડે થશે; કાલે હું તમુને પાછી મલસ—પરમ દહાડે અત્યારે તમે તે રૂપ્યા મેલવી ચુકયા હશો તેની હું તમુને માત્રી આપુચ. જાઓ વધારે હું તમુને ઓળખતી નથી."

"હેં!" તે સખસને આવા તુચ્છકારથી જબરૂં અપમાન લાગું પણ તેનું 'હેં' સમજવા ત્યાં ખોટી કોણ હતું?

તે બેઉ છોકરી એક આંખની ઇસારત સાથે કયારની છુટી પડી જુદે જુદે રસ્તે નીકલી ગઇ હતી.

——:o:——

## પ્રકરણ ૪૭ મું.

—:o:—

આહાહાહા બીજા બે આખા દહાડા!

ઘબઘબ લગન! કેવું સુખવાસી વચન! આખું શહેર શેઠ ફીરોઝની એક પુરી દીકરી રોદાના લગન નીહાલવા

જાણે હરખમાં દીવાંનુ બની ગયું હતું. ખુદ વીલામાં ધમચકરી ચાલુ થઇ ચુકી હતી. દરેક મેમબરો તે આવતા દહાડાની એટલે પરમ દહાડાની ખુશ વાટ જોતાં બેઠાં હતાં–ખુદ વરરાજા તો જાણે દર સેકંડને જતી જોતાં હવે થાકી ગીયો હતો–પણ—

હાય–હાય!–એકકે મોહડે કબુલાતી તે નશીબવાન કન્યાનો હાલ તો જુઓ!—

ઓ!–વીચારોનાં ડુંગરોથી કચડાઇ જતાં મગજે તે નાચાર શુંદરી પોતાના પ્રાઇવેટ રૂમમાં બેઅખત્યાર પડી હતી!

"મુઇ હું–બીચારા મારા લવે પપાની રજા માગવા જવા અનીખના તારા તોડયા તો હું એકની બે નહીં થઇ–ને–ને–આય છોકરો દારાંને મેં અભાગણીએ કેમ એટલી જલદી રજા આપી–અરે ખોદાયજી! હવે એ બધાંને હું કેમ કહું કે જે થયું તે માંડી વાળવું. દારાંને હું કેમ સમજાઉં કે મારો વીચાર ફરી ચુકોચ. આહા! મારી શીરીન મને બચાવનાર ફરેસ્તો–ગરીબ બીચારી આવતી કાલે તો એ–ઓ–એક કેવા નાલાયક સાથે, અરે ખોદા, મારેજ ખાતર પરણી જશે. હા, હું છુટશ. હું સદાની છુટશ–પણ રસ્તો કીઓ લેઉં–કાંહ–ઓ!"

ઘણોજ કઢંગે વખતે બારણું ઉઘડયું ને તેણીના વીચારમાં ખલલ કરતો એક આકાર સામે આવી ઉભો.

"વેલ રોદા, કેમ વરી શાના વીચારમાં પડીચ?" એક માયાલું અવાજે તેણીને પુછ્યું. "હું જાણું કે દારાંને પ્રોમીશ થયા પછી તું તારી હાલતમાં કંઇ ફેરફાર કરશે, ચાલની આવેચ કે એક ડ્રાઇવ લઇ આવ્યે, હજુ તો–આઠ થયાચ!"

"નહીં ગુડી, આજે મને ડ્રાઇવ મજાહ નહીં આપશે, તુજ એકલો જઇ આવ."

"વેલ પણ છે, શું ? તે તો કહે" તે હવે વધારે નજદીક આવ્યો અને તે આરામખુરસીના હાથાપર બેસી તેણીને નાનો નરમ હાથ પોતાના હાથમાં લીધો. "રોદા આવી તારી શુંદર ખુબસુરતીને તું શુ તમામ બારીજ નાંખવા માગેચ? તારા જેવી એક સુખી આશાવંતી ચાર્મીંગ ગર્લને આ ય તારી ચાલુ જીંદગી જેવી ડલ લાઇફ બીલકુલ છાજતી નથી. શું તુંને કંઇ મગજપર ભાર રહેચ?"

આહ તે અથાગ માયાથી પુછાતા સવાલથી રોદાની આંખો ચમકી. કેવો હેતાળુ ભાઇ! આખરે બધુ કહી દેવાની પળો શું આવી પુગી ખરી. તે હજુ તો વીચાર કરે તેટલે તે જવાને પાછું ચલાવ્યું.

"કોઇબી જાતનો ભાર તું સદંતર વીસારી દે. હું મારી જીંદગીની ગેરંટી આપુંચ કે દારાં એશબરનર જરૂરજ શઉથી સરસ તારો સંસાર સાથી નીવડશે. તુંને જો તેને વરે જરા-કબી ખતરો હોય તો તે તદન કહાડી નાંખ ને ખુદા ખાતર આગલનું તારૂં હસ્તું રમતું મોહડું બધાને પાછું બતાવ તારી આવી રીતની જીંદગીથી રોદા વીલાબી આજે કેટલુ કેટલું થયું શોકમાં પડયોચ. બીચારા કાકાજી તરફ જો. તેવ-ણુનો બુઢાપો તારા હસ્વાથી કેવો ખુશ રેહતો તો તે હવે તો તેવણુબી તારા બરાપામાં લાયબ્રેરીમાં બેસીને ઝુરયા કરેચ, પણ વરી સું થયુંચ તું તો રડેચ?"

આહા! ખરેખર કશાથી નહીં તો પોતાના બુઝરગ પપા ડીયરને પોતે કેવું મોટું દુખ દીધુંચ તેના ખ્યાલથી એકવાર પાછી તે ડચકાં ખાવા પડી.

"અરે પપા–પપા! મારા પપા ઓ! તેવણુ મને માફ કરશે કે?"

એટલે પણ શાને વરે માફ શાનુ? તું શું બકેચ ? રોદા તારૂં ભેજું સાવધ છે કે ? તારી સાથે જરા વાત કીધી કે બસ તારી એવી બકવા તું શરૂ કરવાની કે ? પેલી સીકનેસ પછીનુંજ તુંને એ દરદ લાગુ પડયુંચ ને તેથીજ અગાઉ માફક હું તુને ઘડી ઘડી છેડ છેડ નથી કરતો પણ આજે મકું જે તુને મલુ.

"વારૂં પણ હમણા મારા વહાલા પપા શું કરેચ?" આંસુઓ લુછી નાખતાં નખાવલે અવાજે તેણીએ હલવેથી પુછયુ.

કોણ જાણે એવણના મગજમાં વરી નવો ધખારો લાગોચ. તે કાંઇક કંટલાઇને બોલ્યો. હવે તેવણ આપણો પેલો તલાવ-આઇ મીન કુવો કેની-તે-"

તે શું તેનું શું ગુડી ?

"તે આખો ગરાવી નાખવા માંગેચ. કોણ જાણે શું છે તે બસ એ કામ એવણ તારાં લગનના આગમચ કરાવી દેવા ઇચ્છેચ. હાલ રામોશીને દોડાવી પેલો આપણો જુનો એનજી-ન્યર મીં૦ જારડીનને હમણાંને હમણાંજ બોલાવી મંગાવ્યોચ ને કલાક થયો તેની સાથે લાયબ્રેરીમાં પણ—ઓ રોદા તુંને શું છે?"

કમબખત છોકરી !

આય આફતજનક ખબર સાંભલતાંજ તે તદન ઢગલો પુંજે થઇ ચુકી હતી. જાણે કુદરત આખીજ તેની સામે રૂઠી હતી. જાણે ખુદાનો સામટો કોપ તેનીપરજ ઉતરયો હતો. અરેરે ! તેની અખંડ મગરૂરાઇનો હજુ ભુકો નહીં થયો હોય તેમ એકેક પછી નવા નવા ધડાકા ઉધડયાજ જતા હતા.

હજુ તો એક મોટી આફતમાંથી બચી જવાને પુરા

ચોવીસ કલાક નથી થયા તેટલાં ઓ! તેને વીસરાવે તેવી-તેની આફતોનો સામાન તેને વરે તઇયાર થનો તે નાજુક છોકરી કેમ શાંભલી શકે? અરે તેઓ કોણથી? ખુદ તેનો સઉથી વાહલો પીતાજ તે ઉડી ઉભું કરવામાં મથે!

ખરેખર હે કમતાલેની છોકરી? તારૂં દુખ મોટું છે!

ને ઢગલો થઇ બેસુધ પડેલી છોકરી માટે ગોદરેજે રાબેતાનાં ઉપાયો લીધા અને બીજી પાંચ મીનીટમાં તે છોકરીએ આંખો ખોલી.

પણ અરેરે? તે ચીતાર કેવો!

મારી કલમથી તે દયાજનક અભતાયલો ગમગીન ચહેરો હું કેમ દર્શાવી શકું?

હુશ્યાર થતાંજ પહેલી એક કાકલુદીભરી નજર તેણીએ તે ભાઇ તરફ કાધી. "ગુડી મારે ખાતર પપાને સમજાવ ને એ કુવો ગલાવવાનું માંડી વલાવ."

તે જવાને ચીલ્લો ચઢાવ્યો. એ કેટલા વખતનો પડત કુવો કે જેની નજદીક જવાની અને તેની હવા દમમાં લેવાનીબી વીલાનાં વસનારાઓને સખત મનાઇ તેવા એક ગારને ગળાવવા સાથે આય છોકરીને શું નીસબત કે આય જાનની તે મગરૂર છોકરી આવી કાકલુદીથી તેને વીનવે. તેણે ધારી ધારીને તે છોકરી ગમ જોયું.

બસ તેનાં મનમાં એકજ વીચાર ઠસ્યો કે ઉપરાસાપરી બીમારીથી તે નાજુક છોકરીનાં ભેજાંપર કંઇક અસર થયલી હોવી જોઇએ. બાકી વધારે શું હોય?

"વેલ રોદા. તારો એવો વીચાર છે તો હું અનકલ ડીયરને સમજાવસ પણ વારૂં પછી તારા લગનની ખુશાલીમાં

કોણ ભાગ લેવાનું છે, જરા મારી સાથે તેને વરે એ વાત તો કર."

"ગુડી જો તું મને ચાહતો હોય, દુખી બ્હેનપર દીલાસો દેતો હોય તો એ વાત બંધ કર."

ઓજબ્બ ! તેણે પાછું તે ફીકકી છોકરી ગમ ટીકયું. શું ભેજું એટલી હદ સુધી બગડી ચુકું હશે ?

"શોદા પરમ દહાડે તો તારાં લગન–ને આજે તું આટલી શોકાતુર ? એ કંઇ સારી વાત નથી, દારાં મલકાઇ મલકાઇને રહેય કે તું રાજીખુશીથી તેને પ્રોમીસ થઇય ને હવે મારી આગળ આટલી કચવાટ્ય કાંય ? પણ ખરાં, સમજેય કે તારી પેલી સહી રતાં મોરીસ મને કાલે કવીન્સ રોડપરથી પસાર થતાં મલી. તરતજ મોટર થોભાવી દીધી ને કાકાજીની ને તારી ખબર પુછી. પણ ખરેખર બીચારી તદન લેવાઇને દાંડા જેવી થઇ–ગઇય. હું ધારૂંય કે પેલા બીચારા લવજી ડોકટરનો ફટકો એને ઘણો જબરો લાગોય કારણ—"

"ઓ બસ–ગુડી–મને ફેર આવેય !"

હા, અંજાણપણે કાતીલ શબ્દો બોલ્યો જતો ગોદરેજ હવેજ થોભ્યો. પણ આય વખતનો તે દુખી છોકરીનો દેખાવ એવો વીચીત્ર તેને લાગો કે મદદ મેળવવાની તેણે જરૂર જોઈ.

ટેબલપરનાં સીલવર બેલના અવાજથી પહેલાં આયાઓ અને પછવાડે શેઠ ફીરોઝ, તેની પછવાડે ડાકટર ! ફરી એકવારની તે છોકરીની અણુચીતી સીકનેસની ખબર વીલામાં ચોમેર ફેલાઇ રહી.



"કાકાજી હું તો સાધારણ રતાં મોરીસની વાત કરતો'તો તેટલાં એ ફેન્ટ મારી ગેઇ." ગોદરેજને સવાલ થતાંજ તેણે ગભરાટથી પોતાનો બચાવ કીધો. "વાતમાં એવું કંઇજ નહીં હતું કે એ ઉશકેરાય !"

અંજાણ્યા શખ્સ! એજ એક વાત હતી કે જે તે છોકરીને મારી નાખતી હતી! એજ એક છોકરી હતી કે જેને લીધે તેણીએ સદાનો તે વહાલો જવાન છોડયો હતો !!!

"મારી ગરીબ દીકરી મને નહીં સમજ પડતી કે એનું છેવટ શું આવશે ? એની આય જાતની બેદી બીમારી હું કેમ જોઇ શકું ? ખુદા મારી બધી દોલત એ મારી દીકરીનું દુ:ખ ટાળનારને અને તેને પાછી હસતી કરનારને આપી દેવા હું તતપર છેઉં. રોદા! મારી રોદા !"

"ઓ પપા તમે મારી આગળ આયા કે ?" તેણીએ ધીમેથી પુછયું. તમે મને ધીકકારતા નથીતો ?

"ડાહી દીકરી તારે ખાતર મારો જીવબી આપું તો તુને ધીકકારૂં શાનો ?'

"શું મારે ખાતર તમે કંઇબી કરો ?"

"હા–હા–મારે આંખને જોરે !"

"તાહરે–મારૂં એક કહયું માનો–ને–ને—"

"બોલ દીકરા તે શું ?"

"તમે જે વીચાર રાખ્યોચ તે હાલ પડતો મુકો."

"કીયો વીચાર ?"

"પેલો કુવો ગરાવવાનો."

તે બુઝરગ બાપ ચોંકયો. ગોદરેજ ને તેવણુની નજર

એક થઇ. "શું તદન મેડ થઇ ચુકી ?" એ સવાલ તેવણુની નજરમાં ગોદરેજે વાંચ્યો.

"હા, કાકાજી" ગોદરેજે ધીમેથી કાનમાં લાગી કહ્યું. "મનેજી એ કેહતીતી કે પપાને એ વીચાર માંડી વાળવા સમજાવવા."

"એટા–તળાવને ગરાવવા સાથે તુંને શું સંબંધ ? મારા વીચારોમાં એક ખ્યાલ એમજી આયો કે બીચારો બહેરની લવજી ડાકટર બોલ્યા કરતો કે એ કુવો ઘણો કમકમાવનારો તેમજ અનહેલ્થી છે તો તે શબ્દો મને મારા આય એકાંત વાસમાં બસ યાદ આવ્યાજ કરેચ ને તારી હમણાની માંદગી બી તેજ કુવાને કાંય નહીં આભારી હોય કરી મેં તેને ગરાવી નાંખવાનો અણચીતો વીચાર બાંધ્યોચ, હમણાજ મી૦ જારડીન આવી ગીયો ને કાલને વરે બધી ગોઠવણ નકી થઇ ચુકીચ અરે મારા દીકરા, તું કાંય એટલી રડેચ? શું છે શું–તું કાંય તારી તબીયતનો એવી બચ્ચાં સરખી ખ્યાલી બાબદોથી નાશ કરેચ ?"

"પપા ડીયર ! મને ખુશી જોવા જો તમે આતુર હોવો તો મી૦ જારડીન સાથની બધી ગોઠવણ પડતી નાંખો. બધું માંડી વાળો.

"તે કેમ બને દીકરા ! હું મી૦ જારડીન સાથે બધું નકકી કરી ચુકાછ."

"બનાવો પપા–કંઇબી કરી બનાવો."

"પણ તુંને તે ના કેહવાનું કંઇ કારણ ?"

હવે શું જવાબ અપાય? તે છોકરીએ ડોકું ફેરવી નાંખ્યું.

"મને જવાબ દે, જો તે અનુકુલ હશે તો હું તે માંડી વાળવાનું વચન આપુંચ–દીકરા બોલની."

કશો જવાબ મળે નહીં.

"તારાં લગન પરમ દહાડે છે ને મી૦ જારડીન કહેચ કે કાલનાં આખા દહાડામાં બધું કામ ખલાસ થગે. પછી મારી દીકરી પોતાનાં વહાલા દારાં સાથે એરીકર ને સુંદર એકાંત જગે ફરહર કરી શકશે. હેહેહે કેમ ખરૂં કેની ?" તેવણુ તાગી તોડી હસ્યા પણ તે દેખરતી ખુશ વાત બાનેનમાં કેટલી ઝેરી હતી તે કોણ જાણતું તું? રોદા દીકરા, દારા જેવા તારા ખાવીદ-"

"એ પપા-પપા બસ કરો. મારૂં મગજ હવે ફાટી જશે. બસ મને હમણાં તો એ એકજ જવાબ આપો કે-કે તમે તળાવ-પેલો કુવો ગળાવરો માંડી વાલશો. મને કહો એટલુ વચન આપો તો હું હસસ. હું ખુશીથી ફરસ, હું આગલની કાની આનંદમાં જીવસ, ને નહીં તો—નહીં તો એ પપા—મારૂં શું થશે ?".

તે કકલાત કરતી પ્યારી પુત્રીને તે બાપ વધારે વાર તામોસ કરી શકયો નહી. તેવણે તેણીને ગળે લગાડી.

"મારા દીકરા, બ્બ કબુલ. તુંને એ ધ્રખારો લાગોચ તો હું હાલતુરત એ તળાવ ગરાવવાનું માંડી વાળુંચ. પછી તું મારી દીકરી મીસીસ એશબરનર દાખલ ઇંગલંડ જશે ત્યારે હું એનું કામ પુરૂં કરી લવશ, તેટલાં હમણાં તો તું નચીંત જીવે પહોદ"

હા, એબી એક સખ્યારો હતો, પણ કેવો દયાજનક ? પરમ દહાડે લગન ! કોણ કહેચ કે પરમ દહાડે લગન ! રોદાએ અત્યાર આગમચનું કોતરી રાખ્યું હતું કે લગન માંડી વળાવવાં પણ તે કેવી રીતે ?

અરેરે, કમનસીબ છોકરી, તારો વીચાર કરેલો ભારી અને મુશકેલ છે ! તે શું ? ચાલો જોઇશું !

——:o:——

# પ્રકરણ ૪૮ મું.

—:o:—

આહ! સુંદર મીઠી સહવાર! વીલામાં હજુ તો બધાં વગેસગે છે તેટલાં રોદાને કંઇ અજબ વાહરૂં આવી ગયું. આવી સુંદર સહવાર તે આજે હંમેશના રોદરામાં ગાલવા નહીં માંગતી!

તેની નાની વીકટોર્યા બીજી દસ મીનીટમાં તો હેંગીંગ ગાર્ડન નજદીક આવી પુગી અને દીલને ટાહડક આપતી તાજગીની ઠંડી હવા ચાખતી રોદા ધમ કરતી એક બેન્ચ પર બેસી ગેઇ.

"આહાહા! જાણે આજે મારા દીલપરથી મોટો પથરો ઉંચકાઇ ગીયોચ" સામેના ઠંડા સુરજપર આંખો ઠેરવી તે હવે લગાર ખુશ હલકે બબડવા લાગી. લવના ગુજરવા પછીની પહેલી જરા રતી જે શાંતી છે તે આજે મને છે તે કોણથી મારી શીરીનથી, ખોદા મારામાં ને એનામાં કેવો ફરક! હું મારા લવને એક લેડી સાથે માન બતાવેલું જોતાં જંગલી ઝનુનમાં આવી આયંદે એવું કીધું કે આજે હું હાથ ઘસતી બેઠી. જયારે એણે તો મને જોતા કે એના પ્યારમાં હું હરીફ છેઉં છતાં એણે મને ચાહી ને જાણ્યું કે એના વહાલાને મેં–હા! મેંજ આજ કમબખત હાથોએ ઉંડા ગારમાં હોમાવ્યો છતાં–એ બધું છતાં–એ મને મદદ કરવા નીકલી ને મદદમાં કેવી કે આખાં ભવીશનો નાશ કરીને મને એણે છોડવી! બસ શીરીન! હું બીજી મારી ચાર જીંદગીઓમાંબી તારી બધી ભલાઇનો પાડ વાલી નહી શકશ."

"પણ ખરા જો" તે ડોલા ચહડાવી બબડવા લાગી. "મને એક ઘણી અજાયબી લાગેચ કે અત્યાર સુધીમાં લવના

મોતપર એણે સહેજબી દલગીરી બતાવી નથી એણે મને ગુનેહગાર માની મને સખત ઠપકાબી આપ્થો પણ એક વખત તેના મોતને વરે એણે આંસુ નથી પાડયું તેનું શું કારણ હશે? શું એવો એનો સાચ્ચો પ્યાર કે?"

"પણ હું? હા. હું જો શીરીન હોતે ને મારા સંજોગમાં રોદા તરીકે એણે તેને મારી નાખ્યો હોતે–એની માફક મેંબી તે જોયું હતે–તો અરે હું શું કરતે? ઓ–" તે ખરે મને કમકમી! કારણ તેનાં અંતઃકરણે એક જુદોજ જવાબ વાલ્યો. તેણીએ બેઉ હાથોમાં મોહડું ઢાંકી દીધું. "ઓ–હા–જરૂર–જરૂરજ હું એને તેજ વખતે ઉંઘાડી પાડતે. તેથી વધુ–મારી દરેક કોશેશે વેરમાં આવી હું એને પુરેપુરી સજા કરાવતે. બસ શીરીન તારી હીંમતને–આફ્રીન છે! એણે પોતે પોતાનાં સુખનાં ભોગે મારાં લગન અટકાવ્યાં. અરે કેવા મોટા સકંજામાંથી હું છુટી–છુટી?"

અહીં તે છોકરી અંચીતી ચોંકી. અત્યારવેરની તેની ખુશાલી એકવાર પાછી ઉડી ગઇ "અરે હું છુટી કાંહ છે? કાલે તો લગન! હું મારે મનથી છુટી ધારૂંચ બાકી સારૂં ગામ તો કાલે મને દારાંની ધણીઆણી થયલી જોવા તતપર થઇ રહયુંચ. અરે, પહેલેથી છેલ્લેવેર હું હવે બધાંની નજરમાં એક ઠગારી સાબેત થવસ. શું કરૂં? દારાંને આપેલું વચન હું કયા શબ્દોથી પાછું ખેંચી લેઉં? છુટી થવાનું હું એને કેમ સંભલાઉં? હું ખરેખર તો એને ચાહી શકતી નથીજ. છતાં એનાં જેવા એક અહુરથને આપેલો બોલ ખેંચી લેવા મારૂં દીલ ડંખેચ. અરેરે મારા ગરીબ પપા એ ખબર સાંભલતાંજ તેવણ કેવા હરણફાર થઇ જશે ને ગુડી? તે તો મને તરત હસીજ કહાડશે."

"બધું તો રહયું પણ વીલાનાં બધાં તો અમસાં પોતીકાં છે પણ લોકચર્ચાનું શું કરૂં? તે લોકને ઘણો લાંબો વખત સુધી નીંદાનું ઠીક બોટું મલશે. એ બધાના અખાડા પણ કાલે સવારથી ધમધમ કરતાં બધાં વીઝીટરો આવવા માંડશે તે લોકને હું કીયે નાકે મારૂં મોઢું બતાવશ? એ ખોદા મદદ કર, મને મદદ કર! સવારે દસ વાગે આશીરવાદ થવાના ને બાકી મારા હાથમાંના ૨૪ કલાકમાં હું તે બધું કેવી રીતે માંડી વલાઉં? કવાઇટ ઇમપોસીબલ!"

"અરે પેલા બેવકુફ રતાં મોરીસ જેનું મને મોઢુંબી જોવા નથી ગમતું તેને મોટી ડીકમાઇથી પપા ડીયરે ઇનવાઇટ કીધીચ તે મારા લવને ચાહતી'તી ને તેનીપર હું સરસાઇ ભોગવવા માગતી'તી તેનાજ દેખતાં હું બીજા સાથે પરણી જાઉં ને તે પોતે ભેદભરેલા શોકમાં હજુર ગણવું નથી, કરી છટકી જાય–મારી કેવી કમનસીબી!"

"નહીં નહીં મને એ લગનથી છુટવુંજ જોઇએ પણ કેમ છુટવું? એજ એક સવાલ છે. તેણીએ આંખે હાથ ઢાંકી ઉંડા વીચારમાં મગજ કર્યું.

આખી દસ–પહાડ જેવી દસ મીનીટ તેણીએ ગાળી કહાડી.

આહા! મીસ રોદા ફીરોઝશાહ ખુશરો બહેરામ—

કેવું ટેકદાર નામ!

આહ! તેવોજ મીઠો મધુર હાલનો તે ગંભીર ચીતાર હતો! તે રળીયામણા ગાર્ડનની કુદરતી લીલામાં ઉમેરો કરતી એક ખુબસુરતી ત્યાં બેઠી હતી. તેણીનો ગમગીન શોભીતો ચેહેરો અજબ લટકે તેણીની બેસવાની ઢબ નાજુક સફેદ પતલા

હાથનો ટેકો એ સામટો ચીતાર, તે તદને તદન ખાલી બાગમાં એક ચીતારાની હાજરીની અગત પુરતી પાડતો હતો.

પણ અરે, એક પારકા ચીતારા કરતાં તે છોકરીને પુરે-પુરો વખાણનારો એક જીવ ત્યાં કલાક થયો એકી ટગરે તે પ્યારી છોકરી તપાસતો છેક ખુણામાં ઝઝકલામાં ઉભો હતો તેની તે વીચારમાં લીન થયલી છોકરીને કયાંથીજ ખબર હોય?

અરે આશાવંતા જવાન–તારી પ્રાણપ્રીયાને–ભવીશનાં ખુશ ખ્યાલોમાં ટીકતો તું કેટલો હર્ષઘેલો બન્યોચ! પણ સંભાળ!! તારૂં જીગર જે હવે જે ઘડી જાયચ તેમાં તે મહાણુઅને મલવા ઉછાલા મારી રહયુંચ તેને થોભાવ! આજના તે છોકરીના વીચીત્ર દેખાવથી જે ઠોકો તારા દીલમાં શકનો વાગી ચુકોચ તેથી એકદમ ચેતી ને ચોંકી છે!

ગરીબ બીચારો! તેને થોડીજ ખબર હતી કે જયારે તે હરખથી તે વહાલી છોકરીને તપાસતો હતો તેજ વખતે તે સુંદરી આય જવાનથી હવે સદાનું કેમ છુટવું તેનાં વમા-સણમાં પડી ચુકી હતી.

આહ! તે દસ મીનીટનો ટુંકો અરસો આય થોભેલા જવાન માટે દસ કલાક જેવો હતો. હવે તે વંધારેવાર તે ગમગીનીનાં પુતલાંને જેમની તેમ રાખી શકયો નહીં.

ધીમે કદમે તે હવે નજદીક ગીયો ને તે પ્યારી છોકરીનાં ખભાંપર હાથ મુકવાની ખુશ ઢપે હજુર તો વાંકો વળે તેટલાં–આહ!

તેજ પળે તે છોકરીબી જાણે કંઇ નકકી વીચાર કરી ચુકી હોય તેમ આંખથી હાથ કહાડી તડી થઇ અને–અને અચાનક તે ચારે આંખો સાથે મલી ગેઇ!!

"ગુડ એશાગસ" દારાં બે ડગલાં પાછળ હઠી ગીયો. તે દાંતમાં આંગલી ઘાલી એ પળ તે વીચીત્ર ચેહેરો ટીકતો ડોળા ફાડી જોતો ઉભોજ રહી ગીયો !

અરેરે તે જવાન હેભતી જાય તેમાં કંઇ નવાઇ ! તે છોકરીનો ઉંચકાયલો ચહેરો–તદન પુની જેવો ફીકકો થઇ ગયો હતો. તેણીની હમેશની શાંત ઠંડી આંખો આજે જાણે દુન્યા જીતવા જતી હોય તેમ ચમકચમક થતી હતી. આહ આજની તે આંખો સાથે આંખ મેળવતાં તે જવાનનાં દીલમાંથી એક ધ્રુજરી પસાર થઇ ગેઇ. કારણ તે છેલ્લે છેલ્લે તેમાં જે પ્રીતનાં પ્રકાશ વાંચતો હતો. તે તેમાં આજે બીલકુલ હતો નહીં. તે બદલે એકવાર બતાવની જે સખત ઠંડાઇ તેમાં આજે ખુલ્લી માલમ પડી આવતી. જે હોઠો તેને જોતાંજ છુટા થઇ જઇ સુંદર દાંતો બતાવતા હતા, હસવાનો ખુશ સાહદ સંભળાવતા હતા. તે હોઠો આજે જોસમાં એકમેક સાથે બંધાઇ તમામ આતસ્યા રંગ પકડી બેઠા હતા, પણ વધુ અજાયબ જેવું તો એ કે—

તે પ્યારા જવાનના મીલાપથી બે બોલ બોલવાનું તો રહયું, પણ હવે ત્યાં થોભવાનુંબી તેણીને દરકારવંતુ હતું નહીં.

તેણીએ ઘસડાને બેચાર વાર મોહડું નુછયું અને જવા માટે ઉઠી–તે જતે–પણ દારાં તેની આય રીત ખમી શકયો નહીં.

"રોદા ઓ રોદા" તેનો હાથ પોતાનાં ખભાંને લાગતાંજ તે કંઇક કચવાટથી પાછી ત્યાં બેસી ગેઇ પણ જવાબ કંઇજ નહીં.

"રોદા" તેણે વાંકો વળી હાંક મારી "હમચુા મારા

મનમાં જે ભયંકર વીચારો ધસી આવેચ તે ખુદા ખાતર તારા અવાજથી બંધ પાડ !" તે દયાજનક વાકયનેભી કશો જવાબ નહીં.

દારાંએ ગમગીનીથી હાથમાંની હેટ અને સ્ટીક જમીનપર જોરમાં પટકી નાખી અને ધમ કરતો પાસે બેશી ગયો.

"રોદા કંઇભી બોલે નહીં તો જો એમજ બીજો પા કલાક પસાર થશે તો હું હમણુજ તારા પપા આગળ મારો જાન પટકી નાખસ."

હજુરભી કંઇ જવાબ નહીં.

"રોદા, આજનો તારો દેખાવ એક ચોકસ વખતની મને યાદ આપેચ કે જયારે મારી દરકાર 'રોદા વીલા'ની બ્યુટીને બીલકુલ હતી નહીં તે મારી સાથે હસવાને બદલે એક સાધારણ ડાકટરૂ સાથે વધારે ભેલાતીતી. હા—અચીતી તે ચમકતી આંખો તેની તરફ ફરી પણ ફક્ત એકજ સેકંડ ?!

રોદા ડીઅર મી હું એમ તો નહીં ધારૂંની કે તેની આગળની રોદા તું કદીભી પાછી બને ? એ જે ગોલાબને તારે હાથે પાણી સીપી સીપી તેં ઉધાર્યો તેને તદન પુર બહારમાં ખીલબ્યો ને તેને તુજ કચડી નાખે એટલી હદ સુધીનું ધાતકીપણું આય તારી તેજસ્વી આંખોમાં હોય એમ હું માનતો નથી. બોલની રોદા મારૂં ધારવું ખરૂં છેની ?"

અરેરે ? એક મારબલનાં સ્તબ્ધ પુતલાં માફક બેઠેલી તે છોકરી આંખનાં પાંપણભી હલાબ્યા વગર જાણે બસ હોઠ પીસી જડ થઇ બેઠી હતી.

"રોદા શું આજે મારી સાથે વાત નહીં કરવાના તું કસમ ખાઇ બેઠીચ ? રોદા-રોદા કંઇ નહીં તો મને એટલો

તો સ્વીકારો આપ કે આવતી કાલનાં આપણાં લગન પછી તું મને સુખી કરવાની કોશેષ કરશે. અરે ફક્ત એકજ કીસથી મને તે સાબેતી લઇ લેવા દે" તે પ્રીતથી ઘેલો થયલો જવાન વાંકો વળ્યો–પણ—

એક નરમ આંચકાએ તેને આગળ વધતો અટકાવ્યો.

"કદી બનશે નહી" અજબ ભારથી દાંતો પીસી તેણી આય ફક્ત ત્રણ શબ્દ બોલી !

"એટલે !" તેને ફાડી જતી છાતીએ ડોળા ફાડી પુછ્યું" રોદા મને મારી ભવીષની ભાગ્યણને એક કીસ લેવાનો શું હક નથી ? બીજા ૨૪ કલાકમાં ધણી ધણીયાણી થનારાનો આય ચીતાર કે રોદા ? જીંદગીનો સઉથી મીઠો ટાઇમ જો તું એવો ગાળે તો પછી હું તારી તરફથી શું આશા રાખું ? તેણે તે ચેહેરો પોતા સામુ ઉંચકયો. "મને કહે ?–રોદા મને કહે ? તું. મને સુખી કરશે કે ?"

"તમે શું ધારોચ ?" તેણીએ તેનેજ ગલે જવાબ બોલવવા પુછ્યું,

"જો આજનો દેખાવ હું ખરોજ જોતો હોઉં તો તો–હું ધારૂંચ કે આપણાં લગન બેઉ જણને એક હડહડતા શ્રાપ જેવા થઇ પડશે. પણ અરે–એ બધું બનું છતાં એ રોદા ડીવરેસ્ત ગર્લ કાલનો દહાડો કાહરે આવે તેની હું કાગને ડોલે વાર જોઉંચ."

અરે તે ઉછલતાં જીગરનાં ગરમ શબ્દોએબી તે ઠંડીગાર છોકરીને જરાકબી હીલવી નહીં. આજનાં જેવી વીચીત્ર તે છોકરી દારાંને આગલ કદીબી લાગેલી નહીં.

"રોદા તું મારી તરફ ગમે તેવી થા–પણ હા, બીજી

કોઇ છોકરીની સાચ્ચી પ્રીત મેળવવા કરતાં હું તારો એથી દશગણો વધારે ગુસ્સો ખમવા તઇયાર છેઉં; મારા સાચ્ચા વહાલપર હું એટલો મુસતાક છેઉં કે તેજ તેજ તુને ભવી-શમાં મારી તરફ ખેંચાતી કરશે. મારાં જીગર-મારા જાન—

"બસ બસ ખુદા ખાતર એ શબ્દો ના વાપરો" તેણીએ ડોકું મરડયું.

અરેરે, ભવીશની મહોરદાર તરફથી આય જાતનું 'ત્રીટમેંટ' જોતાં દારાંને એક લખલખું ભરાઇ આવ્યું છતાં અરે તે દીવાની પ્રાતનો ઘેલો જવાન તેણે તે મખમલી નાનો હાથ માયાથી પકડયો.

"વહાલી રોદા, ખુદા ખાતર એટલી ઘાતકી ના બન. મારો કંઇ વાંક પડયો હોય મેં કંઇ તુને કારણ આપ્યું હોય તો મને જણાવ હું માફી માંગવા તઇયાર છેઉં."

હા ગમે તે પણ એક સ્ત્રી-તે જવાનને બી-તરથી વખાણનાર એક સ્ત્રી આય રીતનો કકલાત કેવી રીતે સહન કરી શકે! તે છોકરીએ જાણ્યું કે હવે તે વધુ વાર આય દેખાવ જારી રાખી શકનાર નથી એટલે તેણીએ તે હાથ એક નરમ આંચકાથી ખેંચી લીધો.

"દારાં સુરજ માથે આવવા લાગોચ. મને હવે ઘેર જવું જોઇએ" તે એક ઝટાક મારી ઉઠી ઉભી થઇ.

"રોદા મને આવી હાલતે નાંખી તું ચાલી જાયચ?"

"હા-મને જવું જોઇએ."

"ત્યારે આજનાં તારાં ત્રીટમેન્ટથી હું શું વીચારૂં?"

"તમારી મરજીમાં આવે તે!" તે ચાલવા લાગી પણ નહી. છેવટના સખુનો વગર જવા દે એવી હાલત દારાંની હતી નહીં. તેણે સામટા જોરથી તે પતલો હાથ પકડયો.

"સાંભળ–રોદા હું બસ વધારે બોલવા માંગતો નથી. પણ મને આશા છે કે તું મારૂં નીરાશીમાં ખુન નહીજ કરશે. હમણાં નહીં તો આવતી કાલનાં આપણાં લગન પછી તું મને ચાહવાની પુરતી કોશેશ કરશે–ત–તા." વધારે કંઇભી સાંભળવા વગર તેણે તે હાથ છોડી દીધો. અને જેવી તે છુટી કે તેણીએભી ચાલવાજ માંડયું.

—·—:o:——

## પ્રકરણ ૪૯ મું.

—:o:—

આહ ! કાલે લગન ! કાલે લગ્ન ! એજ સબ્દ આખા વીલામાં બોલાઇ રહયો હતો. નોકર ચાકરો વટીક કાલના સઉથી મોટા દહાડા માટે પોતપોતાની ધધુખાર મચાવી રહયાં હતાં. આખો વીલા જાણે નવોજ તઇયાર થઇ રહયો હતો. શેઠ ફીરોઝ અને ગુડીના હરખનો પાર નહિ હતો, પણ કન્યા!

હાય–હાય, તે વહાલા જવાનને નીરાસીમાં હાંકી કાડી તે જયારથી વીલામાં દાખલ થઇ ત્યારથીજ બધાંને હુકમ મળેલો કે "આજે રોદાને કોઇએભી ફોકટ છેડવી નહીં ને તેજ પ્રમાણે સહવારના નવ વાગાથી હમણા એક થયો પણ તે જેમની તેમ એક સોફાપર વીચારોમાં કચડાતી પડી રહી હતી.

વીચારો–અરેરે–તે સીતમગાર વીચારો ! ! તેણીનો જીવ તે ભયંકર પ્લાન રચવાથી કમકમતો હતો, પણ નાચાર! સારૂં શહેર તઇયાર થયલું તેવાં એક લગન ૨૪ કલાકમાં અટકાવવાને માટે એ સીવાય બીજો રસ્તો તે છોકરીને બીલકુલ સુજયોચ નહીં.

"મીસ ફીરોઝ આય કાગળ," ધીમેથી બારણું ઉંઘાડી મીસીસ હંટે એક કાગળ તેણીની સામે ધર્યું. "મી૦ ફીરોઝ શાહ તરફથી એ મને સહવારનું મલ્યુંચ પણ–પણ તમાર હુકમને માન આપી મેં તમુને ડીસટર્બ નહીં કીધા."

તેણીએ હાથ લંબાવી તે લીધું અને બારણાં સામુ એવી રીતે જોયું કે તે રાંક ગવરનેસ તુરતજ પાછી બહાર પડી.

બારણું બંધ થતાંજ તે તડી થઇ. "ખોદા રખે કંઇ પાછું કુવો ગલાવવાનું ચીઠરૂં હોય!' હદ વગરની આતુરતાથી તેણીએ તે વાંચ્યું જે સાથે આપણેબી તે વાંચતાંજ આવ્યે

મારી મીઠી દીકરી રોદા.

તુને મલીને વાંત કરવા હું આતુર હતો પણ મીસીસ હંટ તરફથી આજે બએ દહાડા થયા મને એકજ જાતને જવાબ મલેચ કે તુંને ડીસબર્ટ કરવી નહીં. જેથી આખરે મને લખવું પડયુંચ કે કાલે લગન છે તેને બરાબરની ગોઠવણ સાથે તું તઇયારજ હશે. આજે સાંજે રતાંનાં માએ નાન માએ મોરીસ વીલામાં આવનાર છે તેમજ આપણા બુઝરગ પંથકી મી૦ કેરસારપ કાંગાબી આવશે જેથી આવતી કાલન વરે એ લોક સાંજથી બધું નકકી કરી રાખંશે, પણ માર ખુશી છે કે સાંજની અગાઉ તું બહાર નીકલે અને એ બે પરોણાંને દીલોજાનથી રીસીવ કરે. ત–તા.

લી૦ ફીરોઝશાહ

"ચચ ચચ ચચ!" જોરાવર તચકા સાથે તેણીએ કાગલનો ડુચો કરી નાખ્યો. "શું પપાએબી જંગ જગાડયુંચ કોઇને નહીં ને તેની માએનેજ એવણેબી પસંદ કીધી પ મારો વીચાર છે તેજ રહેવાનો–બસ મને આજે કોઇને મલવુંન

નથી. મારીપર કોઇનું દબાણ ચાલી શકનાર નથી." તેણીએ મીજાસથી તે બેલ વજાડતાંજ મીસીસ હંટ એકવાર પાછી સામે આવી ઉભી.

તેણીએ બોલવા માટે એક ભારી ખંખાર માર્યો, પણ અફસોસ કે તે શબ્દો તેનાં ગળામાંજ પાછાં ગુંગળાઇ ગયા. મીસીસ હંટને માટે આય દેખાવ અસાધારણ હતો. હમેશની તે મગરૂર શેઠાણી ઝપાટામાં પોતાનો હુકમ રજુ કરતી હતી. જયારે આજે તે કાંઇ બોલવા માંગતી છતાં તેણીના ફીકકા સફેદ ચેહેરાએ ગરીબડી ગવરનેસને બીચકાવી.

"મીસ ફીરોઝ મને લાગેચ કે તમે કોઇ ભારી ગુંચવણમાં છેવો. જો મને તે જણાવવા લાયક હોય તો જણાવો. હું મોટી ખુશીથી તેમાં મદદ કરીશ. બાકી આય તમારો દેખાવ મને એવી યાદ આપેચ કે મને ધુજરાં છુટેચ; પેલી તમારી જીવલેણ માંદગી—"

"ચપો એ બધું ટાહેલું માંડી વાળો ને મારૂં સાંભળી લેઓ. પપાપર લખવાની મને હમણા મરજી નથી. પણ એવણ પુછે તો કેહજો કે બનશે તો એવણને આજે રાતે મલશ. બીજું સમજો. આજે સાંજે પેલાં મીસીસ મોરીસ અને મી૦ કાંગા કરી બે પરોણાં આવવાનાં છે. મારી વતી તમેજ તે લોકોને ઘણાં સારી રીતે રીસીવ કરજો. તે લોક મને મલવા માંગે તો સાફ કેહજો કે જીવને અસુખ હોવાથી આજે હું કોઇનેબી મલી શકશ નહીં. તમે બધું સમજયાં કે—"

"હા, હું બધું સમજી, પણ મીસ ફીરોઝ લગ્ન એ જીંદગીનો સઉથી સુખી દહાડો, આવતી કાલે દસ વાગે તે કીયા છે ને આજે તમે આય જાતનો એકાંતવા——"

"પ્લીઝ તમે મારૂં ભેજું ના ખાવો. એમ વચ્ચે પતપત કર્યા કરશો પછી હું કાહરે બોલી રેહવશ, હવે કાલે દસ વાગે આશીરવાદ છે. મને આઠ વાગે બધામાં હાજર રહેવું જોઇશે, કેમ!"

"હા."

"ત્યારે મહેરબાની કરી તમે મીસીસ મોરીસ સાથે મહેનત લઇ બધાં પરોણાંઓને ઇનસાફ આપજો, ને કાલે આઠ વાગા સુધીની મારી ગેરહાજરી કોઇનેબી જણાય નહીં તેવી રીતે સાચવી લેજો–શું, એટલું કરશો કે?"

"મી૦ શીરીઝ—"

"બસ–કંઇ નહીં–શેઠ પુછે તોબી એમજ સાફ કહેજો કે મેં તમુને એવો હુકમ આપેલોજ છે. કોઇબી રીતે હું તમોને કહી મુકુંચં મીસીસ હંટ કે કાલે મને સકકારેથી ઉઠાડવાની દોડધામ કરવી નહીં. હું આઠ વાગે જરૂર બધાં પરોણામાં હાજરી આપીશ. મારા બોલ્યા વગર મારાં બારણાંને કાલે જરાકબી થોકવાની કોશેષ કરવી નહીં. ગમે તેવું થતાંબી મારો હુકમ તાકીદે બજાવજો. ચાલો હવે સીધારો!"

* * * * *

એક વાગાથી છ વાગા સુધી તે છોકરીએ લગભગ ભારી ગમખ્વારીમાં તે વહાલા જનમથી વપરાતા ઓરડાની તપાસ પડી પડીએ લેયા કીધી. રોદા વીલાની રાણીની ગમખ્વારી ખરેજ ભારી હતી. તેણીએ તે પોતાના ટેસ્ટથી ગોઠવાયલા નાના રમણીય ઓરડાને પચ્ચીશવાર ડોકાં ફેરવી ફેરવી જોયો. અરેરે દરેક વહાલી માનીતી ચીજો ઉંચકી તપાસી દરેક નાની મોટી વ્હાલી છબીઓ તેણીએ ફરી ફરીથી આખમાં દાબી.

"હા–છનો ભારી ટકોરો ટાવરમાં ઠોકાતાંજ તે પાછી પડી, ઓ ખુદા મારૂં દીલ નથી ચાલતું. મારૂં વહાલું ઘેર છોડી જવા મારૂં મન નહીં થતું. ઓ! મને જવા નથી ગમતું હું કેમ જાઉં? કાંહાં જાઉં? સું મારી આફતો થોડી હતી કે આખરે મારૂં મીઠું બાપીકું ઘેરબી છોડવાની મને ફરજ પાડેચ. ઓ લવ–લવ તારૂં ભાગ્યશાળી પગલું મારી આગળથી ગીયું ને ગીયું. હું દુન્યાથી જાણે ઉખડી જાઉંચ!" તે ભયંકાર ડચકાંઓ સીવાય ત્યાં બીજું કંઇ સંભળાતું નહિ.

"ઓ કઇ નહિ જેબી થાય તે ખરૂં, પણ અરે આય લગન–મારા લવનાં રૂહને કમકમાવનારી ક્રીયા હું કદીબી કરવા દેવાની નથી, ચાહે તો પપા ડીયર મને તજે, ચાહે તો દારાં મને ઠગારી કહે, ગમે તો ગુડી મને ધીકકારે કે લોકો મારીપર થું કે પણ––પણ––મારાં ખરીદઇ ચુકેલાં જીગરને હું કદીબી હવે દગાથી બીજાને વેચનાર નથી, પણ અરે સાડા છનોબી ઠોકો વાગો મને હવે હીમ્મત પકડવી જોઇએ" તે ધીમેથી બારણા આગળ ગઇ.

હા ઘેરમાં કંઇ નવી ગડબડ થતી તેણીને તુરત લાગી. નવાં પરોણાંઓ આવી ચુકાં હતાં એ તેણી નોકરચાકરોની દોડાદોડીથી પામી ગઇ. હસવાના સાહદો, વાતચીતના ટાહુકાઓ, ખુશાલીભરી દોડધામ. અફસોસ આય પરણુતી કન્યાને મનસે એક નકકી મોતનોજ સામાન હતો!

ઘડીકમાં હાય અફસોસ કરતી, ઘડીકમાં રડતી, ઘડીકમાં હીંમત પકડતી, આખરે તે એક ડેસ્કપર માથું નાખી પડી.

"ઓ ખોદા શું આજે ઘડીઆલબી મારી પુઠે લાગુંચ" એટલા જલદી સાતબી વાગા. ઓ આય વહાલું ઘર છોડા-

વત્રાની શું એમી ઉતાવળમાં પડયુંચ? મારે હવે ઝડપ વાપરવી જોઇશે, જો આજનું કામ હું ચુરી તો કાલે–ઓ કાલે–નહીં નહી, હું બજાવશ, ને મારા લવને મારી વફાદારી જણાવશ." તે હવે ડચકાં ખાતી કંઇ લખવામાં રોકાઇ.

અરેરે મગરૂર રોદાની તે માનીતી ડેસ્ક પણ હમેશ તેણી ઠસ્સામાં શોભી રહેતી હતી. તેણીનાં સફેદ લંબાચા આંગળાંઓ હમેશ કાગલોપર વીજળી માફક ચાલ્યાં જતાં હતાં. લખતી વખતની તેણીની સુકડી આંખોનું રૂપેરી કપાળ ચીલ્લો ચઢાવી પોતાનો ટેક બતાવી આપતું હતું પણ આજે?

આજે–હાય હાય–આંખમાંથી તે લખાતાં કાગલપર ટપક ટપક ટીપાં પડયાં જતાં હતાં. આંગળાંઓ તે ભયંકર લખાણ લખતાં ઉડી ઉડી જતાં હતાં, તેણીનો ચાલતો દમ તે ઉંચકાતી છાતીનાં દયાજનક ડચકાંઓથી ખુલ્લો સંભળાતો હતો.

ઓ તે ચીતાર!

આખરે તે બેઉ કાગલ લખાઇ રહયાં કે તેણીએ છેલ્લાં મોટાં ડચકાં સાથે માથું તે ડેસ્કપર નાંખી દીધું.

કમનસીબ છોકરી? નાદાનીમાં તું કેવું ગજબભર્યું પગલું ભરેચ તેની તુંને કયાં શુધી છે? પ્રીતીવંતા આસપાસ હોવા છતાં તારી મગરૂરાઇ હજુર તુંને સંતાપેચ!

* * * * *

અરેરે વાંચનાર તું આય છોકરીને ઓળખેચ કે લેવડને પતલા થયલા લાંબા આકારપર કાળો ગાઉન, સુંદર ખુબસુરત ચહેરાપર સુનેરી આઇ ગ્લાસ, કાળા લાંબા બાલોપર સાદરાંની હેટ, હાથમાં એક નાનો હેંડબેગ અને નાની રેશમી છત્રી!!

"આહ! બરાબર હું ધારૂંચ કે બપાબી હવે મને

ઓરખી નહિ શકે." મોટા આયનામાં ઉભી પોતાની તપાસ લેતી તે છોકરીએ દસબીવાર મનસે સખ્યારો લીધો." આજથી હું મીસ રોદ્દા ફીરોઝશાહ નહીં પણ મીસીસ ફ્રાન્સ !

બારણાંપર કાન ધર્યાં તો—આહ! ખાણાંની ટેબલપર બધાં ગોઠવાઇ ચુકેલાં હોવાથી તેણીને ઘણુંજ ઠીક થઇ ગયલું લાગું.

ધાસ્તીથી દમ જોરમાં ઠોકાતો હતો. ઘણુંજ ધીમેથી આસપાસ જોતાં તેણી બારણું ઉઘાડી બહાર પડી, હા! એક વાર તે પ્યારા ઓરડાને નીહાલી તેણીએ તે પાછું મજબુત ચપટાવ્યું.

હા—તેણીને કમનસીબે આખો તે વીશાળ દાદર ઉતરી જઇ કોઇનીબી નજર વગર તે માનીતા બાગમાં આવી પુગી.

અરેરે—શું એક છેલ્લીવાર તે પ્યારાની છેવટની ઘોરમાં નજર નાખ્યા વગરજ તે આય વહાલું મકાન સદાનું છોડે! નહીં. ઝડપી પગલે તેણી તે કુવાના ભયંકાર પાણીપર વાંકી વળી.

"ઓ લવ! હવે પછી હું તુને તારી ઘોરપર મલી શકશ નહીં, પણ અરે—આય જીવ દર પળે તારીજ યાદમાં મરશે.' તેણીએ બુલંદ વહાલાં મકાનને એક છેલ્લી નજર નાખી.

"અરે પપા—કેવાં ખુશી દીલે તમે આજે મેજબાની લેઓછ? પણ ઓ—કાલે તમે કેવા દુ:ખી! બસ મને જલદી સટકી જવું જોઇએ. તે હવે ઝડપી પગલે બહાર પડી ને નીચી ડોકે ચાલવા માડયું.

અરે તે વહાલાં મકાનથી દસેક પગલાં બહાર પડતાંજ તે છોકરીએ એક લાંબો છુટકારાનો દમ ખેંચ્યો.

કમસમજ, નાદાન, એ ખુશાલી ઘણી થોડા વખતની છે, જતાં પીતાએ આખી દુન્યામાં વાયેજાન, જતાં મકાને આ

હડહડતી ઠગારી દુન્યામાં તારા જેવી ખુબસુરત છોકરીએ રખડતું થવું એ કેવું ભયાનક છે તે હમણાની તારી આસ્થીર હાલતમાં તુને કયાંથી માલમ પડે ?

હીમ્મતની ધુંધમાં તે ભાગ્યે પાંચેક મીનીટ આગળ વધી કે કુદરતી તે એક ખુણામાં અચકી ઉભી.

ધમધમ કરતી ગાડીઓ મોટરોની જતી આવતી ધમાલથી તે હવે ટસ થઇ ઉભી રહી ગઇ. એકવાર પોતાની હાલતપર તેણીએ પાછી નજર નાંખી. "નહિ મને કોઇ જોય તોબી ઓળખનાર નથી. હું મીસ ફીરોઝ કરતાં મીસીસ ફ્રામ્સ બરાબર લાગુંચ." એજ વખતે પાસેથી હંકરાઇ જતી એક વીક્ટોર્યામાં તેણી ચહડી બેઠી.

"ચલાવ બોરીબંદર."

હા ! બેગ મુકી નચીંત જીવે બેઠા પછીજ હવે સઉથી પેહેલો ઝટકો કંઇક લંબાણુ વીચારનો તે છોકરીને વાગો. બેવકુફાઇની પહેલી ધ્રુજરી તેનાં દીલમાંથી પસાર થઇ ગઇ.

"ઓ ખોદા ! હું ચાલી તો આવી, પણ મારૂં નામ—ઓ દુન્યાના લોક શું બોલશે ? મારા પપાને કેવું ભારી લાગશે?" તેણીએ માથું નાખી દીધું. તેણી બરાબર જાણતી હતી કે તે વીચારો નકામાં છે. મોડું થઇ ચુકું હતું. હવે પાછું સમારવાનો વખત હતો નહીં.

—:o:—

## પ્રકરણ ૫૦ મું.

—:o:—

રાતે નવ વાગી ચુકા હતા. કોટનો ગંજાવર રસ્તો ધમધમી રહયો હતો. તેમા બોરીબંદરનું સ્ટેશન તેના ભપકાદાર

દેખાવમાં અને પચરંગી ધમાલમાં લગભગ ગાજી રહયું હતું. ગાડીઓ એકેક પછી આવી થોભતી, કુટુંબો તો કોઇ એખલાં છેકલા, કોઇ મધ્યમ તો કોઇ એશરીટાટ બડેખાંઓથી જાણે ત્યાં જોવા લાયક મેહમાર થઇ રહ્યો હતો. કોઇ વીહસ્લમાં રાગ ગાતું ફરતું તો કોઇ કુટુંબી ધાંધલમાં દોડતું તો કોઇ બીચારા ગાંસડા પોટલા ને ધરફડીમાં અફલાતું હતું. એ બધો દેખાવ એક ખુણામાં બીહુતી ધ્રુજતી ઉભેલી આપણી કમનસીબ રોદા—

મીસીસ ફેરબસ—

ગભરાયલે ચહેરે જોતી હતી.

ખરેખર સ્કેંડલ પોઇંટપર આવેલા તે એકાંત વીલાના દીલખુશ બાગમાં રમતી. તે મગરૂર ટેકદાર છોકરીને વરે આય જાતનો મુંબઇનો પચરંગી મહેમાર–ચીત્ર લાગે તેમાં નવાઇ શુ?

ભભરાવલે ડાચે તે ત્યાં પાંચેક મીનીટ થોભી પણ વળી તેણીને પોતાની હાલતનું ભાન આવ્યું. તેણીનો રડમસ ચહેરોજ તેનો અતીસય ગભરાટ દેખાડી આપતો હતો.

આખરે હીમ્મત પકડી કશાપણ વીચાર વગર તેણી ટીકીટ ઓફીસ તરફ ચાલી. વલી તેણી થોભી.

એ રખે આય ભભુકદાર ઉજ્જસમાં કોઇ ઓલખીતું મલી જાય. રખે કોઇ તેણીને રોદા તરીકે પારખી કહાડે. ઓ રખે એટલામાં વીલામાં ગરબડ જાગી ચુકી હોય. રખે કોઇ પુઠે આવી પુગું હોય. તેણીની ચમકતી આંખો આસપાસ દોડતી ફરતી હતી.

એકવાર આય ધાંધલખોરી જગાની પોતાની નાચાર નીરાધાર હાલતમાં તેણીને તે વહાલો બાપ, માયાવંતો ભાઇ,

પ્રીતીવંતો દોસ્ત, મુવેલો વહાલો લવજી, તાબેદાર નોકરો, બાદશાહી મકાન બધું પાછું હઇયે ધાઇ આયું.

"શું હવે હું પાછી ઘેર જવા માગું તો જઇ શકુ ? ઓ નહીં હવે કીયે નાકે હું પાછી" તે બબડતી અટકી ગેઇ. કારણ અંચીતી તેણીની નજર એક ઠેકાણે ગેઇ કે જયાંથી એક પારડી બાનુ જેણીને ટીકી ટીકી જોતી હતી.

"ઓ ખોદા રખે એ કોઇ મને ઓળખતું હોય" તેણીએ ધસરીને મોહડું તુછ્યું, હા—એકવાર ફરીથી તેણીએ જોયું તો એક નાની બટુકલી તે બાઇની પાંખડીએ વલગેલી તેણીએ જોઇ.

હા—બધી ગીરદીમાં આય માયાલુ દેખાવની એક માતાને જોતાં રોદાનાં દીલમાં અજબ ઉલટ આવી.

"પપા—પપા ડીયર—ટીકીટવાલાને કહેોની કે આપુંને પહેલાં ટીકીટ આપે." પેલી બુચીએ ટીકીટ ઓપીસ નજદીક ઉભેલા એક ઇંગ્લીશ ડરેસમાં સજ થયલા પારસી ગ્રહસ્થને કહ્યું.

રોદાએ તુરત પારખ્યું કે તે ત્રણે માય બાપ અને બેટી હતાં. જેણીએ એક લાંબો સખ્યારો લીધો કે તે બાપ અને સાથવાલાને આજે તે પહેલીજ વખત જોતી હોવાથી તે લોકમાંનું કોઇ તેણીને ઓલખી કહાડે એમ હતું નહીં,

"હેદરાબાદ, ફર્સ્ટ ક્લાસ, ટુ એંડ એ હાફ."

તેણીએ તે પારસીને ટીકીટ માંગતા સાંભલ્યો.

અરેરે! આવી નાચાર હાલતમાં આય કોઇ સારી દેખાતી ફેમીલી સાથે તે તેબી, કાંય નહીં. હઇદરાબાદ તરફજ રસ્તો લે? અરેરે, પણ સાથે જતાં આડા ઉભા કંઇ સવાલો થાય તો જવાબોમાં શું કહેવું? તેણીએ ફરીથી તે બાઇને નીહાલી.

હા–જો રાદા ફીરોઝશાહ તરીકે તે અત્રે આવી હતે તો શક છે કે તે એમાંની અરધીબી દરકાર તે બાનુનું કાકું તપાસવાની લેતે પણ હમણા અરે! તેણી કેવું ઇચ્છતી કે તે લોક તેણીને પોતાનો સાથ કરે

હા! વીચારની શકતી પ્રબલ છે!

જે પળે રોદા આવા વીચારોમાં ગરકાવ હતી ત્યારે પેલી બાનુ જે લગાર ઉમરની પાકટ સમજણુની હતી તેબી ચગોર આંખે આય ખુબસુરત ઇંગ્લીશ છોકરીને આવી ગમખ્વારીમાં એકલી અટુલી ઉભી રહેલી જોતાં વીચારમાં પડી ચુકી હતી.

"નાઉ ડીયર કમઓન" પેલા ગ્રહસ્થને હવે ટીકીટ મલી ચુકેલી હોવાથી તે હવે પોતાની મહોરદાર અને બેટી સાથે ચાલવા મંડયો પણ નહીં પેલી બાનુનું બધું ચીત રોદા રોકી બેઠી હતી; તેણીએ એક બે સેકંડ તે ગ્રહસ્થ સાથે કંઇ વાત કીધી.

રોદાએ તુરત પારખ્યું કે તે વાત કઇ પોતા માટેજ હોવી જોઇએ, પણ હવે તે પસતાઇ. પોતાને માટે આસપાસનાઓને શકમંદ બનાવવાની નબળાઇપર તે મનમાં ખભરી–લગાર ટેકથી તેણીએ હઇદરાબાદની સેકંડ કલાસની એક ટીકીટ માગી.

અલબતાં–ટીકીટ માસ્તર પણ આય કઢંગે વખતની અસાધારણ ખુબસુરતી તરફ જોતો વીચારમાં પડયો,

"બાઇ–એકજ ટીકીટ?" તેણે પાછું પુછયું.

"હા." શરમાલ ધીમો જવાબ મલ્યો.

ટીકીટ મલતાંજ હવે તે પેલાં ઉભેલાં કુટુંબ નજદીક જઇ થોડાં પગલાં દુર ઉભી રહી.

પણ કેવી ખુશાલી! પેલી બાનુને ધીમેથી પોતા તરફજ ચાલી આવતાં તેણીએ હરખાતી આંખે જોઇ.

"જો કંઇ અડચણ નહીં હોય તો પૂછું કે તમે કાંહ જવાનાં?" અતી ઘણાં ગીઠાસથી પેલા બાનુએ ઇંગ્લીશમાં સવાલ કીધો.

"હું? હઇદરાબાદ."

"કેવું સારૂં! અમેબી તાંહજ જઇએચ. મને તમારાં જેવાં જવાન બાનુનો સાથ મળ્યો તેથી ઘણીજ ખુશી છેઉં. પણ કદાચ તમુને એકલું ગમતુંબી હોય" તેવણે અચકાતાં પુછ્યું.

"તમારા જેવી કંપની મારી એકલી હાલતમાં મલી ગેઇ તેથી હું ઘણી આભારી છેઉં. એકી ટગરે ટીકતી બાનુંથી લગાર બીચકી જઇ તેણીએ મોહડું તુછતાં સહેજ ડોકું ફેરવ્યું.

"મમા ડીયર એવણુને આપણી સાથેજ બેસાડજો. મને એવણુ ઘણા ગમેચ" તે નાની મટુકલી જે અત્યાર સુધી એકકી ચીતે આય 'ગોરી ગોરી' છોકરીને ટીકતી હતી. તે બોલી ઉઠી.

કુદરતી આય સાંભળી રોહાથી સહેજ હસાઇ પડાયું જે જોતાંજ પેલી બાનુએ ઝટ સવાલ કીધો.

"શું તમે અમારી ગુજરાતી ભાશા જાણોચ?"

હવે? આય પહેલી મુશકેલી આખરે અતી ખરી ફકત દસ મીનીટમાંજ કઢંગો પેહલો સવાલ સામે આવી ઊભો.

"હાજી"–શુધ્ધ ગુજરાતીમાંજ હવે રોહાએ સહેજ હસી વધાયું". "હું પારસી ફેમીલીઓમાં ગવરનેસ તરીકે રહેલી હોવાથી મને એ ભાષાનો પકો મહાવરો છે."

"ચાલો તાહરે તો મારી બેબીને તમે ઘણાં ગમોચ તો મુસાફરીબી ઠીક નીકળી જશે. આવી લાંબી મુસાફરીઓપર

તો ફર્સ્ટ ક્લાસ સીવાય બીજામાં પુરતી કમફર્ટ મલતી નથી. તમે કીયા કલાસની ટીકોટ લીધીચ ?"

"સેકંડ કલાસની."

"અરર તાહરે તો આપુને બેસવું પડશે."

"ઓ નહીં નહીં. મમા જો એવણુને આપણી સાથેજ લેઓ." તે નાની મટુકલી મમાપરથી હવે પપા તરફ ફરી "પપા-એવણુને મારી સાથે લેઓ-જો વરી."

"જેમી એટલું કરો ને આય લેડીને આપણી સાથે લેઓ." તે બાનુએ હવે ધણીને કાનમાં કહ્યું.

"કાંઈ નહી." તે ઝડપથી રોદા તરફ નમ્યો "મહેરબાની કરીને મને જરા તમારી ટીકીટ આપશો."

"કંઈ નહીંજી, તમે કામ ત્રબલ લેઓચ," હું સેકંડ કલાસમાં બરાબર —

"નહીં નહીં-મારી બેબી તમુને સાથે જોવા ઘણી આતુર છે."

"તમારી કંપનીથી હુંબી ઘણી ખુશી થવસ." પોતાના ધણી સાથે પેલી બાનુબી બોલવા લાગી. અને આખરે રોદાની છુપી ખુશાલીથી તેણીને એક ઘણીજ સારી સાથ હાથ લાગી ગેઇ.

"હા-બીજી દશ મીનીટમાં તો તે ફુંફારા મારતી ધસી આવેલી ત્રેનમાં એક ફર્સ્ટ કલાસમાં તે અંજાણી ફેમીલી સાથે રોદા નચીંત જીવે ગોઠવાઇબી ગેઇ.

અલબત અર્ધા કલાકની આગમજની તેણીની નાચાર એકલવાઇ હાલત કરતાં હમણાં તે ઢસી જતી ત્રેનમાં તદન નચીંત જીવે બેઠી હતી.

પણ અરે! તે નચીંતાઇ કયાં વેરની!

ફકત મુસાફરીની–પછી? પછી હઇદરાબાદ જેવા કદી નહીં જોયલા પારકા મુલકમાં તે શું કરશે? કયાં જશે? તેણીએ તે પસાર થઇ જતી લીલોતરીપર પોતાની ફીકકી આંખો ટાંકી વીચારોમાં એકવાર પાછું માથું નાખી દીધું.

સબર છોકરી ધીરજ ધર તારાં દુખની સીમા નથી એ ખરૂં–પણ–પણ.

જે તેં નથી જોયું–તે તું એ હઇદરાબાદમાં જોશે.

---:o:---

## પ્રકરણ ૫૧ મું.

—:o:—

પ્રીય વાંચનાર! સંજોગોની સાંકળ જોતો તું ચોંકતો ના. તે ફર્સ્ટ કલાસમાં ગોઠવાયલા કુટુંબથી રોદા તદન અંજાણી હોય તો શું થયું, પણ આપણે તે લોકને એકવાર મળી ચુકેલા હોવાથી તેઓને તુરત ઓળખશું.

આરામથી–એક ખુણામાં લાંબા ટાંટયા કરી ગોઠવાઇને વાંચતો જે કોઇજ નહીં પણ મરહુમ લાજી ડાકટરનો બંધેવી જમશેદ વેલાતી હતો પેલી બાનુ તે આલામાય અને પટપટખોરી મટુકલી તે નાની શહેરૂ હતી

છેલ્લાં આપણે તે લોકને લવજીની મોટી મદદથી નાણાંની બતંગ હાલતમાં અને લવજીની પસંદગી પર લગાર ગભરાટથી મુંબઇ છોડી જતા ગયલાં જોયાં હતાં. પણ આજે? આટલા ટુંક અરસામાં જમશેદ વેલાતીનું નસીબ ફરી ગયું હતું. હાલની તેની હાલતમાં તે આગલા જમશેદ તરીકે કદાચજ ઓલખાતો.

હાલમાં જેમી પોતાની મહેરદાર અને દીકરી સાથે હૈદ્રાબાદમાં લગાર ભપકાબંધ ઠાઠથી રહેલો હતો, કે જે સારી સ્થીતી જોવા પોતાનો જુવાન વહાલો ભાઇ આજે જીવતો નથી એ દલગીરી આલાંમાયની મુખ્ય હતી.

આઇ ગ્લાસ ચઢાવી વાંચતાં બેઠેલા જેમીની નજર વારંવાર આય વીચારમાં ડુબી ગયલી છોકરીપર પડી જતી હતી. કોણ જાણે શુંની હોય પણ તે ગ્રહસ્થ અવારનવાર કંઇક ચુંચી આંખે તે ચહેરો તપાસતો હતો.

આલાંમાય તો ભોલી નજરે દયાથી આ ગમગીન પુતલાને જોતો હતો, જ્યારે રોદા! હવે પછી શું શું સવાલો પુછાશે ને તેમાંથી પુરતી આબરૂ સાથે કેવી રીતે બચી જવું તે વીચારમાં ગુરઇ ગઇ હતી પણ પેલી શેહરૂની પટપટથી તે બેઉ વચ્ચે ઝાઝોવાર ચુપકીદી ટકી શકી નહીં.

"મમા ડીયર—એવણુને આપણે ઘેરે સાથેજ લઇ જઇશું કેની?' તેને દુરથીજ પણ આતુરતાથી પુછયું,

"દીકરા એવણ કંઈ કામે જતાં હોશે તે મુકીને આપણે તાંહ કેમ આવે?" આડકતરી રીતે તેણીની પાસે જાણી લેવાની મતલબે આલાંમાયે ખાસ જવાબ દીધો.

"પણ એવણનું ઘેર આપણે તાંહથી નજદીક હોય તો કેવું સારૂં? હું રોજ તમારે તાંહ મલવા આવંશ હું." તે બુચીએ રોદાને એક દીલસોજીભર્યા ડોકાંથી સખ્યારો આપ્યો.

"માફ કરજો હું એનો પટપટારો તમુને ઘણો કંટાલો આપનો હોશે" તે હરખાની માતાએ હસીને કહ્યું.

"એમ ના બોલો મને એનું બોલવાનું ઘણુંજ મીઠું લાગેચ.'

વળી પાંચ મીનીટ ચુપ પસાર થઇ ગેઇ જેમાં બેવાર રોદાએ હેબતથી તેં વાંચના જવાનને તપાસ લેતાં પકડી પાડયો.

"અમારૂં રહેવાનું ઘણુંજ એકાંત છે." આલાંમાયે પાછી વાત માંડી તેમાં મારા જેમી વધતા હોય તાહરે તો નવું જંગલો કડવા આવે તે વખતે મારી શેહરૂંની પટપટથી મને ઘણી મોટી વસતી થઇ પડે. હી હી હી પણ તમે મારી જાહેર ખબર "પારસી"માં વાંચેલી કે : હવે એબો છ વરસની થઇ એટલે કેળવણી સરૂ થવી જોઇએ તેથી મારો વીચાર એને વરે એક ગવરનેસ સોધવાનો છે. કોઇ સારી જેવી મલી જાય તો મનેબી ઠીક કંપની મળે.

અત્યાર સુધી ગાલે ગલેફો દઇ ચુપકીદીમાં સાંભળતી રોદાનાં મગજમાં હવે નવા વીચારો ધસ્યા જતા હતા. અરે આવી એક ફેમીલીમાં હમેંશની જગા મળી જાય તો કેટલી નચીંતાઇ. બધી જેહમત અને જંજાલનો કેવો છેંડા ! પણ નહીં ! તેણે ડોકું ધુણાવ્યું. એક ઘેરબારથી નાહસી આવેલી ખુની સ્ત્રીને કોણ પોતાના બચ્ચાંની કેળવણીને વરે પસંદ કરે ? એક કમકમાટની ધરૂજરી તેણીનાં દીલમાંથી પસાર થઇ ગઇ. અરે હું મને પોતાને આટલી ધીકકારૂં તો બીજાઓને મને ધીકકારવાનો પુરતો હક છે. તેણીએ પોતાનું ગભરાયલું મહોડું બારી બહાર કહાડયું.

પણ આય રીત શહેરૂને ગમી નહીં! તે ગોરૂં ગોરૂં મોહડું તે બસ ચાલુ જોયા કરવા માંગતી હતી. એટલે તે બહાર ફેરવેલું જોઇ તે હીમ્મતથી આગલ ગેઇ "તમે મારી સાથે કંઇ વાત કરોની, મને તે ઘણી ગમશે. જોવ મારૂં નામ શેહરૂ પણુ તમારૂં નામ શું ?"

રોદાએ ડોલા ચમકાવ્યા "મારૂં નામ મીસીસ ફોબસ" તેણીએ સહેજ હસીને કહયું.

"કેવું મજાનું નામ છે!" તે છોકરીએ થોભરો ચઢાવ્યો. 'મારા મમાનું નામ કેવું મજાનું 'આલાંમાય' ને મારૂં નામ તો શેહરૂ! કેવું ખરાબ! મને મારૂં નામ ગમતુંજ નહીં, પણ હું કેહાની તમે રેહોય કાંઇ?"

તે નાની છોકરીએ એકવાર પાછી રોદાને ગુંચવણમા નાંખી દીધી કે જે આબાદ ટીકતો જેમી ચુંચી આંખે તેને જોતો ફરીથી તેણીએ જોયો. હા! આય શખસ માટે હવે તેણીનાં દીલમાં ધીકરે વાશો કરવા માંડયો હતો.

"એ તમુને છોડવા નથી માંગતી." માતાએ હસી વધાયું ને હું ધારૂંચ કે જો તમે એને તમારૂં ઠેકાણું દેખાડશો તો તો એ રોજ તમુને એક ન્યુસંસ થઇ પડશે."

હવે જવાબ શું દેવો? તેણીએ મોહડું ઠાવકું રાખી ચલાવ્યું. હું મારી જીંદગીમાં આય પહેલીજવાર હઇદરાબાદ જાઉંચ એટલે હું પોતેબી જાણુતી નથી કે મને કાંઇ જવું! જતાંને વાર મારો બીચાર તાંઉ કોઇ સારાં જેવાં હોટેલમાં ઉતરવાનો છે."

"ને પછી."

"પછી તો કોઇ ટીચર યા ગવરનેસ તરીકેની મારે લાયકની ચાકરી સોધી કહાડી રહી જવશ."

"ચાકરી!" આલાંમાયે અચરતીથી ડોલા ચઢડાવ્યા. "તમારી મુસાફરીનું કારણ ચાકરી છે?"

"હાજી."

હું તો મકું જે તમે કેઠે ચેન્જપર સીધારતાં હશો.

પણ-પણ જો તમારો વીચાર કંઠે રેહેવાનોજ હોય તો-તો મારી શેહેરૂને માટે તમે ફાલતું નહીં પડો!"

"હા-હા-જો મમા વરી મને એવણ ઘણાં ગમેચ. એવણ જેવું રોબ ને દમામવાલું થવા મને ઘણું ગમેચ; એ બધું મને એવણ શીખવશે." આય ભડભડયા રીમાર્કથી રોદા શરમાઇ ગેઇ જયારે હસતે ચહેરે તે બેઉ માબાપે તેને સામટો ટેકો આપ્યો.

"હા મીસીસ ફેરબસ જો તમે બીજે કંઠે ગવરનેસ દાખલ રહેવાનોજ વીચાર કીધો હોય તો મારી બુચીને તમારૂં શીક્ષણ મલવાથી અમે ઘણા ખુશી થઇશું." જેમીએ પુરતાં માનથી માંગી લીધું.

"હું આયારથી બંધાઇ જઇ શકતી નથી. તાંહ ઉતર્યા પછી હું જવાબ કહેવશ."

"તાહરે તમુને તાંહ કંઇ વધારે ચાન્સ હોશે."

"કંઇજ નહીં."

"વારૂં તાહરે આટલું કરજો" આલાંમાયે લગાર કાલા-વાલાથી કહયું કે ઉતારા માટે હોટેલને બદલે અમારે તાંહ આવો. પછી તમુને ગમે તાહરે ચાકરી મલ્યા પછી સીધારજો. તમારેથી અમે ઘણા ખુશી થશું.

"હા-હા-જો મીસીસ ફેરબસ તમે મારેજ તાંહ આવજો હું તમુને મારાં બધાં રમકડાં બતાવશ. મારી એકેકી ડોલીઓ જોઇને તમે છક થઇ જશો. હું જો બોલોની-આવશો કે હ?"

તે ત્રણે જણુને પોતા તરફ જવાબની રાહ જોતાં ટીકતા જોઇ રોદાએ છુપી ખુશાલીથી લગાર ટકથી જવાબ વાલ્યો. તમારા લોકની મહેરબાનીનો હું કેમ આભાર માનું? હા

આવશે. તમે લોક ખુશી બનાવોચ તો મનેબી ગમશે ! પણ શેહરૂ-તમે ઘણાં થાકી ગયલાં લાગોચ. આવો મારા ખોલામાં માથું મુકી જરા સુઇ ઉંઘો.

વાહ-આય ગોરી ગોરી મડમનાં ખોલામાં સુવા શોખીલી શેહરૂને બીજીવાર કેહવું પડે તેમ હતું નહીં. તે આંખ ચોલની પોતાની માનીતી જગાપર સુઇ ગેઇ અને તે બાલકીનાં સુવા સાથેજ ત્યાં રોદાને મનગમતી ચુપકીદી પંથરાઇ.

થોડે વારે તેણીએ જોયું કે જેમીબા વાંચતો વાંચતો પોતાનું ખુલ્લાં માથા સાથનું ડોકું લગભગ બારીની બહાર ટેકવી અર્ધા ઉંઘમાં પડી ચુકો હતો. આલાંમાઇબો-નચીંતાઇથી સીટપર લેટી ગયાં હતાં પણ તેણી પોતે—

અરેરે-તદન લટકતાં ભવીશનાં ભયંકાર વીચારોમાં ઉંઘ શું ને વાત શું ? તે ત્રણેનાં ઉંઘતાં ચેહરાઓ હવે નચીંત જીવે તપાસતી તે પોતે તરેહવાર વીચારમાં પડી.

અરે તે વીજલી વેગે દોડતી ત્રેનથી તે પોતાના વહાલા બાપ. વહાલુ મકાન અને દરેક વહાલી યાદોને કેટલી ઝડપથી છોડી દુર દુર નીકળી જતી હતી. તે વીચારોથી પાછી તે ગમગીન બની ગેઇ.

પણ અરે કાલ કરતાં આજે તે સુખી હતી એ તેણીનો મોટો સબ્યારો હતો. આજે એક આબરૂદાર કુટુંબમાં તે પુરી ખુશી હતી. એ વીચારથી તે પાછી ખુશ થઇ બેઠી અને ધીમા વીચારોની ધીમી સાંકળથી આખરે તેણીની થાકી ગયલી આંખો ઉઘાડ બંધ થવા લાગી અને બીજી દસેક મીનીટમાં તો તેમાં અધકચરી લોપણુમાં પડી ચુકી.

ભાગ્યે-પંદર મીનીટ વચમાં પસાર થઇ કે—

"ઓઓઓ !" એક ભયંકાર બરાડ સંભળાઇ-તે,ગંજાવર ઘુમથી સઉથી પહેલી રોદા ઝબકી ઉઠી-ઉઠતાં સમેતજ તેણીએ પોતેબી એક તીણી ચીસ પાડી.

ઓ કેવો કમકમાટ ભર્યો દેખાવ !!

તેઓની ત્રેનને એક મોટો એકસીડંટ થઇ ચુકો હતો. તે તદન ખુરદો થઇ ગેઇ હતી-આખો દબ્બો ઉંધો થઇ ગીયો.

પણ રોદાની દુખભરી ચીસનું કારણ જેમી હતો. ગરીબ બીચારો ઉંઘમાંજ તેનું શોભીતું માથું જોરાવર આંચકા સાથે ઉડી ગીયું હતું, જેની સાથે શેહરૂ પણ આવી જતી રોદાની મજબુત કોશેશ અને સમયસુચકતાથી-છેલ્લી પલે બચી ગેઇ હતી, જે જોતાંજ આલાંમાય હેબતથી લોથપોથ થયલાં ચીસ પર ચીસ પાડી રડતાં ઉઠયાં.

સેંકડો લોકોની ચીચ્યારીઓ, ડચકાંઓ અને કલાપીટોથી દેખાવ ત્રાસદાયક થઇ ગીયો. ડોકટરોની દોડાદોડી ચાલી રહી લોકોની મદદથી આખરે આલાંમાયનાં છાતીતોડ રડાપીટ સાથે તે ચારે જણને જેમીના દયાજનક શરીર સાથે બહાર કહાડયાં.

ઓ તે દેખાવ ? તે પ્યારા ધણીની આવ હાલતપર તે ફીદા થતી ધણીયાણીની માહેતમ રોદા માટેની તે તર્જી યાદ થઇ પડી. તેણી તે અભતાઇ ગયલી નાની શેહરૂને બાજુ લઇ જઇ પોતાનુંબી જીગર ખાલી કરવા લાગી.

બસ-વધારે કેમ લખું.

તે પહાડ જેવાં મોતને વધુ લંબાવવાની મારી શકતી નથી!

——:o:——

# પ્રકરણ ૫૨ મું.

—:o:—

પ્રીય વાંચનાર લગન એ જીંદગીનો એક સોનેરી દીવસ કહી શકાય, તો તેનાં ઘેરની ખુશાલી તુંને કાંહ માલમ નથી?

પણ જો એક ગરીબ કે મધ્યમ ઘેર લગનની ખુશાલીથી ગાજીવાજી રહેતું હોય તો શેઠ ફીરોઝ ખુશરો બેહરામ જેવા એક લખપતી બાપની એક પુરી દીકરીનાં લગન ટાંકણે રોદા વીલા'નું બાદશાહી મકાન પાછલી રાતથી કેવું ગાજી વાજી રહયું હશે તે વર્ણવાની શું જરૂર છે?

દરેક માણુસો આજે પોતાની એકપુરી લાડકી શેઠાણીની શાહદીને વરે દોડધામ કરી રહયાં હતાં કારણ આજે મોટા લુમકાની તે સર્વને મોટી મોટી આશાઓ હતી.

નાજાંમાએ મોરીસ–પાછલી રાતથી વીલામાં ધધુખાર મચાવી રહયાં હતાં. સેસ સોપારાની સામગ્રીઓ તઇયાર કરતાં હતાં. જેમાં મી૦ કેરસારપ કાંગા પોતાની સમજણથી મદદ કર્યા જતા હતા.

ખુબસુરત બોલકણી રતાં મોરીસ આખરે વીલામાં છને ટંકારે હાજર થઇ આજે વીલાનાં પરોણાઓને રીસીવ કરવાનું મોટું માન શેઠ ફીરોઝ તરફથી તેને મળ્યું હતું. જેમાં તેની માનીતી સહીઓ મની માદન, ફ્રેની શેઠના. કેટી ફ્રેન્ચમેન, પીરોજા કેપટન, વગેરે હસી હસી મદદ કરતાં હતાં. નાજાંમાયના બોલો પ્રમાણે તે પટપટખોરી દુકતીઓ–ને તે લોકના મસ્તીખોર ભાઇઓથીજ જાણે લગન ગાજીવાજી રહયાં હતાં.

આજનો 'બ્લુ હોલ' લગનની કીયા માટે ખાસ ટેસ્ટથી શણગારવામાં આવ્યો હતો. ટાવરમાં સાતનો ઠોકો ઠોકાયો.

ધીમે ધીમે વીલાનાં શણગારેલા પોર્ટીકો આગલ જોડીની ગાડીઓનો દમામ અને મોટોરની ધમાલ વધતી ગઇ. બલુ હોલમાં ખી ખી ખી ખી હસતી બગલાં જેવી છોકરીઓની ઠઠ વધી ગઇ. જેમ જેમ પરોણાઓ આવતાં ગીતાં તેમ તેમ પેલી ગંજાવર મખમલી ટેબલ તે ભાગ્યશાળી ! કન્યા માટેની ઝકઝકીત પ્રેઝંન્સોથી ઠીચોકીચ ભરાવા લાગી.

જેમ રતાં મોરીસ લેડીઓને રીસીવ કરતી તેમ ગુડીને કાલે માટીડાઓને આદરમાન આપવાનો જોખમ આપ્યો હતો. કારણ શેઠ ફીરોઝ હજુર સુધી પોતાની લાયબ્રેરીમાંથી બહાર આવ્યા હતા નહીં. તે બુઝરગ શેઠ આજની ઊંડી ખુશાલી કોઇને દેખાડવા જાણે માંગતાજ નહી, જોકે પા પા કલાકે મોટા શેઠના ઓરડેરા વીલામાં ફરી વલતા હતા.

જેમ જેમ પળો પાછલ મીનીટો પસાર થતી તેમ તેમ બલુ હોલનાં દરેક પરોણાની આંખો ચપકચપક દરવાજા ગમ દોડી જતી; કારણ હંમેસની ખુબસુરત રોદાને આજે તેણીનાં લગનનાં ઠેરાબંધ સાજમાં સગનવલી જોવા દરેક જણ જાણે તલપી રહ્યું હતું.

"મરેરે, સવાસાત થયા ને હજુર રોદા બહાર નહીં આવી. મમા તમે એને હાંક મારોની તો." રતાં મોરીસે તલપી રહેલાં જીવે બખાલો કહાડયો. આજે તેની છોકરી પોતાની ખુબસુરતીથી સાત લાખની મોહીની સાથે દરેકનું ધ્યાન ખેંચી રહી હતી.

"હું શું કરૂં ! એવણ બાનું તો હું કાલની આવીચ તો જુઠઇએ આવો કરવાથી બાહેર નથી આયાં, એવણુની વતી એવણુનું પેલું એવણુનું ઓધલું મીસીસ હંટ એકનું

એકજ ભણ્યા કરેચ કે મીસ હમણાં આવશે, મીસ હમણા ઉઠશે-મીસ હમણાં બોલશે.

"ઓ લેઓ-લેઓ-પેલી લાલકાકાની શીરીન ને જાઇ આયાં. મની માદન પુકારી ઉઠી.

"ઓ ને તેની પછવાડે પેલી મોટરમાં તો-સબર બાનુ કાલાશ-તે સાથે એના માયજી છે." કેપટનની પીરોજાએ રમુજ કીધી એવણુંબી લડપણમાં અમથા વરસ વેચેચ, હી હી હી હી-વરી-પહોરી પટાક જેવી કમ્મરપર આપણી કાની મેલા બાંધી આયાંચ.

નવા આવનારાઓને સારી રીતે રીસીવ કરવા પછી વળી પાછી હોલમાં ચકચાર ચાલી રહી.

"બધાં છે પણ રોદા કયાં છે?"

દરેક જણ આવતાં સાથે તે ખુબસુરતીને જોવા તલપી હતાં, જેનો જવાબ ટુંકામાં રતાં બોલતી કે "આવેચ રેસ કરેચ!"

શીરીન લાલાએ આવતાં સાથેજ તે ઝલકી રહેલી ટેબલ ર-હીરાની લોકીટથી શોભી રહેલી એક ઉમદા મોતીની ાલાનો દાબડો ખુલ્લો મુકયો.

"ખરૂં કેહુંચ જાઇ એ રોદા નશીબવાલી તો ખરી હું! આય બધું ઓઢશે કે પાંથરશે." મની માદને નાદીશ ફલા-ી કહયું દારાં જેવો વર મલ્યો તેથીજ ટીચકું ચહડી યું હોશે."

"પણ વરી રોદા વીલામાં શું એને ઓછું ઉતું જે!" ાજા વચ્ચે પડી "પીરોઝશાહ એને શું ઓછું પહેરાવતા ! એને મનથી તો બધું સરખુંજ હોશે-"

"પણ જોની તોબો કેટલી કોહેલી કુજરી ને બરીયલ છાંણું થઇને ફરેચ, એનું એ બરીયલપણું તો જરાકબી પરવડેચ પણ તે અગાઉનું હીહીહીહી-એનું ટીચકું કેવું છ."

"હારે જાણે વાતચીત તો આપણી સાથે રહી પણ ડોકુંબી ધસીને આખું નહીં હીલવે, બસ આંખના પાંપણથીજ સાહેબજી પતાવે."

"પણ ખરૂં માનજે ગીલું કે તે હીલતાં પાંપણુંની મને એવા ગમેચ કે જાણે એકજ વખતનાં પાપણ જોવા હું સાત વખતબી ડોકાં કરૂં તો કંઇ નહીં! હીહીહીહી-જોની આજે એને જોવાનીં કેવી ધરફ્રી ચાલી રહીછ."

વલી પાછી નવી પધરામણીઓની ગડબડ ચાલી રહી, હવે તો દરેક જણ રોદાને જે ઘડી જાયચ તેમાં ઠેરાબંધ દાખલ થવાની વકીથી તલપી રહયાં હતાં, દારાંની મીસીસને જોવા માટીડાઓમાંબી ઘડીભર એજ સવાલનો જબરો મારો ચાલતો હતો.

હવે રતાંની ધીરજ સદંતર ખુતી ગેઇ હતી. કારણ ધીરે ધીરે સામી બાજુનાં આવનારાંઓ વટીક આવી પુગાં હતાં.

"મમા-હવે અમુને એમ એની મરજીપર લટકી રહેવું નહિ જોઇએ. શું કંઇ ઉંઘમાં પડી રહીચ કે નહિં તો ડરેસ એકલીથા નહિ થતો હોય તો આપણે હેલ્પ આપવી જોઇએ. ચાલો આવો-જોઇએ જરા તકોરા મારીને પુછી તો જોઇએ."

તે માતાના ધ્યાનમાં વાત ઉતરી ગેઇ અને તે બેઉ માય દીકરી બધાંની નજર ચુકાવી હોલમાંથી સટકી ગીયાં. અલબત ગુડીની ચગોર નજર તેનો અર્થ તુરત પામી ગેઇ અને થોડે છેટેથી તેબી ધબરાતી છાતીએ તે લોક સાથે જોડાયો.

તે સઉના માનીતા નાના ઓરડા આગલ આવી લાગતાંજ મીસીસ હંટને છુટો કાટી ત્યાંની એક બારી આગલ થેભો દઇ તે લોકે જોતાંજ નાજામાએ ખભરી ઉઠયાં.

'જોયું કેની, બસ આય બીલાડી મને કાલની એ બારણાં આગલ જવા દેતી નથી. કેમ, મીસીસ હંટ તમારાં શેઠાણી ઉઠયાં કે?" તેવણે ખભરીને પુછ્યું.

"નહીં, હમણાં આવતાં હોશે," રખે કોઇ દરવાજો ઠોકે કરી બારણાપર આડી થતાં તેણીએ બચાવ કીધો. "તમે લોક શું કામ ઉતાવલ કરોચ, મીસ રીરોઝ આજનું પોતાનું કામ બરાબર જાણેચ."

"પણ-કાંહ છે? વાર જોતાં જોતાં નવ તો થવા આયા" રતાંએ નેણ ચહડાવ્યાં. "અમુને બારણું ઠોકવા દેઓ, તમે વચ્ચે પડવાની તસદી ના લેઓ"

"મહેરબાની કરી થોડો વખત થોભો. એવણનો સાફ હુકમ છે કે ખુદ એવણના પપાજી પુછે તોબી એવણને ડીસ્ટર્બ કરવાં નહીં. હું ધારૂંચ બીજો પા કલાક થોભશો તો."

"નહિ નહિ! નહિ થોભાય!" હવે ગુડી નજદીક આયો "મીસીસ હંટ, તમે તે હુકમને પુરતાં નમ્યાંચ. હવે મીસ રીરોઝના ટપકાંમાંથી તમે મુકત છેઓ. મહેરબાની કરી અમુને અમારૂં કામ કરવા દેઓ. તમારાં શેઠાણી તરફની તમારી તાબેદારી ઘણી વખાણવા લાયક છે પણ હવે તમે જરા ખસો." તે બાનુનાં ખસવા સાથેજ તે બંધ બારણા તરફ ગયો. જરાકબી હીલાવ્યા વગર તેણે ધીમેથી સાહદ મારયો "રોદા-રોદા!"

કંઇજ જવાબ નહીં! હવે નાજાંમાએ પોતેમઇ જેવા સાદે સાદ માર્યો.

"રોદામાય–રોદા બાનુ–દીકરા ચાલો વખત થઇ ગીયો."

બીલકુલ જવાબ નહી !

"મરે શું થયું ! લેઓની મીસીસ હંટ જરા તમે હાંક મારો ની તો ! વખત નીકલી ચાલ્યોને."

"મીસ ફીરોઝ ! મીસ ફીરોઝ ! સાંભલોચ કે ! ડીયર મીસ ફીરોઝ !"

બસ કંઇ જવાબજ નહીં ! !

"એમ કેમ ?' સઉથી પહેલવહેલો એક હેભતનો ધક્કો ગોદરેઝના દીલમાંથી વીજલી વેગે પસાર થઇ ગીયો.

"શું એ હજુ ઉંઘાયલીજ હોશે." તેણે અચરતીથી તે બેઉ વીચારમાં પડેલી બાનુઓને પુછ્યું.

ઘરમાં આટલી બધી ગડબડ ચાલે ને એવણુ ઉંઘાયલાં રહે ને તેબી આજેજ–એ કદી બને નહીં."

"તાહરે જાગતી હોય તો આપણા હાંક નહીં સમજે ?

નહીં નહીં ખસો !" ગોદરેઝને કંઇ અજબ ઝટકો માથામાં વાગી ચુકો હતો તે ઘભરાયલો અકરાયલો તે બારણા તરફ ધસ્યો ગયો. તેણે જોરમાં ટકોરા મારવા પોતાનો હાથ જોરથી તે બારણાને માર્યો પણ તેટલાં—ઓ—

તે અલગું બારણું ભડાક કરતું પોરપરાક ખુલી ગયું.

એક ઘેલાની કાની ગોદરેઝ અંદર ધ્રસી ગીયો, જેની પછવાડે નાજાંમાએ, રતાં, મીસીસ હંટ દાખલ થવાં.

આહ—

તે ચારે જણના ફીકકા ચેહેરા અને ચકીત થયલા ડોળા જોતાંજ લાગતું હતું કે તે સફાઇદાર ખાલી બીછાનાને જોતાંજ એકજ ભયંકર ગજબનાક વીચારનો ઝટકો તે ચારેના મગજ-માંથી એકસરખી રીતે પસાર થઇ ચુકો હતો.

"ઓ–ઓ શું કહેવાય ? એ કાંઇ ગેઇ ?" નાજામાએ લગાર કલ્લો કરી ગભરાટ બતાવ્યો. પણ ગોદરેજની આંખોથી ચતુર રતાં ચેતી ગયલી હોવાથી તેણીએ તે માતાને મોટેથી ગભરાટ કરતી અટકાવી.

"ચપો મમા કલ્લો ના કરો આપુને બરાબર સમજવા દેઓ કે શું બન્યુંચ ને ભાઇ ગોદરેજ"–તેણી હવે તે ગાફેલ થઇ ખુરસીપર બેસી ગયલો જવાન તરફ ફરી તમે સમજી શકોચકે કે એ શું બની ચુકુંચ ?"

"હા સમજુંચ બન્યુંચ એજ કે 'ખુશરો બહેરામ' ના બુલંદ નામનું નખોદ વાલ્યુંચ, કાકાજીએ પોતાનું એકપુરૂં નામ રાખનારૂં બચ્ચું સદાનું ગુમાવ્યુંચ. હા તેની બહાદુર આંખોમાં આંસુઓ ભરાયલાં તે છોકરીએ દેખઇતાં જોયાં.

"તમે શું એમ કેહોચ કે મીસ પીરોઝે કોઇ રીતે પોતાનો જાન આપ્યોચ ?" અત્યાર સુધીની ગમખ્વારી મીસીસ હંટે નીકળી પડતે ડોળે પુછ્યું "હા–હા–મીસીસ હંટ મને લાગેચ કે તે મીઠી છોકરીને હવે આપણે મુવેલીજ શોધી કહાડી શકશું.

તે જવાનના દુખી શબ્દો સાથે તે ચારેની આંખોમાંથી આંસુઓનાં રેલા ગલી પડયા.

પાંચેક મીનીટ ચારે જણે ધુંધસ જેવી ચુપકીદીમાં ગાલી તેટલાં રતાં એકદમ પુકારી ઉઠી.

"ઓ જોવ ગોદરેઝ આય કાગળો શાના દીસેચ ?" તેણીની ચંચળ નજર જે ઓરડામાં આસપાસ ફર્યા કરતી હતી, તે દરેકપર જતાંજ તેણીએ ત્યાં તે બે કાગળો જોયાં.

"હા–હા એ રોદાનાંજ અક્ષર છે આય શું એકપર પીરોઝશાહનું નામ છે ને બીજું–દારાંનું છે."

હા તે મીઠા અક્ષરો દરેક જણે પ્રીતથી નીહાલ્યા. હવે ગોદરેઝ શું કામ થોભે? અંદર શું લખાયલું હશે એ તેની મોટી આતુરતા હતી.

"હું કાકાજીને એ ખબર કેવી રીતે આપું? એમાં એને શું બી લખ્યું હશે. એવણ તે શાંતીથી ખમી શકશે કે? પણ કંઇ નહીં? મને તે કેહેવું તો જોઇએજ ને જેમ બને તેમ જલદી જાણવું બી જોઇએ કે એનું શું થયું? પણ નાજાંમાએ તમે શું ધારોચ? આજે લગન નહીં, એ તો નકકી થઇ ચુકું. નહીં?"

"હાસ્તો—પણ મરે આય બધી ઠઠ મલીચ તેનો કેમ નીકાલ કરયે?"

"ઘણુંજ નાલેશીભર્યું થઇ પડશે." રતાંએ ફીકર બતાવી "તે તો છેજ પણ કરયે તે બી શું? મહેરબાની કરી તમે લોક ત્યાં જાઓ ને સખત સ્કેનડલ નહી જાગે તેમ સાચવી લઇ બપોરના ડીનર પછી બધાંને રૂખશદ આપો. એટલું બજાવો તેટલાં હું ઓલ્ડમેનને ખબર આપુંચ. તે ત્યાંથી હવે પવનવેગે બહાર ધસી ગીયો.

——:૦:——

## પ્રકરણ ૫૩ મું.

—:૦:—

હંમેશનો તે બુઝરગ આસુદો ચેહેરો આજે પોતાની પુર ખુશાલીમાં ખીલી રહયો હતો. કોરા કકરતા રેશમી ઉમદા સાહયામાં તે બુઝરગ ઉમરાવ એક ખરા અમીર દીસતા હતા. ઝલઝલતા હીરાઓની વીંટીઓના આબથી શોભી રહેલાં આંગલાંઓએ સુનેરી કલમથી નીચી ડોકે લખતાં તે પ્યારા મુર-

બ્બીનાં નચીત ચહેરાને જોતાંજ ઉભરપર આવી અટકેલો ગોદરેઝ દંગ થઇ ગીયો.

અરેરે કેવી પુર ખુશાલીમાં તે બુઢું હાડ ખીલી રહ્યુંચ? તેને કેવો સખત ફટકો મારવાનું તેની પોતાની સરજતમાં આજે સોંપાયલું હતું તે વીચારતાં તે ધ્રુજયો.

તે સહેજ થોભ્યો કે સુનેરી આઇગ્લાસમાંની તે સુખી આંખો "ઉંચકાઇ અને તે ખુશ ચહેરાપર સુખી હસવું પંથરાઇ રહયું."

"હા–હા ચાલો." તેવણે પોતાની સુનેરી પેન બાજુએ મુકી દીધી. "તું મને બોલાવવા આયોચ કે દીકરા! વખત તો થઇ ગીયોચ હશે પણ શું કરૂં? છોડાય નહીં તેવું લખવાનું હોવાથી હું જલદીથી–પણ રોદા દીકરી બહાર આવી કે એને જોવા મારી આંખો તલપી રહીચ. આજે એને હું હસતી જોવશ–તે ખરી–હેહેહે મારૂં મીઠું બચ્ચું"–તેવણ હવે બધું ઠીકઠાક કરી ઉભા થયા.

શું બોલવું તે ગોદરેઝને બીલકુલ સમજ પડયું નહીં. આય લંબાણ બોલવું તે મુગે મોહડે સાંભલતોજ રહયો. પણ તેવણ પુર ખુશાલીમાં ઉભા થયલા જોનાંજ ગોદરેઝથી માથે એક જોરમાં તડાપ મરાઇ ગેઇ "ઓ કાકાજી!"

"કાંય કાંય શું છે?" તેવણ અચરતીથી ડોળા ફાડી આગળ વધતા અટકીજ ગીયા. "ગુડી દીકરા એમ કાંય કરેચ શું છે?"

"કાકાજી તે હું તમુને કેમ કેહું? ઘણું બુરૂં બન્યુંચ."

પહેલેજ ઝટકે તેવણ ધમ કરતા પાછા બેસી ગીયા "ઓ બોલ જલદી બોલી દે–મને પહેલાં કહી દે કે મારી

રોદા તો સારી કાની છેની? તેમ હોય તો બીજું મારે મનથી બધું સરખું છે."

"કાકાજી રોદાનો રૂમ ખાલી છે, એ ઘેરમાં નથી; હું વધારે કંઇ બોલી શકતો નથી. તમે શાંત થાઓ ને આય કાગલ એની ડેસ્કપરથી મલ્યુંચ તે વાંચો" તે કાગલ તેણે જોરમાં પટકયું અને બેઉ હાથો વચ્ચે માથું ખોસી દીધું.

તે બુઢું જીગર એટલું સખત નહીં હતું કે સઉથી વહાલી પુત્રીનું છેલ્લું કાગલ શાંતીથી ઉકલાવી શકે. તેવણે તે પાછું તે જવાન ગમ ધયું. "નહીં નહીં મારી છાતી ચાલતી નથી. તુંજ ઉખેડીને જરા વાંચી સંભલાવ.

હા—આતુરતાથી જોરમાં ઠોકાતા દમ સાથે તે જવાને તે ઉખેડી નીચે પ્રમાણે વાંચ્યું:—

વ્હાલા પપા,

ભયંકાર સીકંજામાં આવી પડવાથી મને આજે આય મારૂં બાપીકું મકાન ને તે સાથે તમો મારા એકપુરા મુરબ્બીને છાતીતોડ જબરીથી જીવપર જોરાવરી કરીને સદા સુખીના છોડી જવાની ફરજ પડે છે. આજે નહીં ને બે ચાર મહીને જયારેબી તમે મારે વરે કંઇ ભયંકાર શોધ કરો ત્યારે ખુદા ખાતર એટલું માનજો કે મારેથી તે જાણી જોઇને નહીં પણ તદન એકસીડંટલી થઇ ગીયુંચ તે ગુનાહ માટે હું જીવતાં જીવ દોજખ સેહુંચ જે શીક્ષા મને પુરતી છે. તમારી કમનસીબ દીકરી તમુને છેલ્લા દમ સુધી ઉપકારી હાંફરાઓથી યાદ કરશે.

આય મારી ચાલથી તમુને જે સખત ફટકો લાગશે તે માટે દરગુજરની ચાહતી— રોદા.

તે વંચાઇ રહેતાંજ તે વહાલાં બાપ-ભાઇએ ભરાઇ રહેલો હાંફરો ખાલી કીધો.

"ઓ મારાં આંખના નુર એવો તે શું સંજોગ આવ્યો કે જીવપર જોરાવરી કરી તું મને તવલતો મુકી સદાની છોડી ગઇ? અરે આય શું આફત, ગુડી હું કસમથી કેહુંચ કે એ શું બની ગીયુંચ તે હું મુદ્દલ સમજી શકતો નથી.

"કાકાજી હુંબી એની મતલબ નથી સમજતો."

"અરેરે હમેશ સુધીની તારી ગેરહાજરી બેટા હું કેમ સહેવસ? ખુદા આય ફટકા ઓગળ તેં મારૂં મોતજ કાંય નહીં મોકલ્યું? મારૂં બચ્ચું આટલું દુઃખી ને હું તેનો જીવતો બાપ તે નહીં જાણું-અરે મુવો હું બાપનો થતો."

તે કલપાંત કરતાં વહાલા જીવને ગોદરેઝ વધારેવાર જોઇ શકયો નહીં. તે તરત નજદીક ગયો.

"કાકાજી વખત ઘણોજ કઢંગો છે. ઘેર તમામ પરોણાઓથી ભરાયલું છે. દારાંને તાંહનાગી બધાં આવી ચુકાંય-દારાં બીચારો-આપણી વાર જોતો હશે."

તેવણુ અંચીતાં વીચારથી ચુપ થઇ ગીયા.

"કાકાજી દરેક જણુ રોદાની વાર જોતું તલપી રહેલું છે. હવે રસ્તો શું કયેં?

"અરે ખુદા, મારી આબરૂ બચાવ, કેવી નામોશી? ગુડી-આપણે દારાંને અહીં બોલાવી બધું કહીએ તો કેમ?"

"ઘણુંજ નેક."

તે જવાને તુરતજ બેલ કીધો અને બીજી પાંચ મીનીટમાં તો માણુસની ખબરથી દારાં ઓશબરનર-હા તે ખુબસુરત જવાન! ખુશ હસ્તા સુગી સ્વપનામાં ખીલી રહેલા ચહેરાએ

ફેરાબંધ સુંદર ડરેસમાં તે બેઉ કાકા ભત્રીજાની સામે આવીને ઉભો.

તેનો હસી હસી પડતો ખુશાલ મુખડોજ કહી આપતો હતો કે નખ્ખોદયા સમાચાર તે કમનશીબ જવાન હજુ જાણી ચુકયો હતો નહી.

"સાહેબજી, હું તમુ લોકને મળવા-પણ એમ કેમ? ફીરોઝશાહ, ગુડી-તમે લોક આજે એમ કાંય કરોચ?" તેણે ઠસ થઇ જતાં સવાલ કીધો.

અરેરે કેવો પ્યારો દોસ્ત! તેના સુખમાં કેમ ખાંચો નખાય! ગોદરેઝ તો જેમ તેમ મોઢે ડુચો ઘાલી બેઠો, પણ એક બાપ તરીકે ફીરોઝથી ચુપ ટકાયું નહીં. તેવણ પાછા એક બચ્ચાં માફક રડી પડયા.

"ઓ દારાં-દારાં આજે મારો 'વીલા' આગમાં ભસ્મ થઇ ચુકોચ. મારૂં નખ્ખોદ વળી ગયું. મારો સદતર નાશ થયો. ઓ! મારી આંખો આંધરી થઇ ચુકી. મારૂં જીંદગીનું સુખ લુંટાઇ ગયું.

"બાવાજી-અરે બાવાજી-ધીરા પડોની, શું છે? પણ જરા કોઇ મને તો કહો" બીલકુલ અંજાણપણામાં તે જવાન આય અંચીતી માહેતમથી દંગ થતાં તે કકલાટ કરતા જીવને શાંત પાડવા લાગો. "બાવાજી મને જરા કેહો તો ખરા શું છે? આજે આપણે તાંહ આવી ખુશાલી ને તમે એમ શું કરોચ? ગુડી તું તો કંઇ બોલ શું છે?"

ગોદરેઝના ગલાંમાંથી કંઇ ખુટી બેઠું હતું તે તે મીઠા દોશ્તને આય ખબર કોઇબી શબ્દમાં આપી શકયોજ નહીં. તેણે ફકત બીજી આંખોથી હાથ લંબાવી પેલું કાગળ તે જવાન તરફ ધર્યું.

"એ એ તો રોદાના અક્ષર" તે એકદમ પુકારી ઉઠયો. "શું તમારા લોકની ગમગીની એને વરે છે! શું કંઇ સીક છે! એ કોઇ બોલોની મારી રોદા કેમ છે?" તે બેબાકલો જવાન તે કાગળ ઉખેડતાં કંઇ સતર સવાલ કરી રહયો. પણ નહીં ફીરોઝશાહ કે નહીં ગુડી તેને કંઇબી શંભલાવી શકયો. હવે તે ઉતાવલી નજર ફેરવી જતાં તે કાગળની બીના વાંચવા મંડયો.

દારાં—

ખુદા ખાતર મને કોઇબી રીતે ઠગારી ધારતો ના. સંજોગોને આધીન થઈ મે આય પગલું ભર્યું છે, મને મારૂં વહાલું મકાન ફરજયાત છોડી જવું પડયું છે. મને સદાની ભુલી જજો કારણ જીંદગીમાં ફરીથી આપણે કદીબી પાછા મળનાર નથી. મારી પુઠ ફોકટની કદીબી પકડશો નહીં.

એવી આશા રાખનારી—"રોદા."

"શું એ જતી રહી? મારી રોદા હંમેશની જતી રહી!" તેણે ખુરશીના હાથાપર માથું નાખી દીધું. "અરે મારી બધી આશા ભંગ–કેવી છેલ્લી મારા સુખનું સત્યાનાસ!"

"હા હા હવે મને બરાબર ધ્યાન આવેચ." તે ઉશકેરઇ બોલવા લાગો. એને એ ઠેરાવ કાલનોજ કીધેલો. કાલે હેગીંગ ગાર્ડનપર મને એને ઘણોજ બેડલી ત્રીટ કીધો. અરે મેં અનીખના તારા તોડયા પણ માનજો એને એક શબ્દની મારી સાથે વાત કરવાની આનાકાની કીધી. એ આય ફટકો હું મારી આખી જીંદગીમાં ભુલનાર નથી. હું જીવતો ભસમ થઇ ચુકોચ."

"પણ હવે આજના રકાશનું શું કયે !" ગોદરેજે ફરીથી પોતાની ફીકર જાહેર કીધી.

"હા, હા, તેનું કેમ? અરે રોદા તું મને રડાવી તો ગેઇ ને તેમાં લગાડેલું નકકારૂં" તું મનેજ સોંપી ગેઇ. એ બધાં–શું એમ જાણશે કે રોદા ફીરોઝશાહ ઘેરથી નાહસી ગેઇ અરેરે–તે અગાઉ મારૂં મોત કાંય નહિં આયું ?"

તે વીલાપ કરતા બાપને જોતાંજ દારાં પોતાનો ગમ ભુલી ગીયો. ખચ્ચીત તેને લાગું કે નતો પોતા કરતાં તેવણુને આય ફટકો વધારે જબુન હતો.

"તમે શાંત થાઓ. મેં એ વીશેની ગોઠવણ કરવા નાજાં-માએને કહેલું છે તે કરતાં ચાલ દારાં–આપણે કાંઇ સમજુતી ચલાવ્યે." તેણે દારાંનો હાથ ખેંચ્યો, પણ નહિ.

તે જવાને–જોરથી આંખે હાથ ઢાંકયો.

"નહિ–નહિ–ગુડી તું મારૂં જખમ સમજી નહિ શકે ! જો આય ઘડીએ ધરતી ફાટી મને ગરક કરે તો તેને વરે તઇયાર છેઉં. પણ મારી લગનની ધમાલના પરોણાઓને આય નામોશી શાથે હું મારો ચહેરો દેખાડવા તઇયાર નથી. મહેરબાની કરી મીસીસ હંટને બોલાવ, ગુડી મને તેને થોડાક સવાલ પુછવાચ.

"હા, હા, એની શુધ કાંહ ગયલી ? એને બોલાવ. હુંબી એને કંઇ પુછવા માંગુચ." શેઠ ફીરોઝ હવે બખાલ્યા. "એને રાખીચ શાને વરે એની ફરજપર એ આવું ધ્યાન આપેચ કે?".

કાકાજી મીસીસ હંટનો કંઇ વાંક નથી, બીજી ગવરનેસો જે અપમાન નહિ શાંખી શકે તે એ બઇરી શાંખી જતીતી. રોદા એની સાથે બીલકુલ એક કોમન આયાની રીતીથી

વરતનીતી. છતાં ખરૂં કેહુંચ એનો જીવ આપણાં બચ્ચાંપર ઘણો છે. સવારની એની ખુશાલી બેહદ હતી, પણ જયારથી આય બનાવ જોયોચ ત્યારની પુશકલ રડેછ."

"પણ એની શુધ કાંહ ગયલી કે મારી દીકરીને એને વીલાની બહાર એકલી જવા દીધી."

"રાત્રે એને રોદા તરફથી એટલો તો સખત હુકમ થયલો કેહવાયચ કે આઠ વાગા સુધી બીલકુલ બારણાંને ટચ થવાબી કોઇને દેવું નહીં. ચાર વાગેની એ ખુંટો દાટીને પોતાની ફરજ બજાવતી બારણાં આગલ ઉભેલી. હું પોતેબી તે જોઇ અજબ થયલો પણ આય નખોદયું પગલું મને સ્વપનેબી નહિં કે હું તેની કનવાર કરૂં."

"અરે–મારી રોદા" શેઠ ફીરોઝ અને દારાં સામટાં રડી ઉઠયાં.

હા–તે ત્રણે જણાએ લગભગ દોઢ કલાક તે યાદની તકરારમાં ગાલ્યો.

છેવટ એજ આયું કે શેઠ ફીરોઝ સદાનું માથું કુટી બેઠા. દારાંને મનથી હમેશની ખુશાલી સમાપ્ત થઇ. પણ ગોદરેઝ? તે જવાન જીગરને એક કારી ઘા તો આજે મહિનાઓ થયાં પજવતો હતો. તેમાં આજનાં પગલાંથી તે બેહદ ઉશ્કેરાઇ ગયો તેને કસમ ખાધા કે જયાં સુધી મારી રોદાને હું આય વીલામાં પાછી લાઉં નહીં ત્યાં સુધી મને મારૂં જીવવું ફોકટ છે.

અલબત હમેશનાં સાચ્ચા શુધ તે જવાનના આય જોરાવર કસમની તે ગમખ્વાર બાપને અને તે તુટેલાં જીગરનાં આસકને એક નવી આશા આવી.

ગોદરેઝ—બહાદુર જવાન તારી કોશેશ નેક છે પણ કામ ઘણું મુશ્કેલ છે. રોદા એક સાધારણ છોકરી નથી માટે સંભાળજે !

પણ હે ? રોદાની શોધમાં નીકલવા જતાં એ બીજું તારા દીલમાં શું થાયચ? હા. ડબલ આશાથી તું નીકળેચ ખરો પણ સંભાળ તારૂં બુલબુલ બીજે હાથ જઇ ચુકુંચ—છતાં કોશેશ કર ?

ભવીસનો ભુત કોઇવાર નહીં બનતુંબી બનતી દેખાડેચ !!

—·—:o:——

## પ્રકરણ ૫૪ મું.

—:o:—

અરરરરર મુંબઇ જેવાં શેહેરની એક લખપતી પારસીની એકપુરી ખુબસુરત દીકરી લગનને દહાડેજ ગુમ થઇ ગઇ. એ ખબર કાંઇ નાનીસુની નહીં હતી કે લોકો ચુપ બેસે કંઇબી ખોરાક શોધનારા પતપત્યા શખસો માટે આય ઘણો વજનદાર ખોરાક હોવાથી ભારી ચકચાર ઉઠી રહી.

સેંકડો તરફનાં દીલાસાપત્રો શેઠ ફીરોજને વધારે દુઃખમાં અને ભારી શરમમાં નાખતાં હતાં. તે બુઝર્ગ મુરબ્બીનો અંચીતો મુગો ફેરફાર ગોદરેજ નહીં જોઇ શકે એમ નહીં હતું. તે તુરતાતુરત પોતાની મુસાફરીનો વીચાર બાજુ મુકી આય એકલા અટુંલા જીવને તરેહવાર રીતે રીજવતો. પણ હાયરે, જયાં મનનું દુઃખ ત્યાં મજાહ શું હોય ?

હા, જે દીકરીને જોવા વગર તેવણને અર્ધ ઘડી ચાલતું નહીં તેજ દીકરીને છોડી ગીયાને કલાક પછ્વાડે દહાડાઓ ગબડી જઇ આજે દોઢ મહીનો વીતી ગીયો. ખાનગીમાં

લીધેલા હજારો ઉપાયો તે દીકરીની શોધખોળ માટે વ્યર્થ ગયા હતા. હા, એ ભયંકર ગાળામાં તે બાપે ભુખ, ઉંઘ બધું તજી દીધું હતું ! એકાંત લાયબ્રેરીમાં ચાલુ બેસી રહી તેવણનું દુખ બમણું થતુ. આ સંકટને વખતે તેવણને એક બીજી ચીજ યાદ આવતી અને તે ?

મીઠી સીરીન હતી !

તેવણ વારેવડીએ ગોદરેજ આગલ શીરીન દીકરીને શોધી લાવવા સમજાવતા, કે જે યાદથી તે જવાનને ભારી ગમ લાગતો. તેને કીધેલાં તે મહાન અપમાનથી તેનું દીલ કપાઇ જતું હતું. રોદાના લગન ટાંકણે તેણે જે વહાલી છોકરીને શોધી કહાડવાના અનીખના તારા તોડયા હતા પણ એકવારની તે હડધુત થવલી છોકરી જાણે દુન્યાથી નાબુદ થઇ ચુકી હતી.

હા, દુન્યાઇ તખતાપર પડતા ફટકા કોયો માનવી દુર કરી શકયોચ કે શેઠ ફીરોઝ અને ગોદરેજ તેને અટકાવે ?

તે બેઉ જીવો એકમેકના સખ્યારાથી દહાડાઓ ગાલવા લાગ્યા. ડાકટર લવજી વોલેસના ગુમ થવા પછીની શાંતી માસાલ રોદાના બનાવને દોઢ મહીનો થતાં મુંબઇમાં ચાલી રહેલું જોરાવર શેનસેશન હળવે હળવે ડપટ પડવા માંડયું.

દારીં–તે નીરાશ થયલો જવાન ને કમનસીબ દહાડાની બહારવનેનાજ ઇંગલંડની મુસાફરીએ નીકળી જઇ પોતાનો ગમ વીસરાવતો હતો.

* * * * *

પણ, એ બધાંની ખબર લેતાં–ખુદ રોદા કાંહ છે !

હા, તેણી આય વહાલાંઓ માફક દુઃખીજ છે. પણ મનની શાંતીનું બુલંદ સુખ જે લવજીના મોત પછી તેણીને છોડી ગયું હતું તે હાલને કાજ તેણીને પાછું મળ્યું હતું.

હા, હઇદરાબાદી એકાંતમાં આવેલા તે બેઠા નાનકડા બંગલાના સાદા ડરોઇંગ રૂમની એક ખુરશીપર અઢેલી પડી નચીંત જીવે હાથમાંની આલબમના પાના ફેરવતી તેણીને જોતાંજ તે ખુબસુરત ચેહેરાપરની સંતોશી શાંતી આપણુને ખુલ્લી દીસી આવતી હતી.

એ ફેરફાર સારો હતો–પણ કેવો ફરક!

'રોદા–વીલા'ની એકવારની મગરૂર તુમાખી ટહેરાબંધ અપ–ટુ–ડેટ–ખુબસુરત રોદા કયાં, ને આજની કાળા પોશાકમાં સજ થયલી, તદન સાદી ચશ્મદ મીસીસ ફોર્બસ કયાં? બચ્ચીત કયાં–બચ્ચીત ઘણો મોટો તફાવત!

હમેશાં હીરા મોતીઓથી શોભી રહેતી તેની ખુબસુરત ગરદન અને રોનકદાર આંગલાંપર આજે એક બોડી વાલની વીંટીબી હતી નહી.

પણ આહ!–ટહેરાબંધ ડરેસની મગરૂર રોદા કરતાં આજની શુધ કાળા લેબાશની તે નચીંત જીવે પડેલી ખુબ-સુરતી તે આઇગ્લાસ નીચેની શાંત દીલજીત આંખો સાથે કંઇક વધારે મોહક અને ખેંચાણકારક લાગતી હતી.

પોતાના વહાલા ધણીના મોત પછીના ગભરાટભર્યા એકાં-તવાસમાં આલાંમાએને મીસીસ ફોર્બસ જેવી 'કમપેન્યન' એક આશીરવાદ સમાન થઇ પરી હતી, જોકે પહેલાં તો તે છોકરીએ એક ગવરનેસ તરીકે પોતા જેવીને નાલાયક ધારી તેવણુની ઓફર ના પાડી.

"પણ તમે હું કોણ છઉં–કેવી છઉં. તે જાણ્યા વગર કેવી રીતે તમારા ઘેરમાં તમારાં ખુદ બચ્ચાંની કેળવણીને વરે રાખવા તઇયાર થાઓચ?' તેણુના ગમગીન સવાલમાં

આલાંમાએ હસીને એટલું જણાવ્યું કે "ડીયર મીસીસ ફોર્બસ તમારો દેખાવ ને તમારી રીતભાત એટલી તો ખેંચાણકારક ને ટેકદાર છે કે તે કુદરતી ગેરંટી સીવાય વધારે હું તમારૂં કંઇ જાણવા નથી માંગતી તે છતાં જો તમારી ચાલુ ગમગીનીનું કારણ તમે મને જણાવશો તો અલબત હું વધારે ખુશી થવશ."

એજ તે છોકરીને જોઇતું હતું. તેણીએ જરાકે જરાક તે પોતાની નવી શેઠાણી આગલ પોતાનું દુઃખ જાહેર કીધું. પણ ફકત બેજ બાબદ તેણે મોકુફ રાખી પહેલા તો એ કે શેઠ ફીરોઝ ની એક પુરી દીકરીને બદલે તેણે પોતાને મી૰ ફોર્બસ નામના લખપતી ઇંગ્રેજની દીકરી તરીકે પોતાંને ઓળખાવી અને બીજું ને મુખ્ય તેણે એટલુંજ છુપાવ્યું કે તેનો વહાલો લવ ખુદ તેણીના હાથે નહીં મુવો પણ મને સદાનો છોડી ગીયો એટલાજ ટુંકા વાકયથી તેણે પતાવ્યું.

અલબત લગનને દહાડે નાહરી જવું એ આલાંમાયને વીચારવાજોગ થઇ પડયું પણ આટલા ટુંક અરસામાં તે બાનુ આય ગમગીન પુતળીને એટલી તો હદ વગરની રીતે ચાહવા લાગાં કે હવે તેણીને છોડવા એ તેવણ માટે મુશકેલ થઇ પડયું.

અને આખરે છેવટ એજ આવ્યું કે આજે દોહડ મહીનો થયો તે બધાંની તજાયલી નાની બાનુ એક ગવરનેસ તરીકે આય એકાંત જગાપર પુર નચીંતાઇથી ગોઠવાઇ ચુકી હતી. તેણી હજારોવાર મનસે કબુલ કરી ચુકી હતી કે રોદા વીલાની તદન કચડાઇ જતી પલેપલની લવજીનાં ભુતથી વેરાયલી તેણીની ભમાતુ જીંદગી કરતાં આય દુરની એકાંત નવી જીંદગીમાં તે ઘણી વધારે સુખી હતી.

હમણા જ્યારે તે શાંતપણે આલબમનાં પાના એકેક પછી ઉથલાવતી હતી ત્યારે તેણીના ચહેરાની રોનકથી ખુલ્લું દીસતું હતું કે આજકાલ તે છોકરી ગમને ખમતાં શીખી હતી.

લાગટ પા કલાક સુધી એકેક સબીઓ પાછલ બીજીઓ નીહાલતાં નીકલી ગયો—

બીજીબી પાંચ મીનીટ પસાર થઇ ગેઇ કે—

"ઓ !" તેણીથી એક દયાભરી ચીસ પડાઇ ગેઇ, તે નબલા સુંદર હાથોમાંની ભારી આલબમ ભોંયપર સરી પડી. એક સફેદ પુણી જેવા ચહેરા સાથે તદન ગાફેલ તેણી કેટલીક સેકંડ તો બેસીજ રહી; પણ આખરે તેણી ચોંકી.

તેણીને ધ્યાન આવ્યું કે એ કંઇ વીલાનો એકાંત ઓરડો નથી કે મીસીસ હંટ તેણીના નજદીક આવતાંને અટકાવવા આજે હાજર નથી !

તેણે ઝડપથી તે આલબમ પાછી ઉંચકી પખોડી સીધી કીધી ને એકવાર ફરીથી તેજ પાનું પાછું કહાડયું,

અરેરે ! તેણીની આંખોમાંથી તે સબી જોતાંજ ધોધમાર પાણી ભરાઇ આવ્યાં. ગમે તેવો દમ" ખશ કરવા છતાં ધાડાં ડચકાં તેની છાતીમાંથી નીકળી પડવા લાગાં.

"ઓ લવ-લવ ! મુઇ ! હું મુઇ ! ઓ આજે જાણે તું મારી સામે જીવતો પાછો આવીને ઊભોચ. મારા જાન હું પાપી તુંને છોડવા હું દુર નાહશુંચ પણ અરે તારા મુવા છતાં તું મારી પુઠે રહી કેવો તારો સાચ્ચો પ્યાર દેખાડી આપેચ?" તે આલબમના ભીંજાઇ ગયલા પાનાપર મોઢું નાખી દઇ તેણી ઝાર ઝાર રડતી હતી.

"ઓ ! આય કંગાલ ખુની હાથો એનો હું કેમ નાશ

કરૂં ? ખુદા જીવતાં જીવત હું એ ડંખ કેમ ખમું ? લવ કોઇ બી રીતે એકજવાર તું પાછો આવ. મારી અરજ સાંભળ, મને માફ કર ને પછી-પછી હું બધું ખમવા તઇયાર છેઉં. ઓ તું આવ ને મને ચાહે તે શીક્ષા કર. હું તે મોટી મજાહથી ખમશ."

એકવાર રડી રહયા પછી તે મોકલી થઇ, હુસ્યાર થઇ, મોહું લુછી કંઇક શાંતીથી તે આગલની માફકજ ગોઠવાઇ રહી કે આલાંમાય દાખલ થયાં.

"કેમ મીસીસ ફોગ઼ર્સ, તમે આજે શેહરૂને છુટી આપી! મને એ પસંદ નથી" તેવણે આવતાં સાથેજ લગાર અણ-ગમાથી કહયું, "બચ્ચાંને લાડ લડાવવો એ મને બીલકુલ પસં પણ કેમ તમુને શું છે ?"

"કંઇબી તો નહિ"-તે સહેજ મોહું હસી, પણ આલાં-માય ઠગાય ! તેવણે જીદ કીધી."

"નહિ-તમે આજે બરાબર છેઓજ નહિ."

"જરાક મારૂં માથું દુખેચ, તેથી વધારે મને કંઇ નથી."

"પણ તાહરે કંઇ તેનો ઉપાય ?

"ઉપાય એજ કે જરા વાતચીતમાં મારૂં મન વેરાસે તો જરાકમાં ઉતરી જશે. જો તમુને કંઇ અડચણ નહિ હોય તો આય તમારી ઓલબમના પોરત્રેત્સ સાથે મારી પીછાન કરાવોચ ?"

"જરૂરજ મીસીસ ફોર્બ્સ, તમારી તબીયતને માટે હું એટલી ઇંતેજાર રેહુંચ કે ગમે તેવું ભારી કામબી હું ચુકું નહિ." તે બાનું આટલું બોલતાં તે ઓલબમ લઇ તેણીની પાસે ગોઠવાઇ ગઇ.

"ઓહ કેવી ભારી? મારાં જમશેદનાં ને મારાં બધાં સગાં એમાં છે. મારો જેમી એ ચીજનો ઘણોજ શોખીન હતો," તેવણે એક નીસાસો નાખ્યો અને એકેક પછીની તે સુંદર તસ્વીરો આય ઇંગ્રેજ છોકરીને રસ લઇ લઇ બતાવવા લાગ્યાં,

લંબાણ ઓળખો આપતાં તે બાનુ શું શું બી બોલી જતી તેની તે છોકરીને કયાં દરકાર હતી? એકેક પછી ઉથલાતાં પાનાપર હરણફાડ જીવે તે એકકી ટગરે ટીકતી હતી.

પેલીજ–હા પેલીજ તસવીર ખુલ્લી થતાં પોતાપર મજબુત કાબુ રાખવાની ધરફડીમાં તે ગંગેતાતી હતી. આહ આખરે તે પાનું ઉથલાયું અને એકવાર ફરીથી ડાકટર લવજી વોલેસનો દમામદાર દેખાવ તેની ટવળતી આંખો સામે ઠઠાથી હસ્તો આવી ઉભો.

જેવું તે પાનું ફર્યું કે આલાંમાયે એક ઉંડો નીશ્વાસ નાંખી આય છોકરી ગમ જોયું. આહ–તેવણ જો તે પળે તે મરહુમ ભાઇની યાદમાં ગરકાવ નહીં હોતે તો તે ઘભરાયલો ચહેરો પારખી શકતે–પણ નહી.

રોદાને સારે નસીબે તેવણેજ બોલવા માંડયું.

"મારો ગરીબ બીચારો કેવો કંગાલ મોતે મુવો?" તેવણે પાછું તેની તરફ ટીકયું. તમે એને ઓળખોચ કે?

ઓ માયરે કેવો ગજબનાક સવાલ?

ઉડી જતાં જીગરે દાબી રાખેલા હોઠે તે છોકરીએ ફકત નાનું ડોકું ધુણાવ્યું.

કેવું અજબ જેવું કે તમે મુંબઇમાં વસનારાં ને આવા એક ઉગી નીકળેલા સ્ટારને ઓળખો નહી? કેવો આશાવંતો કેવો પહેલવાન જેવો મારો ભાઇ! આલાંમાયે આંખે રૂમાલ

દાબ્યો કે તેજ ઘડીએ કમકમાટથી એક ઉંડી ધ્રુજારીથી તે છોકરી ધ્રુજી રહી!

"ભાઇ? તમારો એ ભાઇ?" ફાટી જતી છાતીએ તેણે પાછું પુછ્યું.

"હારતો મને મગરૂરીમાં મારી નાખી ચાલી જનારો મારો એ હેતવંતો ભાઇ. તેરણુ પાછું રડવા લાગાં.

તે છોકરીનું પાપી જીગર જોરથી ઠોકાવા લાગ્યું. તેણીને લાગ્યું કે અંજાણી બેહેન આગલ તેણીનાં ભાઇનું ખુન કરી આવા સંજોગમાં બેસવા કરતાં હજારો લોકોની ઠઠમાં ફાંસીના માચડાપર ચહડવું વધારે સારૂં હતું.

"મીસીસ ફોર્બ્સ, તમે માનશો નહીં પણ ખરૂં કેહુંચ, એ છોકરો કોઇ એવો હતો કે દરેક અંજાણ્યા જોનારનેબી એ એકજ નંજરમાં પોતા તરફ ખેંચી લેતો'તો."

અરેરે તે બાનુ તે છોકરીને શું નવું કેહતી હતી? રૂજાયલા જખમપર આય કેવી કાતીલ યાદ હતી? પણ નહી. તેણે જોરાવર કોશેષથી મનપરનો કાબુ મજબુત પકડી રાખ્યો.

"કેવો હુસ્યાર! હજુ તો પાસ થયાને વરસ નહીં થયું કે બીજા ડાકટરોથી તદન જુદીજ જાતના નવા નવા ઇલાજો શોધી કહાડી ઘણાં દરદો સહેલાઇથી એણે નાબુદ કીધેલાં. અરે હજારોના જાન બચાવ્યા હશે પણ કોઇના આશીશ બીચારાના કંગાળ મોતમાં આડે નહીં આયા."

"કંગાળ મોત! એટલે તે કેવું? દમ રૂંધી તેણીએ સવાલ કીધો. રખે આય બ્રી તે ઉંડાં પાણીનું છુપું ખુન જાણુતી હોય એ તે છોકરીની મોટી ધાસ્તી હતી.

મીસીસ ફ્રાન્સ તમે કેટલા ધ્રુજોચ શું છે?" જયાં છે ત્યાં તમે આજે બરાબર નથી."

"નહી નહી–હું તદન સારી કાની છેઉં. ફકત કંગાલ મોતની બાબદથી મને ધ્રુજરી છુટી.'

"ઓહોહોહો-ત્યારે તો મારાં કરતાં તમે ઘણુંજ નરવસ-વારૂં પણ તમે કેહોચ કે હું મુંબઇમાં વસ્તી'તી–તો ડોકટર વોલેસ નામનાં પારસીના ગુમ થવાની અજબ બીના તમે જાણીજ નહીં ?"

"ન–ન–નહી."

"એમ કેમ બને? તે ઘેરે ઘેર ને છાપે છાપે"—

"તે હોશે–પણ મારા બાવાજી મને એટલી તો ચાહતાતા કે એવી ઉશ્કેરનારી ખબર મને પહોંચવા દેતાજ નહી."

"અહા?" કંઇક અચરતીનાં ડોળા ચહડાવી આલાંમાયે હુકારો પુર્યો. "જોવની એમ બન્યું કે મારા એ ભાઇને જનમથીજ મારાં માય બાવા ગુજરી ગીયા ત્યારે મારા જેમીએ એને બાપનો અવેજ આપી ઉઘારયો. કેલવ્યો ને જગમાં નામનાં કહાડતો કીધો. હવે અમારી નજરમાં એક કેવી મજાની છોકરી ઉતી–પણ એ છોકરાની નજર ઘણે ઉંચે ઉપારે ગેઇ ને અમારા એક લખપતી શેઠયા ફીરોઝશાહ ખુશરો બહેરામની ટીચકાંબાજ ઉછાછલી છોકરીપર એની નજર–પણ મને કેહો કે આજે તમુને છે શું?"

"મને જરા ઠંડી જેવું લાગેચ પણ હું ધારૂંચ કે તમારી વધારે વાત સમજતાં હું મારૂં ગવરનેસ છોડી શકશ–પછી?"

"તે એના કમભાગ્યે તે છોકરીપર એ ફીદા થયો. જેનો ડાઘ મારા જેમીને ઘણો લાગો. અમે ચોપ્પા ચાંપી જોયો,

પણ કંઇ વસ્યું નહીં પણ તેજ વખતમાં અમુને એની તરફથી કટોકટ ઘડીએ મોટી મદદ મલેલી હોવાથી અમે એને નારાજ કરી શકયાં નહીં! પણ બે ત્રણ રીતે અમુને મુંબઇ અકારૂં થઇ લાગ્યું ને તેજ દહાડેથી અમે એને એકલો ફોડી ખાતો છોડી હૈદરાબાદ આયાં. તેવણે જરા દમ ખાઇ પાછું ચલાવ્યું.

"એક કારભારી રાખી એ ઠીક વખત ચલાવતો હતો, તેટલાં એક બદબખ્ત દહાડે 'ઓય આકિંચ' કહીને ગીયો તે પાછો ફર્યોજ નહીં. અરે મારો ભાઇ!"

"ગરીબ બીચારો—પણ તમે લોક શું ધારોચ! તેવણુને શું થયું હશે?" તેણીએ ખાસ જાણુવા માંગ્યું.

"અમે શું ધારતાતાં? ભલા ભલા ડીટકટીવો એની શોધમાં થાકી ગીયા તો બીચારાની ધનનસલ જણાતી નથી તો અમે શું? પણ મીસીસ ફોર્બસ આજે તમે મને જીવતાં માણુસ કરતાં એક મુવેલા મુરદાં જેવાં વધારે લાગોચ. તમે જીદ ના કરો. મને કહો શું છે?"

"પણ—મુવેલા તે કંઇ બોલે કે—હી—હી—હી!" તે જીવપર જોરાવરી કરી હસી "હું તદન સારી કાની છેઉં. એક ભર જવાન જીવની આવી કમનસીબી સાંભળતાં મને કંપારી છુટેચ—બીજું મને કંઇ નથી."

"અમે ખાસ એ મારા ભઇનેજ લીધે બીઝનેસ છોડી મુંબઇ પંદર દહાડા જઇ આયાં. પણુ કંઇબી નહીં, છતાં મારા જેમી બોલતાં'તા કે શેઠ ફીરોઝશાહ નામના અમારા એક પારસી શેઠયાએ બીચારાની કમનસીબી તરફ ઘણી દીલસોજી બતાવેચ, તેવણે ૫૦૦૦ ઇનામ કહાડયા ઉપરાંત ડીટેકટીવો

પછવાડે ધુમ ખરચ કીધો છતાં કાંઇ વલ્યું નથી, પણ છેલ્લે તેવણુ એમ બોલ્યાચ કે મને લાગેચ કે એને જીવતો નહીં તો મુવેલોબી હું થોડા વખતમાં શોધી કહાડી શકશ."

"એમ?" નીકલી પડતે ડોળે તે છોકરી હરણુફાડ થઇ સવાલ કીધો.

"હા–પણ ચાલો–મીસીસ ફ્રાન્સ મહેરબાની કરીને તમે બીછાનામાં જાવો. મને તમારી હાલત જોઇને સાભી બીહક લાગેચ. "હવે તે પોતેબી તેવું ઇચ્છતી હોવાથી મકકમ પગલે ત્યાથી તેણી બહાર પડી.

તેણીનાં નાનકડાં ભેજાંમાં જે નવો પલાન રમી રહયો હતો તેની પર વીચાર કરવા તે ઉતાવળે કદમે પોતાના રૂમમાં ગઇ.

હા, બધું અધર લટકતું મુકી આવેલી તે છોકરીને મુંબઇમાં શું નવું જુનુ બની જાયચ તે જાણવા જીવ લાગી રહયો હતો. પપાએ તે કુવો ગલાવ્યો હશે કે? વહાલા લવની લાશ મલી આવી હશે કે? પપાએ તે જાહેર કીધું હશે કે છુપાછુપ ઠેકાણે પડાવી હશે? એવા કંઇ હજારો જાતના વિચારો તે નાજુક ભેજાંને ખાઇ જતા હતા તેમાં–તે મુવેલો આકાર જાણે પુરેપુરા ફરી હસ્તો–તેણીની એકવારની શાંતીને પાછી લુંટી લીધી હતી.

"હા–હા–એજ ઠીક થઇ પડશે"–તે ઉઠી.

કોણુ જાણે તે નવું તેણીના ઘેરાયલા ભેજાંમાં શું બી આવ્યું? આપણે તે આગળ વાંચ્યે.

——:o:——.—

# પ્રકરણ ૫૫ સું.

—:o:—

રોદા-વીલા ! અરે તે કમનસીબ મહાલ ! !

એક વખતની મગરૂરીની ધુંધમાં ઉભેલો-બધાને છક
। ઠઃભર્યો તે મહાલ-આજે-તદન ઘોર જેવી રાતદીસની
જ જાતની શાંતીથી શોકમાં ગરકાવ ઉભો હતો.

તે અરીમધરીમ જેવાં મોટાં મકાનમાં વસનારાં ફક્ત
;ખી જીવો હવે રહયા હતા. જેઓ સારો દહાડો પોત-
ાનાં છુટા ઓરડામાં કાંસી કરાંજી કલાક પછવાડે દહાડા
.હાડા પછવાડે મહીનાં બરબાદ કરતા હતા.

ગોદરેઝ-તે હમેશનો રંગીલો-સુંદર જવાન આજે પોતાના
ગી ઓરડામાં કંઇ આગલી યાદોમાં રોકાયલો હતો. હવે
ડરેસની પરવા હતી નહીં. તેનો હમેશનો વાંકો સેટો
> દીસ્તો હતો નહીં. તેનાં સુવારા ચેહેરાની શાંતી આજે
। ગુમ થઇ બરાપાની લીટીઓ છપાઇ રહી હતી.

હા, તે જવાનનો જલાપો કંઇ નાનો સુનો નહીં હતો.
"કાકાજી બી ખાલી બહોંશ કરેચ; મને એવણ કાંય
જવા દેતા હોશે?" તે માથું ધવડતો પડયો પડયો બડ-
લાગ્યો. "હું મારી મીઠી શીરીનને પાતાલમાંથીબી
લાવંશ. મારા જીવમાં જીવ છે ને જાંહ સુધી એ છોકરી
માં હસ્તી ધરાવેચ તાંહ સુધી તો હું એને ચુંટી કહાડશ.
કાકાજી ? એવણ બીચારા પછી એખલા શું કરે ! હું
તો જરાબી એવણને વીસરાઉંચ. પણ મેં જે ઠેરાવ
પ તે હું બર લાવવાનોજ. હા-રતાં મોરીસ એની મધર
ઇંગ્લંડ જાયચ. તેની સાથે હું કાકાજીને જરૂર મોકલવાનો.
.રો દારાં! ઓ મારો ગરીબ પણ કમતાલેનો દોસ્ત ! એ

ઇગ્લંડ જઈ આયોચ, પણ હજુર એનામાં જોઇતો ફરક પડયો નથી. ને એબી જો પાછો કાકાજી સાથે સીધારે તો બસ પછી મને પુષકળ નચીંતાઇ. મારા કરતાં એ એવણુને વધારે પ્રીતથી સાચવશે. હા—હા—હું કોઇબી રીતે તાગડો રચશ ને દુન્યામાં મારી ફેરી ફરી, જહાનમના ગારમાં પડીને કે બહેસ્તના બાગમાં ઉડીને કોઇબી રીતે મારી—હા મારી—મીઠી શીરીનને—ને—મારી માનીતી બહેન રોદાને શોધી કહાડવાનો. બાકી આજ કાલ મારી જીંદગીએ જીવવા કરતાં તો—કોણુ!" બારણુાંપર કોઇના ધીમા ટકોરા સાંભલતાંજ તે ઉઠયો ને બારણું ખોલ્યું. "કેમ શું કેહચ?"

"મોટા શેઠે 'અરજંટ કોલ' મોકલ્યોચ!" તેના કઠોર સવાલમાં તે નાનો છોકરો નમીને બોલી ચાલી ગીયો.

અલબત આવો 'અરજંટ કોલ' વીલામાં અસાધારણ હોવાથી તે ઝપાટામાં લાયબ્રેરીમાં દોડયો.

"કેમ કાકાજી આજે કંઇ અરજંટ કોલ?" તેણે દાખલ થતાંજ પુછયું.

"હા—જરા તારી સલાહ પુછવાની છે." તેવણે હાથમાનું ન્યુસ છાતી પર મુકી ધીમે સાહદે કહયું.

"સામા—કાકાજી?"

"લે આય—ને—તુજ વાંચ!" તેવણે હાથમાંના "પારસી"નો એક ફકરો ટાંકી બતાવતાં કહયું જે તુરતજ લઇ તે જવાને મોટેથી વાંચ્યું.

'આય લખનાર મી૰ એફ. કે. અને તેવણુની ફેમીલીમાં ઘણું ઇનટરેસ્ટ લેતું હોવાથી તે એક મહેરબાની માગે છે. તે જાણુવા માંગેચ કે તેવણુનાં વીલાનો તલાવ જે ગલાવવા

કહાડેલો તે ગણાય્યો કે? મહેરબાની કરી ખરો જવાબ વાળી આય લખનાર પર મોટો આભાર કરશો. ખુદ મી૦ એફ. કે. અને ફેમીલીનાં ભલાં માટે તે કાકજુદી કરેચ કે આનો જવાબ જલદી મોકલો.

"એ શું?" તે વાંચી રહેતાંજ અજાયબીથી ગુંચવાતાં બોલી પડયો. "કાકાજી મને તો કંઇ સમજ નહિ પડતી કે એ કોણ ને એની મતલબ શું?"

'મેં બી તારી અગાઉતું દસ વખત પાછું ને પાછું વાંચ્યું પણ મનેબી કંઇ સમજ પડતી નથી. આપરો કુવો–ને આપરાજ ભલાને વરે તે જવાબ માંગે એ ઘણું ગુંચવણભર્યું છે."

બન્ને જણાં થોડોક વાર ચુપ બેઠા."

"વારૂં. કાકાજી આપરે વરે કોઇ ઘણું ઇનટરેસ્ટ લેતું તમુને કંઇ યાદ છે?"

"આપરે વરે આજ કાલ તો દરેક જણ ઇનટરેસ્ટ લેચ. કોઇ મારી સ્કેનડલમાં મજાહ લેચ તો કોઇ દીલાસારૂપી ચોબાઓ મારી રમુજ લેચ.—"

"પણ કાકાજી તે તો આપરા પોતા સંબંધી થયું પણ આય લખનારને તો આપરા કુવા સાથે કંઇ લાગતુંવલગતું લાગેચ. તેવું કોઇ તમારા ધ્યાનમાં છે?"

થોડોક વાર આય નવા સવાલથી તે બુઝરગ અહસ્થ ચુપ આંખ મીચી પડી રહયા.

"ગુડી"—

"કેમ કાકાજી?"

"મારા વીચારમાં કોઇ છે ખરૂં કે જેણે એ કુવો ગરાવવા સંબંધી કંઇ નહિ સમજ પડે તેવું છે—પણ—તે—તે—

એમ જાહેર ખબરનો આશરો લે એ હું માનતો નથી." તેવણે આંખે હાથ ઢાંકી દીધો"

"પણ જો અડચણ નહીં હોય તો તે કોણ તે કેહશો?" તેણે આતુરતાથી પુછ્યું.

હા દીકરા-જો કોઇએબી મારી સાથે એ કુવા સંબંધી બાબદને વજન આપ્યું હોય તો તે-તે-મારી વહાલી દીકરી રોદા છે!

"રોદા?"

"હા-હું જયારે કુવો ગલાવવા નીકલ્યો તાહરે તુંનેબી યાદ હોશે કે એણે તે માંડી વાલવા મારી પર કેટલી જબરી વાપડેલી?"

હા-તે જવાનને તે'દહાડો યાદ આયો કે જે દહાડો સઉથી છેલ્લી લંબાણ વાત તેણે તે પ્યારી બહેન સાથે કીધી હતી. ચુચી આંખે તેવણના વીચારમાં સામેલ થતાં તેણે ડોકું ધુણાવ્યું.

"મારી ગમ તેટલી સમજાવટ છતાં એને મને અટકાવેલો ને આખરે એની ગેરહાજરીમાંજ તે ગરાવવાની મને રજા આપી. છેની યાદ?"

"હા-મને તે યાદ તો છે, પણ હું નહિ સમજતો કે રોદાને એ પડત કુવા સાથે શું નીસબત હોય? એમાં એવું શું હોશે કે એ ગરાવવા ના કેહે?"

"તે તો કોણ જાણે? એ ગરાવીને જોઇએ તાહરેજ કંઇ સમજી શકયે. તાંહ સુધી તો હું બી કંઇ અટકલી શકતો નથી, પણ-પણ ગુડી"—

"બોલો કાકાજી."

"મને એક ખટકો લાગ્યા કરેચ–કે–કે–એ કુવાનું ગરાવવું ા રોદાનું ગુમ થવું એ બે વચ્ચે કોઇ રીતનું કનેકશન છે."

"એ શું બોલોચ કાકાજી? આપરી રોદા એક તદન ચ્ચાં જેવી તેને એ કુવાનાં ભયંકર પાણી સાથે શું લાગે લગે? એની બચ્ચાં સહી અડચણ ફકત એજ હતી કે એવી કામી ગડબડથી લગનનાં ખુશ ચાર દહાડા અમથા બગડે થી વધારે કંઇજ નહિ."

તે ઠપકાથી બોલતા જવાન ગમ તેવણે પ્રીતથી જોયું.

"ગુડી દીકરા ખુદાને માલમ. પણ તારી અટકળ ખરી ડે એવું હું ખરે દીલે ઇચ્છુંચ, વારૂં પણ હવે એનો જવાબ તો વાલવો જોઇએ."

"હાસ્તો."

"કેંવી રીતે તુંજ સુચવની?"

"તે તો કાકાજી જેવો તમારો વીચાર હોય તે લખી મોકલો.

"મેં તો વીચાર કીધેલોજ તેમાં આય જાહેર ખબર ાંચી તેપર ઘણો જલદી અમલ કરવાનો મેં ઠરાવ કીધોચ. મારા મનની શાંતીને ખાતર હું એ કામ પહેલી તકે પુરૂં કરી નાખવા માગુચ–કાલને કાલ એનજીનીયર મી૦ જારડીનને બોલાવી મંગાઉચ ને ઘણું ખરૂં પરમ દહાડે તે કામ પુરૂં થશે.

"તાહરે કાકાજી જવાબમાં જણાવો કે—"

"કુવો હજુર ગરાવ્યો નથી પણ તે કામ એકદમ હાથ ધરનાર છેઉં?"

વાહ–રોદાના મગજની શાંતી માટે આય કેવો વીચીત્ર જવાબ!!



બીજે દહાડે જયારે તે છોકરીએ આય જવાબ વાંચ્યો ત્યારે તે બાપડીની અધીરાઇનું પુછવુંજ શું ? તેને લાગતું કે જાણે શાંતી તેને કદીબી મલનારજ નથી. ગલાવ્યો નથી—પણ ગલાશે—એ ખબર તેણીને અભતથી મારી નાખવાને બસ હતી.

"મારો લવ અંદરજ છે તો તે ગલાવવા સાથેજ એ બહાર આવવાનો. ખુદા-પપા મને કદાચ માફ કરશે—ગુડી મને ધીકકારશે—દુન્યા મને તજશે—પણ સરકાર ! એ શું મારા સાચ્ચા પ્યારનો અંજામ ફાંસીનો માચડો એ નહિ ! એવી અધીરાઇ હું ખમી શકતી નથી. મને પાછું પુછાવવુંજ જોઇશે. જાંહવેર હું જાણુસ.નહિ ત્યાંવેર હું શાંત થવશ નહિ !" તે છોકરી એકવાર પાછી કંઇ લખવામાં ગુંથાઇ ગેઇ.

"હા-હા-બસ, બરાબર !" એટલું બબડી તેણીએ નીચલી લીટી કંઇ સન્તરવાર પાછી ને પાછી વાંચી.

"મી૰ એફ. કે. ને આય લખનાર ફરીથી કાકલુદી કરેચ કે તે કુવો કયારે ગલાવવાનો છે તે નકકી જણાવવું. એકવારના જવાબ માટે ખરાં દીલથી ઉપકારી છેઉં."

——:o:——

## પ્રકરણ ૫૬ મું.

—:o:—

અરે છોકરી—તારૂં કુદરતી મોત મને એટલો નહિ રડાવતે ? !

સમી સાંજ પડી ચુકી હતી. સુરજ અસ્ત પામવા પર આવ્યો હતો. પંખી પંખેરાંઓ વીદાય થવાની તઇયારીમાં

એમથી તેમ દોડતાં ફરતાં હતાં. જે વખતે વીલાનો દીલખુશ બાગ બંધ થતા ખુશબોદાર ફુલોનો મગમગાટ પાંથરી રહયાં હતાં તેજ વખતે તે વીલાના શેઠ–ત્યાં–ધીમે કદમે લટાર મારતા હતા.

આવે વખતે બાગમાં લટાર મારવી એ શેઠ ફીરોઝ માટે અસાધારણ તો હતુંજ પણ વધારે અચરતી તો એ હતી કે આજે તેવણ તે ભયંકાર પડત કુવો કે જેની આગળ તેવણ કંઇક વરસો થયાં આવ્યાબી હતા નહિ ત્યાં વીચારમાં ગરકાવ ચહેરે છાતીપર માથું નમાવી અતી ધીમા કદમે તે પાલ વગરના કુવાની આસપાસ ડગલાં ભરતા હતા.

આજની બીજી આતુરતાભરેલી જાહેર ખબર વાંચતાં–તેવણનાં દીલમાં કંઇ મજબુત શકનો ટકોરો ઠોકાઇ ચુકયો હતો.

"ઓ મારી દીકરી, તું એકવાર મારી ખરી મગરૂરઇ હતી, પણ આજે?" તેવણે એક ઉંડો દમ ખેંચ્યો "આજે મને તારાં નામથી જાણે દુન્યામાં શરમાવું પડેચ. અરે મારા દીલમાં ખરેખર એવું લાગેચ કે–તું જો ખરેખરી મોતથી મરી ગેઇ હોતે તો–હું–હું–ઓ ખુદા–હા મને લાગેચ–કે કદાચ હું સુખી હોતે. પણ આજે તારાં આય કામથી–ઓ!" તેવણ એક જબરી ઠોકરથી પડતા જરાકમાં બચી ગીયા. ઝઝ ફ્લામાં તે બુઝરગ હઅસ્થે આસપાસ જોયું તો કોઇ હતું નહિ. હવે તેવણ વાંકા વલી શાની ઠોકર લાગી તે તપાસવા મંડયા.

બરાબર–એક ઉપસી આવેલા જડ થયલા પથરાની તે ઠોકર હતી. કે જે ઠોકરથી થોડેક દુર ઉછલીને જઇ પડયો હતો–તેવણની નજર તે ઉખડેલા ખાડામાં પડી. તો કંઇ સફેદ સફેદ જણાયું મેટોડાની ભોંયપર સફેદ ચીજે તેવણને

વાંકા વલી ઉંચકવાની લાલચ આપી. પણ ઉંચકીને જોયું તો એક ફાટેલું એનવીલપ!

એક અછાટથી તેવણ તે પાછું ફેંકી દેવા જતા હતા પણ કુદરતી એક પળ તેવણની નજર તેપરના કીધેલા સરનામાંપર ગેઇ.

હા—તે બેદરકાર ટાંકેલી નજર હવે તે નામ વાંચતા ત્યાંજ ચીટકી ગેઇ.

Dr. Ady Wallace
:L. M. & S.
Bombay.

એ નામ તેવણે હરણફાર ચહેરે કંઇક વખત વાંચ્યું, "એનું કાગળ આય જગાપર કેમ?" તેવણે ડોળા ચહડાવ્યા.

"એ જગા—આય કુવો તો એને મનથી ઘણો જોખમ ભર્યો હતો તો એ અહિ કેમ આવે ને એના આવ્યા વગર ખુદ એનાં સરનામાનું કાગળ અહિ કેમ આવે?" તેવણે ખભા ચહડાવ્યાં"—"મને તો એક બી દહાડો એવો યાદ નથી, કે એ છોકરો અહિ આવ્યો હોય."

અરે અંજાણ જીવ!—તેને કયાંથી ખબર હોય કે આયજ જગાપર તે છોકરાએ વીલાની ખુબસુરતી સાથે કેટલી બધી સાંજો અપાર સુખમાં ગુજારી હતી!

હા—તે કાગલને ફેરવી ફેરવી જોતાં તેવણનાં મગજમાં એક ભારી ખખડાટ થયો.

"આ સારી શહેરના કુવા તળાવ ખણાવ્યા તો ડાકટર લવજી મલ્યો નહિ—પણ પણ—રખે—આય કુવો ખોદાવતા તે જવાન મલે.

અરે—આય બુઢા હાડની ફીકર શું ખરી હશે ! થોભ ! જીવ જરા થોભ ! !

* * * *

"કાલે કુવો ગલાવવાનો છે !—ગલાવવાનો છે ! !" એવા હજારો વીચારો વચ્ચે શેઠ ફીરોઝે પોતાનાં મખમલી આરામ બીછાણાપર આખી રાત ભયંકાર તાસવીસમાં પુરી કીધી.

સવારના ચાર વાગામાં ઉઠી તેવણ હવે દસ કયારે વાગે તેની વાર જોતા બેઠા. આજની બેચેની તેવણની હદ વગરની હતી.

જાણે તે દહાડો તેવણની મશ્કેરી કરતો હોય, ઘડીયાળ તેવણના ઠઠા કરતું હોય, મી૦ જારડીન તેવણને બોલાવતો હોય કે કુવો તેવણને તઇયાર રહેવા ચેતાવતો હોય, એવા કચ કંઇ ખ્યાલો તેવણનું મગજ જાણે કચડી નાખતું હતું.

આસ્તે આસ્તે ઘડીઆલનો કાંટો હીલતો ગીયો અને આખરે વીલાના ટાવગ્નો નવનો ગંજાવર ઠોકો આખા મહેલ પર સંભલાઇ ચુકયો. હા—કે નાનો હજુરયો હાજર થયો.

"મી૦ જારડીન આયા કે ?"

"નહિ સાહેબ."

"ઠીક !—જા—નીચે જઇને ઉભો રહે. જેવા તેવણ માણસો સાથે કુવા૰ આગળ રોકાય કે મને ચેતાવજે."

હુકમ થતાં ગજ જેટલો નમી તે છોકરો ત્યાંથી જાણે ઉઠી ગીયો !

પણ—તે પછીનો પા કલાક—અર્ધો કલાક—પોણો કલાક અને આયંદે દસને ભારી ઠોકાથી વાગ્યો પણ હજુર મી૦ જારડીન કે કોઇ માણસોનું ઠેકાણું નહિ.

તેવણની અધીરાઇ હવે ગુસ્સામાં બદલાતી ચાલી. તેવણે તુરતજ ગોદરેજપર કોલ મોકલ્યો.

"કેમ–શું થયુંચ તું હજુ સુધી શું કરેચ?" તેવણે ગુસ્સાનાં નેણથી ઉંડી પુછ્યું.

"પણ કાકાજી હું જરા રોકાયલો તેથી–મારેથી—"

"નહિ–નહિ હું તુંને નથી કેહતો–હું તો પેલા મી૰ જારડીનને વરે કેહુંચ."

"હું ધારૂંચ કાકાજી કે મેં તે સાઇડે કંઇ ગડબડ સાંભળી ખરી."

"પણ તાહરે મેં પેલા દુકતાને તાંહ તુરત ચેતાવવા કહેલુંની."

"તે કદાચ હવે આવવામાંજ–ઓહ્લો એબી આયો!" કેમ, જારડીન સાહેબ આયા? ગોદરેજે તે દાખલ થતાં છોકરાને પુછ્યું.

"હા–શાહાબ."

એક ડોકાનાં લેહકાથી ગોદરેજને પોતાની પુઠે આવવા જણાવી શેઠ ફીરોઝ ઉતાવલે કદમે ત્યાંથી બહાર પડયા.

ગુડ મોરનીંગ થતાં સાથેજ તેવણે લગાર અધીરાઇથી કહયું.—

"હું ધારૂંચ મી૰ જારડીન કે હવે બનતી ઉતાવલે તમે તમારૂં કામ શરૂં કરાવશો."

"જરૂરજં." તેણે નમીને ઉત્તર વાલ્યો, "હું હવે ,તેજ ઓરડર આપુંચ. તમે મારા કામની ઝડપથી ખરેખર ખુશી થશો."

બીજી પાંચ મીનીટમાં તો તે કંઇક વરસોના પડત પડેલા કુવાનું નસીબ ફરવા માંડયું–ધોધમાર પાણીના અવાજ વચ્ચે થોડેક છેટે તેવણુ અભતથી ઉથલાતી છાતીએ ગોદરોઝ અને

જારડીન સાથે વાત કરતા ઉભા હતા જોકે તેવણે પોતાની છુપી નબ્લાઇ નહિ બતાવવાની ઘણી ઘણી કોશેશ ચાલુ રાખી હતી. છતાં અંદરખાનેથી ધરૂજી જતાં દીલનો તે બહારનો પડછાયો મી૦ જારડીનની આંખમાંથી છટકયો નહિ.

"મી૦ ખુશરો બહેરામ તમારી આવી નબલી તબીયતમાં આવા એક ગળાતાં પાણી આગળની તમારી હાજરી જોખમ ભરી છે. તમે સુખેથી અંદર સીધારો ને નચીંતાઇથી બેસો." તે ભલા એનજીનીઅરે લાયકીથી કાળજી બતાવી. "હું મારૂં કામ થોડા વખતમાં પાર પાડી તમુને ખચીતજ ખુશી કરીશ."

"વેલ, ઘણી મોટી મેહેરબાની થઇ." તેવણ જયાંનાં ત્યાંજ અટકી રહેતાં બોલ્યા. મારો એક આવો અસલવારેનો કુવો ગલાય અને તે મને તેની આગળથી ખીસવા કેમ ગમે? એનાં ગરાવવા સાથેજ મને એવી એવી આગલી યાદો આવેચ કે જેથી મી૦ જારડીન હું એની નજદીક ઉભું રહેવામાં મજાહ મેલવુંચ."

"જેમ તમારી મરજી." આવી મજબુત દલીલ સામે તે જવાન નાચારીથી એકમત બતાવ્યું, છતાં તેણે હસીને કહયું, "એમજ હોય તો આવા ખુલ્લા તાપમાં ઉભું રહેવા કરતાં આય સામેનાં ચંબેલીના માંડવામાં જઇ બેસો કે જેથી તમે છાંયો મેલવો."

"ઓલ રાઇટ થેંક યુ!" તેવણ કમને ગોદરેઝ સાથે ત્યાં જઇ ગોઠવાયા ખરા, પણ દર પા કલાકે ત્યાંથી તેવણ સવાલો કરતા.

અંદરથી કંઇ પાયું કે? અંદર કંઇ હોય એમ દેખાયચ કે? પાણીમાં કંઇ હાથ લાગેચ કે?

આય એકજ મતલબના ગોલ ગોલ સવાલે મી૦ જાર-ડીનને મોટા વીચારમાં નાંખ્યો. તે મુછ ટુંપતો આય ગ્રહસ્થને ટીકતો કંઇક જાતના વીચારમાં ગુંચવાતો હતો.

"મી૦ જારડીન જરાકબી કંઇ એવો સંસારો લાગે તો મને મેહેરબાની કરીને ચેતાવજો.' તે લગભગ કાકલુદી કરતા વાકયનો ઉત્તર તે ઇંગ્રેજ જવાને નમીને વાલ્યો, પણ તેની ગુંચવણ આય વાકયથી અતી ઘણી વધી પડી. તેબી ડોકાં તાણી તાણી આય ખલાસ થતાં પાણીને તલ્યે જોતો લતો પણ—

આખરે—આહા !—

જારડીને એક ડોકાંના લેહકાથી તે એકકી રીતે તેનીજ તરફ ટીકતા પારસી ઉમરાવને હસીને બોલાવ્યા.

અરે તે પલે—ફકત દશ ડગલાં ચાલીને જતાં શેઠ ફીરોઝને લાખો વીચારો આવી ચુકા.

"કેમ-શું પાયું-કોણુ દેખાયું ?" તેવણે ફીકકે ચહેરે નજદીક આવતાંજ સવાલ કીધો.

"પાણી ખલાસ થઇ ચુકયુંચ." તે ઘેલાગાંડા સવાલો પર ધ્યાન નહિ આપતાં તેને પોતાની ખબર આપી.

"પાણી ખલાસ!—પણુ-પણ અંદરથી કંઈ મલ્યું કે—કેંઇ પાયું કે ?" તેવણુ હવે પોતે તે ભયંકાર ગારમાં ડોલા-વવા લાગા.

"કુંઇજ—નહિ"—અંદરથી જવાબ મલ્યો.

"કુંઇજ નહિ ?" તેવણે પાછો સવાલ કીધો, અને કંઇક ખુશાલીથી ચમકતી આંખે તેવણે પાશે ઉભેલા ગંભીર ગોદ-રેઝ ગમ જોયું.

તે સહેજ હસ્યો અને અંદર ડોકાવવામાં સામેલ થયો.

"આય આસપાસનાં ઝાડપાલાઓ, મોટાં મોટાં જાડાં ડાખલાંઓ–પવને ઉડી આવેલાં પાતરાંઓ સીવાય અંદર શો કંઇજ નથી ?" પાછો અંદરથી ખુલાસાવાર જવાબ મલ્યો.

બસ એક બેદી–ખુશાલ હસવું. તે કરચયાલા ચેહરાપર ફરી વલેલું જોતાં ગોદરેઝ ખુશ ખુશ થઇ ગીયા ! હા. તે નાતવાન જીવને લાગું કે જે ભયંકાર પહાડ આજે ત્રણ ત્રણ દહાડા થયાં તેવણુની છાતી પર આડો પડેલો તેવણુને લાગતો હતો તે આય પલથી હંમેશનો ઉંચકાઇ ચુકયો હતો.

*   *   *   *

"કેમ ગુડી દીકરા, શું થાયું" એકલાંજ પડતાં તેવણે પહેલવહેલો સવાલ એ કીધો. "જોની પેલી જાહેર ખબરનો આય જવાબ ઠીક થશે કે ?"

તે જવાને તે વાંચી.

"જાણવું કે કુવો ગલાય ચુકયો છે અને અંદરથી કંઇ પણ જાણવાજોગ મલ્યું નથી–પણ આય લખનાર પુછવા માગેચ કે તમારી અધીરઇ કંઇ ગુમ થયલા ડોકટર લવજી વોલેસને માટેની છે ? જો એમ હોય તો વીશ્વાસ મુકજો–તે ખાનગી રાખવાનું વચન અપાઇ ચુકેલું જાણજો !

પુરૂં થતાંજ તે હેબતાયલે ચહેરે તે શાંત બુઝરગ બહેરામ ગમી જોયું–"કાકાજી એ નવું વલી શું ?"

તેવણ સહેજ હસ્યા–"જો આય પરબીડું જો !"

"અરે એ પર તો ડોકટર વોલેસનું સરનામું છે, એ તમારી પાશે કાંહથી ?"

ગેઇ કાલે મને એ આપરા કુવાની છેક લગોલગથી મલ્યું

ને બસ ચાલુ રાત મારી એકજ અભતમાં ગેઇ કે રખે એ–એ છોકરાની લાસ મારા કુવામાંથી મલી આવે !

"હે હે હે–હે–શું કાકાજી તમેબી !" આય દેખાના તદન હસવા સરખાં વાકયો પર તે જવાન બેરીકર હસી પડ્યા.

"પણ હવે મને લાગેચ ગુડી કે આય જાહેર ખબર આપનાર લવજીનાં કોઇ અતલગનાઓ હોશે કે જેઓ આપરો કુવો શકથી જોતાં હશે. લોક જાણતુંતું કે આપરે તાંહ એ છોકરો આવતો જતો હતો ને તે લોકની નજર એ કુવા પર દોડે તેમાં કંઇ શક નહિ પણ ચાલો ઠીક થયું કે એ ગલાગો કે લોકોની નજર હવે આપરી પરથી જરા ખસશે."

——:o:——

## પ્રકરણ ૫૭ મું.

—:o:—

હા–ઘણે લાંબે વખતે તે રાત તે ઉમરાવ ગ્રહસ્થે પુરી શાંતીમાં કહાડી.

નહિ–નહિ હું તો તાંહ જવાની ને ફેર જવાની ! !

આહા ! મગરૂરઇ––

કેવી નકલીદી લાગણી ?––

છતાં તે તકલીદી લાગણીને ખાતર રોદાએ કેવા કેવા ને કેટલા કેટલા ભોગ આપ્યા હતા ! અરેરે મગરૂર છોકરી ! એજ તકલીદી લાગણીની ધુંધમાં તેણે પોતાના જાન કરતાં જયાદા જવાનને જીવતા જીવત કમોતે મરવા દીધો. અરે એજ મગરૂરઇને લીધે તેની મુવેલા લાસને છેલ્લી ક્રીયાથી પણ બાકાત રાખી ! એજ લાગણીને વસ થઇ એક બાપુ જેવા

નીચને હાથ વેગાડ વગર લાગણીનાં લગન માટે કબુલ થઇ. એજ લાગણીને ખાતર સાચ્ચા પ્યારને તજી બેવફા થવા તઇયાર થઇ. એ મગરૂરીનીજ ધુંધમાં પોતાને અથાગ વહાલથી ચહાતી બહેનની આખી જીંદગીનું સુખ સદાબરૂં લુંટાવા દીધું. હા છેલ્લે એજ લાગણીને તાબે થઇ તે મગરૂર છોકરી પોતાના પ્યારા બુઝરગ બાપ, મહોબતવંતો ભાઇ, એક દીલજાન દોસ્ત પ્રીય પનોતું મકાન, શહેર, ઘેર બવું-બધું તજયું. શાને ખાતર? એ બધું શાને ખાતર?

ફકત એક જાતની વીચીત્ર મગરૂરઇને ખાતર!

તો અરે! આટલા આટલા ભોગો આપ્યા છતાંબી જયારે તેણીએ જાણ્યું કે તેણીના બુઝરગ માયાલુ બાપે પોતાને એક ખુની તરીકે પીછાની ત્યારે તેણીનો હાલ કેટલો કંગાલ બને તે વીચારવું સહેલ છે.

બીજે દહાડે જયારે તેણીએ "પારસી"માં જાહેર ખબર વાંચી ત્યારનો તેણીનો હાલ ખરેજ દયાજનક હતો.

હા, ધડકતી છાતીએ તેણીએ તે વાંચી "જાણવું કે કુવો ગલાઇ ચુકયો છે પણ અંદરથી કંઇ પણ જાણવાજોગ મલ્યું નથી."

આટલું લખાણ વાંચતાં તેણીએ એક છુટકારાનો દમ ખેંચ્યો. પણ અરે તે પાછલી બે લીટીઓ.

"પણ આય લખનાર પુછવા માગેચ કે તમારી અધીરઇ કંઇ ગુમ થવલા ડાકટર લવજી વોલેસને માટેની છે? જો તેમ હોય તો વીશ્વાસ મુકજો ને ખાનગી રાખવાનું વચન અપાઇ ચુકેલું જાણજો.

હા,-તેણીએ નહિ તોબી કંઇ પચ્ચીસ વાર તે પાછલો ભાગ વાંચ્યો. ફરી ફરીથી વાંચ્યો ને તેણીએ રડવા માંડયું.

"અરેરે ત્યારે આખરે હું પપાની નજરમાં ખુની કે
આખરે લવજીની લાશ હાથ લાગી ખરી ! મારૂં મન મનાવ
એવણ લખેચ કે કંઇ જાણવા જોગ મલ્યું નથી પણ ત્પ
પછવાડે એમ કાંય લખેચ કે કાંઇ ડોકટર લવજી વોલેશને વ
છે કે ? જોંહ છે તાંહ એવણે મને ખુની માનીચ ને પોતા
ને મારાં નામને ખાતર કંઇ કેઠે છુપાછુપ લાશને ઠેકા
પાડીચ ! અરે હું કેવી મુર્ખ. વળી એમાં નવાઇ શાની
લવની લાશ મળે તેમાં વીચારવાનું શાનું ! મેં મારી જીવ
આંખે તેને અંદર નાખ્યો ને તે મલવોજ જોઇએ ને મલ્યો
હશે." આજનું તેણીનું રડવું તે વહાલા બુઝરગ બાપ
દુખાયલા દીલ માટે હતું. પપા ડીયર તમારા ઉતમ લાડ
આય મારો કેવો બદલો ! છતાં હું તમારી હવે કાંહ ખા
કરશ કે હું એક ખરી ખુની નથી. અરે હવે તે માને
કોણ !" તેણી તે પેપરમાં માથું ખોસી રડતી હતી. તેટ
નાની શેહરૂનાં નરમ ઝડપી પગલાંથી તે ઉંચી થઇ.

"કોણ–શેહરૂ !"

"હા મીસીસ ફોરબસ આજનાં મારાં લેશનમાં મને–
પણ તમે રડોચ કાંય ? જો વરી મારાં વહાલાં મને કેહો ત
રડોચ કાંય ? સબુર કરો હું મારા મમાને ધમકાવી આઉં
કાંય તમુને એમ તેવણે રડાવ્યાં !"

"થોભ મારી લાડકી."

તે તેનું પાંખડું પકડી થોભાડે તે અગાઉ તો ગુસ્સાબ
નેણ ચઢાવી તે બાલકી પોતાની માતાને ઠપકો આપવા દોડી ગે

હવે જે વખત જાયચ તેમાં તે ભલી માતા આવવામ
એટલે રોદાએ લગાર ડાહી ડોહી થઇ વાંચવા માંડ્યું.

બીજી પાંચ મીનીટ નહીં ગેઇ કે આલાંમાએ તે ધ્યાનથી વાંચતી મીસીસ ફ્રેબ્ર્સની સામે આવી ઉભાં.

"કેમ,–વરી આજે પાછાં તમે નોટી થયાં કે મીસીસ ફ્રેબ્ર્સ!" તે ઉમ્મરવાન બાનુએ અર્ધી માયા, અર્ધા ઠપકાથી તેણીની પાસે બેસતાં કહયું. "તમારૂં મોહડુંજ કહી આપેચ કે એક જબરદસ્ત રડવું તમે રડી ચુકાંચ. એમ કર્યા કરશો તો પછી તમારી એક તો નબલી તબીયત વધારેજ ટુટી જશે."

"પણ હું શું કરૂં? મારેથી મારૂં દુઃખ ખમી શકાતું નથી." આજે તે નાજુક નારનો દીઓ કંઇબી કરતાં નહીં રહેવાથી તેણીએ આંખપાણી કરતાં કહયું.

"તમે એમ ના કરો. દરેક માણુસને પોતાનું દુઃખ ખમવાની તાકાત નથી પણ જયારે તમે જોવોચ કે આવા સખત વીલાપ છતાં તમે કંઇ તમારો મુવેલો પ્યાર પાછો મેળવી શકતાં નથી તો પછી શું કામ જીવપર એટલી સખ્તી ખેંચોચ? ફોકટની ચીજપર વખત ગાળવો અમારા ધરમમાં ગુનાહભરેલું છે."

"હું તે ના નથી કહેતી. તમારો દીલાસો ખરો છે પણ–પણ મને લાગેચ કે મારૂં દુઃખ કોઇબી દીલાસાથી રૂઝ આવનાર નથી. એ જંખમ મારાં મોત સાથેજ રૂઝ આવશે. અરે સતર વરસની મારી ગોલકન લાઇફ ગુજાર્યા પછીનો આય મારો છેલ્લો કંગાલ વખત મેં એટલો ભયંકાર ગુજાર્યોચ કે અરે એક દુખીમાં દુખી બુઢયા કરતાંબી મરવા હું વધારે આતુર છેઉં. ખરૂં કેહુંચ કે મારી જીંદગી મને પુષ્કલ અકારી છે."

"વહાલાં મીસીસ ફ્રેબ્ર્સ ખુદા ખાતર એટલાં નાહીમ્મત

ના બનો." તે ગભાતાં ડચકાં ખેંચતી બાલાનો બરડો પ૨
આલાંમાય હવે કાકલુદી કરતાં બોલ્યાં 'તમે એમ ના
લેઓ કે આવી બહોલી દુન્યામાં સઉથી દુખી તમેજ છે

તે ચોંકી "શું મારા કરતાં દુખી કોઇબી હોઇ
હા બસ હા હું તમુને ખાત્રીથી કેહુંચ કે મારા જેવું
કોઇબી જીવીને ખમતું નહીં હશે. અરેરે મારૂં હું
તમુને કેમ બતાઉં ? ઓ મારો દમ રૂંધાઇ જાયચ!
ખુદા તે યાદથી મારો છુટકો કર! યાતો મારૂ મોત આ
નહીં તો મને એકદમ મેડ કરી નાંખ!

"અરે પણ તે આજે તમુને એટલું બધું દુખી ર
કારણ શું મલ્યું. મને કેહો મીસીસ ફ્રોર્મસ આજનાં
ના હીમત તમે કોઇ દહાડો નહીં દેખાયલાં!"

થોડોક વાર તે દુખી છોકરીનાં ડચકાં સીવાય
ત્યાં કંઇ પણ સંભલાયું નહીં.

"મને કેહો કે આવી જાતની જીંદગી હું કાંહ
ચાલુ રાખું ? મને કંઇ એવું ઠેકાણું દેખાડો કે જયાં
મારો ગમ ભુલું. અરે મારૂં મગજને દીવાનું કરી નાં
યાદો ભુલું."

"હું શું ઠેકાણું બતાઉં શું મારે તાંહ તમે નથી ?
કે બીજો રસ્તો શોધવા માંગોચ હું તમોને—"

"નહી, નહી, તમારો તો મારીપર ઘણોજ ઉપકાર
પણ–પણ–મને કોઇ એવું માણસ નહી મલે કે જે
યાદ ભુલાવી શકે. ઓ મારા દુખનો ઇલાજ બતાવી શકે

આલાંમાય સહેજ ટટાર થયાં. તેવણુની આંખો એ
સ્થીર થઇ જઈ યાદ કરવામાં રોકાઇ ગઇ.

"હા મને હમણા એક વીચાર આવેચ ખરો, મને લાગેચ કે તમે-તમે—"

"શું ત્યાં જવાથી હું મારો ગમ ભુલી શકશ? જો તેમ હોય તો મેહરબાની કરી મને કહો."

"હા, તાંહથી તમુને કંઇ દીલાસો મલશે ખરો."

"ઓ ત્યારે તો મને કેહો. ખોદા તમારૂં ભલું કરશે!"

"શાંત થાઓ-મીસીસ ફોર્બસ-હું તમારા ભલામાંજ છેઉં!"

જોવ, સાંભલો આજે કેટલુંક થયું અહીં એસ્કવીથ નામના એક યુરોપીયન ગૃહસ્થ આવી રહેલા છે. તેવણ ઘણાજ આહોશ ને સમજદાર માણુસ છે. પોતે એક નામાંકીત ડોકટર છે. પણ પોતાની પ્રેકટીસ એક પોતાની હોસ્પીતાલ સીવાય તેવણ બહાર બીલકુલ કરતા નથી."

તે ધ્યાનથી કાન દઇ સાંભલતી છોકરી ગમ એ પલ ટીકતાં આલાંમાયે દમ ખાઇ પાછું ચલાવ્યું.

"એવણુના સાથે એક લેડીબી છે. મીસ હેનરીએટા નામની ઘણુીજ હુસ્યાર 'સીસ્ટર' છે. એવી સાહલેસ અને મેસળામણી છે કે બે ઘડી વાત કર્યે તો ઉઠવાજ નહી ગમે. મારી શેહરૂંના સખત માંદગીમાં એ મીસ હેનરીએટાએ એટલી તાકીદની ગોઠવણ રાખેલી ને તે ઓસ્પીટાલમાં એક હાઉસ સરજયનબી છે. કોઇ ડાકટર વેલમન કરીને તેબી—"

પણ તમે તો મુળ વાત પેલા કોઇ ડાકટર એસ્કવીથની કરતાં હતાં.

"અરે હા જો ખરા! તે તેવણુ તો આપરે ઘેરથી કેટલેક છેટે રહેચ. શું સરસ સંગીન પત્થરનું મકાન છે. આવતાંને

વાર તે આખું કીલ્લા જેવું મકાન એવણે વેચાતું લઇ લીધું. એકજ મહીનામાં ડાકટર તરીકે ને સાથે પોતાની ચમતકારીક અસરથી એટલા પણોટાઇ ગીયા કે ફકત એવણના બેજ વખતના કહેવાથી એક ઓસ્પીટાલ ઉભી કરવા ગંજાવર ફંડ લોકોએ એકઠું કરી આપ્યું. ઘણું કોઇ અજબ માણસ! કોઇ ખરો નર!" તેવણ ગંભીરઇથી બે પલ ચુપ રહયાં. તેવણે ધાર્યું કે આટલું બધું બોલ્યા પછી તે છોકરી તરફથી કંઇબી સવાલ થશે.

પણ નહીં ગાલે ગલોફો દેઇ હજુરબી કંઇ લંબાણ સાંભળવા માંગતી ઢપે તે તેવણને ટીકતી સ્તબ્ધ બેસીજ રહી.

"હજુર તો છજ મહીના તેને ઉભી થયાને થયા તેટલાં કેવું નીયમીત કામ તે કરી જાયચ એ બેઉ કોઇ ખરાં ઉપ્યોગી જીવો છે, ગામમાં તો લોકો ઘણું બોલેચ કે મીયાં મહાદેવની જોરી ઠીક થઇ બેસી જશે ને મોડે વેહેલે એસકવીથ બાવા એ હેનરીયેટા સાથે પરણી બેસવાના. પણ ખરૂં કહેચ કે એસકવીથ જેવા ગંભીર, બીલકુલ કુંજરા, ગમગીન, ને કઠોર ચહેરાને વરે આય ગોરી ગોરી હસતી જાણે ફરેસતા જેવી હુરી. હોયજ નહીં!"

"ત્યારે તે કોઇ એસકવીથ ઘણો અગ્લી મેન હોશે."

"ઓહોહો! તમે તાહરે મને સમજયાંજ નથી." આલાંમાય તચકો કરી પડયાં "એનો અહસ્થાઇથી ભરેલાં ઘટમદાર મુખડો જોઇનેજ લોકો બધાં ખેંચાઇ તણાઇ જાયચ તો! ત્યારેજ એનો પડયો બોલ ઝીલી લે છે પણ એટલુંજ કે જયાં દસ વાકય બોલવાનાં હોય ત્યાં એકજ શબ્દ બોલશે. તો તેવા કુંજરા અહસ્થ સાથે—હેનરીએટા જેવી નાચતી

કુદતી છોકરી કેમ બંધ બેસે, પણ મારૂં આટલું બધું બોલવું તમે સાંભલોચ કે ?"

"હા મેં બધું સાંભલ્યું ને સાંભળ્યા પછી મેં પકો ઠરાવ કીધોચ કે મારે એ ડોકટર એસકવીથને મલવું. "બીડેલા હોઠે મકકમતા બનાવતાં તે છોકરીએ ડોળા ચમકાવી પુછયું. એ ઓસ્પીટાલ કયાં આવીચ !"

"કાંય તમે મીસ હેનરીએટાને જોવા માંગોચ ?"

"નહી નહી મને તો ડોકટર એસકવીથનેજ મળવુંચ."

"નહીરે ઓસ્પીટલમાં જવું ફોકટનું છે, એવણ તો દર પંદર દહાડે ફકત એક ફેરો ઓસ્પીટલમાં આયચ, બાકી એવણનું ખુદ રહેવાનું તો એવણની મલનકોલી હાઉસમાંજ છે, ઘણાં લોકો એવણ આગલ જઇ આવવા પછી તદન શાંત થયલાં છે. બીચારા મારા જેમીબી એવણને ત્યાં જઇ આવેલા.

"તેવણ શાને વરે ગેયલા ?" તેણીએ આતુરતાથી પુછયું.

"બીચારા મારા ભાઇને વરે. જરા એ મસે એને જોવાબી ગીયાને જરા બેચાર સવાલબી પુછતાબી આયા ?"

"એવણે શું પુછયું." બીજીવાર આતુરતાથી આંખો ઉંચકઇ.

"જરા મત પુછયું કે આય રીતનાં ગુમ થવાથી તે જવાનને વરે શું અટકલ બાંધી શકાય ?"

"પછી તેવણે શું કહયું ?"

"જેમી કહેતા'તા કે તેવણ એટલા તો ગમગીન બની ગીયા ને કહેજે. પાંચ મીનીટ વીચાર કરીને પછી કહયું કે મારૂં ઇચ્છવું એટલુંજ છે કે એ બનાવને લગતી શોધખોળ

બીલકુલ માંડી વાળો કારણ તે જીવનો પનો તમે લોક કદી મેલવી શકશો નહી."

આલાંમાયે આંસુ નુછતાં કહયું, "તેવણે ગમગીન ચેહરે એટલુંજ કહયું કે કોઇ - કોઇ છુપા હાથોનો તે ભોગ થઇ ચુકોચ—!"

"એક અજબ આંચકાથી તે છોકરી ચોંકી "પછી?"

"પછી વધારે પરપુછ કરતાં તો તેવણે સાફ કહયું કે એ બાબત હું વધારે વાત કરવા માંગતો નથી!"

"ઓ કેવો માયાળુ?" રોદા અંચીતી પોકારી ઉઠી. તેણીની છાતી આય કોઇ વીચીત્ર પુરૂષની ખરી આગાહીની અભતથી ઉડી ઉડી જતી. હતી.

"મરે એમાં માયાળુ શાનો. મીસીસ ફોર્બસ તમે એને માયાળુ સબ્દ કાંય વાપર્યે?"

"એજ કે તેનું દીલ એક ભયંકાર મોતની વાત લંબાવવાને ખમી સકતું નહીં હશે પણ મને કેહોની—એ ગૃહસ્થ સાથે મને તમો કયારે મેળવી આપશો." હદ વગરની આતુરતાથી તેણીએ પુછયું.

"તમારે. ગમે ત્યારે—તમુને જયારે જવું હોય તાહરે મને કેહેજો હું આપરા માલી બાલુને તમારી સાથે મોકલસ એ તેવણનું ઘેર બરાબર જાણેચ."

"ઓ તાહરે તો હું હમણુંજ જાઉંચ!"

"હમણું!" તેવણે ચકલો ચહડાવ્યો હમણું તો પાંચ વાગી ગીયા તમુને જતાં છ સાડાછ થશે.

"કંઇ નહી—કંઇ નહીં રાત અવારની મને ધાસતી નથી

ત્યારે તેત્રણને મલશ તોજ હું નીરાંતે સુવશ. મને ના રોકો. હું ડરેસ કરૂંચ તેટલાં તમે મારે વરે માણુસનું નકી કરો." કંઇ અજબ ઉલટમાં આવેલી તે છોકરીની મગજની હાલત પર શકથી ડોકું ધુણાવતાં આલાંમાયબી બે પલ વીચારમાં ગરકાવ થઇ ગીયાં'

——:o:——

## પ્રકરણ ૫૮ મું.

——:o:——

"વાંચનાર! જરા તમારી આંખ ઉંચકો અને તે ગંજાવર કાળા પત્થરનાં બીહામણાં મકાન પર નજર કરો!

શુધ્ધ કાળા પત્થરનું તે બેઠું માળ વગરનું ઘર પહેલીજ નજરે જાણે જોનારને ઉંડી ગમગીનીનો ખ્યાલ આપતું હતું, લગભગ તદન એકાંત જગાપર આવેલાં તે બીહામણાં મકાનમાંના વસનારાં માટે તે ધામધુમ્યા શહેરમા પુરતાં માન અને વીશ્વાસ છતાં તરેહવાર શક રખાતો હતો. એક પરાયા પરદેશથી એક નામાંકીત ડોકટર તરીકે આવી રહેનાર એક ડોકટર એસકવીથ છે બી તે કોણ?

દરેક જણ તે માટે શકનું ડોકું ધુંણાવતાં છતાં આય દીલસોઝ અને ચમતકારીક પુરૂષની સલાહ લેવા આવનારાં તેને રાત્રેબી ફરસુદ આપતાં નહી.

હમણાબી સાડાછ થયલા હતા. લગભગ કલાકની થાક સાથે મીસીસ ફોર્બસ આખરે બાલુના કહેવાથી ત્યાં થોભી ઉભી.

"શું આય ઘેર!" તે ફાટે ફાટે ડોળે તે મોટા અક્ષરનું પાટયું વાંચતી બબડી.

"મેલનકલી હાઉસ! એ ખોદા જાણે નકરૂં મારે લાયકનું મથક છે." તેણે આસપાસ પોતાની દુભતાયથી નજર ફેરવી.

આસપાસ જ્યાંબી તેણીની નજર ફરતી ત્યાં બધે જાણે શોક અને શોકનીજ નીશાનીઓ ખુલ્લી જણાતી હતી. તે મકાનની દરેક બારીએ બારી કાળા, શુધ કાળા પરદાઓ ટાંગી દીધેલા હતા. ખુદ દાખલ થવાના દરવાજામાં પણ લાંબો કાળો બીહામણો પરદો નાખી રાખ્યો હતો.

બાલુને બહાર ઉભો રહેવા કહી તેણી ચકીત થતી તે કાળી પથ્થરની શીડીએ ચહડી ગઇ.

આહા! ઓગણીસ વરસની તે નાજુક પાતળી છોકરીને શુધ કાળા પોશાક સાથે સુનેરી આસ્ગ્લાસમાં માથેની સ્રો હેટથી કોણ આગળની તે મગરૂર લક્ષાપતણ ટકોરાબંધ, ખુબ સુરત રોદા સમજે?

હા, કદાચ પીછાણનારા પીછાણે. જોકે આજ સુધી અય છોકરી તું કોઇથીબી પીછાનાઇ નથી ને તેજ જાતનું ટકોરભર્યું હસવા સાથે તું આય બીહામણું મકાન ચહડેચ ખરી પણ સંભાળ!

તે કાળો પરદો ખીસાડતાંજ તતણખાર બેઠેલો સમોરી તેણીને ગજ જેટલો નમ્યો.

"સાહેબ ઘેરમાં છે?" તેણીએ ધીમેથી છતાં આતુરતાથી પુછ્યું. બે પળ તે રામોરીએ ચકીક થઇ આય સાદા પોસાકની તેજસ્વી ખુબસુરતીનો દવાજનક દેખાવ જોયાજ કીધો.

"હા, ઘરમાંજ છે" તેણે ધીમેથી જવાબ વાળ્યો."

"પણ-પણ—"

"પણ શું ? મને જરા તેવણુને મળવુંચ"–તેણીએ કાકલુદીથી કહયું. "મને અંદર લઇ જશે ?"

"હમણા એવણ જરા રોકાયલા છે. આય વખતે એવણ કોઇને મળી શકતા નથી."

"હું ઘણે લાંબેથી આવીય ને એવણુને મળવાજ માગુચ" તેણીએ એટલી તો ઓજરપણાઇથી કહયું કે તે ગરીબ રામોસીને ઘણી દયા આવી અને "સબુર કરો!"ના સખ્યારા સાથે તે તેણીને એકલી મુકી અંદર ગયો.

અરેરે એકવાર પાછી એકલી પડતાં તેણીની નજર તે ચોમેરની ગમગીન નીશાનીઓપર અટકી ગઇ. !આટલી બધી ખુલ્લી ગમગીનીમાં રેહેવાનું તે ઇંગ્રેજ ડાકટરને શું કારણ મળ્યું હશે ? શું પોતાના દુઃખ કરતાં તેનું દુઃખ વધારે જયાદા હશે.? શું એક ખુન કરતાંબી તે વધારે ડંખ ખમતો હશે!

હજારો વીચારોમાં ગોથાં ખાતી તે પાચેક મીનીટ થોભી.

"આઇ તમારો જરા કારડ આપશો ?" તે રામોશીના સવાલે તે ચમકી. આય પારકા વેશમાં ફરતી એક દુઃખી ગવરનેસ પાસે વરી કાર્ડ તે કાંહથી હોય ? તે અચંકી પણ પછી ઝડપથી તેણીએ એક કાગળની કાપલીપર પોતાનું નામ ચીત્રી કહાડયું.

Mrs. R. Forbes.

"મારી પાસે કાર્ડ તો નથી, પણ આય મારૂં નામ !" તેણીએ તે કાપલી આપતાં નરમાશથી કહયું.

અરે કેવો ફરક જે છોકરી ભલા ભલાઓ સાથે વાતની દરકાર વગર એક પાપણનાં હીલાવ્યા સાથે કામ લેતી હતી તેજ છોકરી આજે પરાયા પરદેશમાં એક પારકા ઘરની ઓ-

શરીરપર એક હલકા નોકર સાથે કેટલી બધી મીઠાસથી કામ લેતી હતી.

તકદીરની તાસીર આગળ સઉ કોઇ નાચાર !!

અરે છોકરી નસીબમાં નખરાંએ તુને આજવેર ખુબ હંફાવીચ અને આજેબી તું એક એવા ઉંબરપર ઉભેલી છે કે એમાંથીબી તું કંઇ અજબ રંગ—જોશે.

હા, તે રામોશીનાં હસતાં મહોડાંપરથીજ તે છોકરીએ જાણી લીધું કે આખરે તે કોઇ નામાંકીત ડોકટરે તેણીને મુલાકાત માટે અંદર તેડી હતી.

"કેમ મને ડોકટર એસકવીથને મળવાની રજા છે?" તેણીએ આતુરતાથી પુછયું.

"અરે બાઇ તમે તો કોઇ જબરાં જાદુગર! તમારી ચીઠી એવણે ઘડી ઘડી વાંચી—ને હા—ના—હા—ના કરતાં આખરે સતરમી વખત મને પાછો બોલાવીને કહયું કે પાંચ મીનીટ રહીને તમુને અંદર દાખલ કરવાં. તમારી ચીઠીએ મારા સાહેબને અજબ ગુંચવાવી નાખેલા લાગે છે."

"ખુદા તેવણનું ભલું કરો" તેણીએ દમથી ઇચ્છયું.

બીજી પાંચ મીનીટમાં પેલા દયાળુ રામોસીની રાહબરીથી તેણી હલકાં ધીમાં પગલાંએ એક જબરદસ્ત કાલા દાણુંનાં સુંદર પણ શોકાતુર પરદાથી ઢંકાયલા દરવાજા આગળ જઇ થોભી. ત્યાં થોભતાંજ તેણીને લાગ્યું કે અંદરની ઇલેક્ટ્રીક લાઇટ અંચીતી બુજવી નાખવામાં આવી હતી અને અંદર ઝાંખો ધીમો ઉજાસ દીસતો હતો.

"હવે હું અંદર જાઉં?" તેણીએ હળવેથી પુછ્યું ને તે રામોસીના 'હા' નાં ડોકાં સાથેજ તેણીએ ધીમેથી તે પરદો ખસાડી નાંખ્યો,

અરેરે કેવો એકાંત ગમગીન તે ઓરડો ! !

તે લંબાચા ઓરડાને છેક પેલે નાકે એક જબરી રાઇટીંગ ડેસ્ક આગળ એક આખા ઢીલા સાહયામાં વીટલાયલા એક આકારને પુર ગંભીરાઇથી વાંકો વળી લખવામાં ગુંથાયલો તેણીએ પહેલીજ નજરે જોયો.

આહા ! તે ધીમા લેમ્પના ઉજાસમાં તેનો ખુબસુરત ચહેરો કાળાં ગોરલ્સ સાથે ઘણોજ મધુંર લાગતો હતો. સુંદર કટદાર લાંબી દહાડી તેની પહોળી પેશાનીદાર છાતીપર ગંભીર દબદબાથી પડેલી હતી. ભરાવદાર મુછની સુંદર ઢબ તેનાં નાનાં કાન અને શેપદાર અણીયાળાં નાકને શોભાવી રહેલી હતી. કપાળે કરચલીઓ ચઢાવી લખવામાં ગુંથાયલા તે ઉમરાવી દેખાવના બાહોશ પુરૂષને ટીકતી તે છોકરી બે પળ ઉંબરપર જાણે ચીટકીજ ગઇ.

તેણી ચોંકી. આવા સંજોગમાં એમ ચુપ ઉભું રહેવું ઠીક નહીં. તેણીએ એક નાનો ખંખાર માર્યો.

નહી, હજુરબી તે ગ્રહસ્થ નીચે ડોકે લખ્યો ગયો ! !

એક પળ તેણીએ આસપાસ નજર કીધી. આખા ઓરડાની ચોમેર કાળાં કવરનાં મોટા મોટા સોફાઓ ગોઠવી દેવા સીવાય ત્યાં કશું રાચરચીલું તેણીને દીસ્યું નહી. એકવારની પાછી કોશેશ કરવા ધીમેથી તેણીએ બારણાંપર ટકોરાઓ માર્યા.

તેણીએ ધાર્યું કે જે ઘડી જતી તેમાં તે ગ્રહસ્થ તે ખુબસુરત મુખડો તેણી તરફ ઉંચકશે, પણ નહીં.

હજુરબી કંઇ નીશાની તેવી હતી નહી.

હવે તેણી વીચારમાં પડી.

હા !-કાંય નહી તે નામાંકીત ડાક્ટર કંઇક બેહેરો હોય. બનવાજોગ હતું.

છેલ્લી કોશીશ દાખલ તેણીએ હવે એક જોરાવર મોટો ખંખાર માર્યો કે જે સમેતજ તે શખસે એકદમ ઉંચે જોયું.

હા, આટલે દુરથીબી તેણીને જાણે તે ચેહેરો એક એવો તો મનપસંદ લાગો કે હવે પછીનાં ભવીશ માટે તેણી કાંઇક આશાવંત થઇ. તેણે જીગરમાં એક ઠોકો ઠોકાતો સાંભળ્યો કે હા, તેણી જે ચીજની શોધમાં દુન્યા ઢુંઢતી હતી તે તેણીને અહીંથી મળશે.

એકજ સેકંડ તે ચેહેરો ઉંચકાયલો રહયો. એકજ પળ તેણે તે આય અંજાણી સ્ત્રીને કાળા ચસ્મામાંથી તે ઝાંખી ધીમી રોશનીમાં જોઇ અને બીજી સેકંડે જરા પણ હીલ્યા ચાલ્યા વગર જરાકબી દીલસોજી વગરનું તેણે એક ટેકદાર ડોકું કીધું. જાણે તે એવું કહેવા માંગતો હોય કે 'અંદર આવો.'

રોદા આય ન ધારેલી લગાર અપમાનભરેલી તેની રીતથી તાજુબ થઇ છતાં પહેલીજ નજરે આય દબદબાભર્યા પુરૂષ તરફ તેણીને એટલો વીશ્વાસ બેસી ગયો હતો કે જરાકબી અચકાયા વગર કંઇક ખુશીથી તેણી તે બેઠેલા પુરૂષ આગળ જઇ ઉભી.

હવે તે ગ્રહસ્થ ખુરસીપરથી સહેજ અળગો થયો અને રોદાએ લાંબા કીધેલા હાથને પોતાના સહેજ આંગળાઓ લગાડીને પાછો જેમનો તેમ ગોઠવાઇ ગીયો.

આવા એક તનદરોસ્ત દબદબાભર્યા ગંભીર ગ્રહસ્થનો હાથ તેણીના હાથને એટલો તો ધરૂજતો લાગો કે એટલો જલદી તેને છુટી ગયલો જોઇ તેણી પોતેબી ખુશીજ થઇ. તે ધરૂજતા હાથની સફેદ આંગળીની મુંગી ઇસારતથી તેણી સામેની એક ખુરશીપર ચુપ ગોઠવાઇ ગઇ.

આખી પહાડ જેવી બે મીનીટ ચુપકીદીમાં પસાર થઇ ગઇ. રોદાને લાગું કે તે શાંથીતી લખતો પુરૂષ કદી જબાં ખોલવાનોજ નથી.

## પ્રકરણ ૫૯ મું.

—:o:—

પણ નહીં.

આખરે તેણે પોતાના હાથમાંની કલમ બાજુએ મુકી દઇ કંઇક ધીમે પણ મકકમ સાહદે બોલવા માંડયું.

"હું તમુને પુછવાની રજા લેઉં કે હું તમુંને કેવી રીતે કામ લાગી શકશ?"

તેણીએ ડોળા ફાડી ફાડી તે ચેહેરા ગમ જોયું. "ઓ ખોદા!" તેણી બબડી "આવા દીલસોઝ આવા માયાળુ ચેહેરાનો આવો કઠોર ને કરડો અવાજ!"

તેણીને વીચારમાં પડેલી જોતાંજ તે ગ્રહસ્થે પાછી કલમ લઇ વાંકી ડોકે લખવા માંડયું.

"સાહેબ, હું અત્યાર આગમજની તમારી દયાળું દીલગુર્દાની સખાવત ઘણી ઘણી સાંભળી ચુકીચ ને તેથી મારી કંગાલ હાલતના ઉપાય માટે તમારી સલાહ પુછવા આવવાની રજા લીધીચ:" તેણીએ નખાઇ જતે અવાજે માનથી બોલવા માંડયું. તેણીએ ધાર્યું કે હવે કંઇ બોલશે પણ નહી તે તો વાંકી ડોકે ચાલુ લખ્યાજ કરતો રહયો. એકો ડોકાનો લેહકો તે થોડે થોડે વારે કર્યો જતો હતો—જાણે તમે બોલો હુ સાંભલુચ—એમ તે જણાવતો રહેતો.

"સાહેબ, તમારા ફીરેસ્તાઇ દયાળુ દીલાસાથી કદાચ ગુનાહનાં ડંખથી ચીરાઇ જતું મારૂં જીગર સહેજ રૂજાસે. તમો સાહેબ જો બીજા ગુનેહગારોને દયાથી નીહાલતા હોવ તો મને જણાવવા દેઓ—કે ઓ!—મારા જેવી ગુનેહગાર તમારી દયાને ખરેખરી લાયક છે!"

આય વાર રોદાને લાગું કે તેનું રોનકદાર માથું ઉંચકાવા માંગ્યું પણ કંઇ જબરી કોશેશથી તેને તે લખવામાં નીચુંજ રોકી રાખ્યું.

હા, તેનાં હોઠો કાંઇ બોલવા માંગતાં હોય એમ ખુલ્લું દેખાતું પણ બસ ખાઇપીને ચુપકીદીજ પકડવા તે માંગતો હોય તેમ સફેદ બરફ જેવાં આંગળાં કંઇક વધારે ઝડપથી તે સુંદર કલમ સાથ ચલાવવા લાગી.

"સાહેબ" તેણીએ બહુ ધીમા અવાજે ફરીથી શરૂ કીધું. "દુન્યામાં કેહે મારો ઠાર થયો નહીં ત્યારે આખરે અહીં તમારી સીડીએ દયા માંગતી ચહડીચ—મને કહેવામાં આયુંચ કે આય ઘેરમાંથી હું મને જોઇતી શાંતી મેળવી શકશ ને ખરેખર તમારો ફકત દેખાવ જોતાંજ કુદરતી મારાં દીલમાં એવી બસારત થામચ કે મને જોઇતી શાંતી કોઇ નહીં પણ તમે મને જરૂર આપશો."

તેને લખવામાંથી એકદબ ઉંચે જોયું કપાળના ચીલ્લાપરથી ખુલ્લું જણાતું કે આય બોલવાથી તે કંઇક શબ્દ ભેજામાંથી પાછા ભુસરી નાંખવા માંગતો હોય! તે દેખાતો તેણીના લંબાણ દાબાચાથી કંટળાયલો દીસ્તો હતો.

તેણે એક ધીમો ખંખાર માર્યો "બાનું લંબાણ ના

કરો. મહેરબાની કરીને તમુને જે કેહવું હોય તે ટુંકમાં કહી જાઓ."

નીરાસીનો એક જબરો ઝટકો તેણીની આશાથી તેણી તે મકાનમાં દાખલ થઇ હતી ને આય કેટલો તુચ્છકાર!! એ બધું છતાં તેણીને ત્યાંથી એટલું જલદી ઉઠી જવા ગમ્યું નહીં. ધીમે હલકે તેણીએ નીસાસા નાંખતાં ચલાવ્યું.

"સાહેબ હું ફકત તમારી દયા માંગુચ."

"પૈસાને રસ્તે?"

"નહીં સાહેબ. પઇસાને રસ્તે દયા હું માંગતી નથી, પઇસા? પઇસા:" તેણીનાં ગળાંમાંથી એક ડચકું નીકલી પડયું. "અરે મારા બાવાજીને તાંહ પઇસો ધુલની કીમતે વપરાતો હતો. પઇસાની હું જબરી ધીકકારનારી છેઉં કારણ તે ચીજે મને જરાકબી સુખ આપ્યું નથી. અરે સાહેબ, દુન્યાનું દરેક સુખ પઇસાએ મેળવી શકાય પણ તેને–તેને હું પાછો કેમ મેલવી શકુ?" તે છોકરીનાં દયાજનક ડચકાંપર તે એક ખોટી નજર પણ કર્યાં વગર બસ ચાલુ ઝડપી લખાણ કર્યો જતો હતો.

તે છોકરીએ આંખો નુછતાં તે ચહેરો ટીકયો. અરે એક દીલસોજ નજર પણ તે તેણી માટે ફાલતુ પાડતો નાહ!

"ઓ સાહેબ–મારી પાસે મારા ગુનાહની તાજેશ કરવાને વરે કંઇ શબ્દ નથી. હું મારૂં બાદશાહી મકાન–સગાં-વહાલાં–શહેર ઘેર બધું તજી મારા પાપની સજા ખમવા એકલી દુન્યોમાં બહાર પડીચ. અરે આવી ભયંકર વાદો છતાં હું જીવુંચ તો સાહેબ મને ફીકર લાગેચ કે કદાચ હું હજુ ઘણું વધારે જીવશ, તો હવે પછીની મારી મોટી

ધારતી છે. ઓ સાહેબ, ખોદા ખાતર મને કહો કે મારી યાદો ભુલવા મને કેવી રીતે જીંદગી ગુજારવી?" આય ખુલ્લા સવાલથી તેને પાછું ડોકું ઉંચક્યું.

ઠપકાભર્યા સાહદે ફક્ત એકજ શબ્દ કઠોરતાથી સંભળાયો.

"કામ! સખત કામ!"

રોદાએ ડોકું નમાવી દીધું. અરે ખુદા આલામાયે કહેલી અજબ દીલસોજી ને માયા આંય પુરૂશમાં કયાં છે? શું તેણીનેજ કમનશીબે તે એટલો બધો સખત કઠોર થઇ ગયો હશે? સખત કામ! એ બોલાઇ ચુકેલો શબ્દ તેણીના કાનમાં પાછો ને પાછો વાગો તેણીએ તે નરમ નાજુક હાથો તપાસ્યા. જે ગોલાબી આંગલાંઓ રૂમાલ અને ફુલ સીવાય વધારે ભાર ઝીલી શકે નહી તે–સખત કામ માટે કેવી રીતે તઇયાર થશે?

"હા સાહેબ, હુંબી એમજ ધારૂંચ કે સખત કામ મારી ગમગીની અને જીગરનો ડંખ વીસરાવશે પણ તે કામ કીયું?"

તે ગ્રહસ્થે લખતાં લખતાં કલમ અટકાવી. ફક્ત એજ પળ તે સ્થીર રહયો કે પાછું તેણે લખવા માડયું. લખતાં લખતાંજ તેણે વાંકી ડોકે આગળ કરતાં વધારે કઠોરતાથી કહયું——

"નર્સીંગ!"

"ઓ સાહેબ હું આય મકાનમાં એવા વીચારથી આવી કે મારા નાના દીલમાંની ભયંકાર મોટી વાત હું એક વીશ્વાસુ જીવને કહી મારી છાતીપરનો રાત દીસનો ભાર ઓછો

કરશ. પણ અરે-તમે મારે વરે જો દીલસોજી ફાલતું નહીં પાડતા હોવ તો-તો-હવે મારે વરે દુન્યામાં કંઇજ બાકી રહેલું લાગતું નથી." તેણીનો સાહદ બીલકુલ બેસી ગીયો.

હા આ વાર તે ગ્રહસ્થે તે કાળા ચશ્માંમાંથી આ નીરાસીની પુતલીને બે ઘડી ટીકી. રોદા જો તે વેળા આસું લુછવામાં રોકાઇ નહી હતે તો કંઇ અજબ ચમત્કાર તે કઠોર દેખાતા ચેહરામાં તેણી જોઇ શકતે.

"બાનુ-મારો દીલાસો દુન્યામાં દરેક માટે એક સરખો છે. જો તમુને મારામાં વીશ્વાસ માલમ પડતો હોય, મને કેહવામાં તમુને સંતોષ મલતો હોય તો જે બોલવું હોય તે સુખે બોલો." આય લગાર લંબાણ બોલવું રોદાને ઘણું સુખ ભર્યું લાગ્યું તે લગાર કરદો ધ્રુજતો અવાજ તે છોકરીને કાને પડતાંજ તેણી સહેજ આશાથી તતાર થઇ. તેણીએ તે પાછો લખવામાં ગુંટાયલો ચહેરો બે પળ ટીકયો કે પાછો તે કરડો-કઠોર કલ્લો જોતાં તે બીચકી.

"સાહેબ, હું મારી હકીકત તમારી આગળ કબુલવામાં મોટી મોજ માનશ પણ મને એકજ સવાલ પુછવા દેઓ કે તે મારો ગુનાહ તમે-તમે માફ કરશો કે! તે સાંભલ્યા પછી તમે એટલીજ દીલશોજી રાખશો કે?"

"માફ કરનારો તે પાક પરવર છે, હું તો તમારાજ જેવો એક માણુસ છેઉં.

અરે તેણીએ ફરીથી એક નીસાશો ખેંચ્યો! નહિ તેનાં સાહદમાં સહેજબી નરમાશ કે નહિ તેનાં ચહેરામાં સહેજબી મીઠાસ! છતાં આતુર કાનથી હવે પછીનું બોલવું

સાંભળવા તેને તતાર બેઠેલો જોઇ તે છોકરીએ ધીરે ધીરે બોલવા માંડ્યું.

"હા તમારા જેવા એક ગ્રહસ્થ આગળ મારૂં દીલ હલકું કરતાં મને ઘણી ખુશાલી લાગેચ. અરે, હું એક એવા બાપની દીકરી હતી કે મારો પડયો બોલ ઝીલી લેવા મારી આસપાસ ઘણાં ઘણાંઓ હાજર રહેતાં! બીજાઓના કહેવા મુજબ મારામાં બીજા ઘણા ગુણો સાથે એક મોટી ખામી મગરૂરાઇની હતી. અરે, તે જો મારામાં નહીં હોતે તો આજે દયા માંગતી તમારી સીડીપર ચઢતે નહી. એ મગરૂરઇથીજ મારૂં નખ્ખોદ વલ્યુંચ. મારી ખુબસુરતી–પઇસા અને દરજ્જાથી ઘણાં લલચાવનારાં ઠેકાણાં મારાં ભવીશ માટે તવલતાં હતાં પણ–પણ અરે મારૂં દીવાનું દીલ એક સાધારણ ડાક્ટર તરફ ખેંચાયું. તે વહાલાની યાંદથી તે છોકરી સહેજ થોભી, જયારે ડાકટર એસ્કવીઠ પોતે લખેલું વાંચવામાં રોકાયલો હતો.

"અરે, ડાકટર એસ્કવીઠ હું તેનું વર્ણન તમારી આગળ કેમ કરૂં? મારી જીભે હું તે કદીબી બોલી શકું નહીં." અહીં તેણીના ગળામાંથી એક ડચકું નીકળી પડયું. "એટલુંજ બોલી બોલીને બોલી શકુંચ કે તે એકજ ખુબસુરતી અને સાચ્ચા પ્યારનું પુતળું હતું અને તેનો પ્યાર અખંડ હતો. પણ મેં અભાગણીએ તેને તે. પ્યાર મારા બાવા આગળ કહેતાં અટકાવ્યો. મારી કમબખ્ત મગરૂરઇ તે ગરીબડા પ્યારની સામે થઇને જાહેર રીતે હું એક તુમાખી ખુબસુરતીમાં ખપતી તે મારા વ્હાલાને ખાનગીમાં રોજ મુલાકાત આપતી હતી! ને આય પળ સુધી હું તે દુન્યાની

નજરથી છુપાવવા પામીશ. પણ ઓ! તે હજુબી સાચ્ચો છતાં મુવેલો છે!"

તેણીએ રડતી છાતીએ ઇચ્છયું કે તે નીચું રાખેલું ડોકું સહેજબી ઉંચકાય ને આટલી વીગત માટે કાંઇબી દયાનો શબ્દ તે ગ્રહસ્થ બોલે.

પણ નહીં! આખરે તેણીએજ રડતી શરમે આગળ ચલાવયું.

"તે કમબખ્ત ઘડી હું મારી મોતની ઘડી સુધી ભુલશ નહિ. તે વખતે હું મારા વ્હાલાની અદેખી બની—અરે મગરૂરઇ સાથની અદેખાઇ ઘણી મીઠા સાચ્ચા એકરારપર સેહજબી ધ્યાન નહી આપતાં અદેખાઇની આંધળી તકરારમાં હું તેને એવે ઠેકાણે ચલાવી લઇ ગેઇ કે જયાં—એક પાર વગરનો ભયંકર કુવો કદાવરશનો જીવતો હતો. ઓ—રે, હું તે કેમ યાદ કરૂં? મારો ઘેલો ગુસ્સો સમાવી દેવા તે મને એક મીઠી કીસ કરવા વાંકો વલ્યો પણ—ઓ—હું મુઇ મેં કમબખતે તેને મારી પાસેથી ખસાડી નાંખવા એક આંચકો—ઓ ઘણોજ નરમ આંચકો માર્યો! ઓ ખુદા તે આંચકા પછી મેં તેને જીવતો જોયો નથી!"

અરેરે તે આગલી યાદથી છાતી તોડ ડચકાં ખેંચતી તે છોકરીને આય વખત દીલસોજીની કેટલી બધી અગત હતી! ખુદ દીલસોજી શોધતીજ તે આય મકાનમાં આવી હતી. દયાના બે શખુનો સાંભલવાજ તે પોતાની હકીકત રજુ કરતી હતી, છતાં તે વીચીત્ર પુરૂષ દયાનાં બે શખુન બોલતો તો નહી પણ એક આડી નજરબી આ છોકરીપર તે કરતો નહી.

પાંચ મીનીટની દયાજનક ચુપકીદી પછી તે છોકરીએ પાછું બોલવા માંડયું. "અરે મારા નખોદયા આચકાએ તેનો અંત લીધો. એ મારેજ હાથે—હા, મેંજ તેને મારી નાખ્યો !"

"ખુદ તેને મારી નાંખવાના વીચારથીજ કેની ?" એકાએક તે કઠોર સાહદ રોદાને કાને પડરો. હા, તે ચહેરો તેણીએ પોતાની તરફ કરડી રીતે ઉંચકાયલો તેણીએ જોયો.

"ઓ નહી, આઇ સ્વેર, નોટ પરપઝલી ! જે જીવને હું બાલેબાલથી ચાહું તેનું કેવી રીતે હું ખુન કરૂં ?" તેણીએ કગલતાં કહયું, "પણ હા જાણી જોઇને નહીં છતાં મેં તેને મારી નાખ્યો !"

"કીસ મીન્સ મરડર !" એક વખત ફરીથી તે ધાડા કઠોર સાહદનો તાણો તેણીનાં કાનપર પડયો.

"ઓ સાહેબ તમુને જો સહેજબી શક હોય કે મેં તેને જાણી જોઇને માર્યો તો ખુદા ખાતર તમારો વીચાર બદલો ! તેનાં જીવને બચાવવા હું મારો આખો જીવબી કહાડી આપું એવો મારો પ્યાર સાચ્ચો છે."

હા. કંઇક અજબ જુસ્સાથી તે ગ્રહસ્થે પોતાની કલમ બાજુ પટકી નાંખી તેણે જોરથી મોહડું તુછયું, કપાલે ચીલ્લો ચહડાવ્યો ને એક સેકંડ તેને આ છોકરીને ટીકી.

"તમે તે કમનસીબને બચાવવા શું શું કીધું ?"

તે છોકરીને લાગુ કે આય સવાલની કઠોરતા આગલી કરડાઇને બાજુએ બેસાડતી હતી ! આ સઉથી અકારો સવાલ પુછાતાં તેણી બચ્ચાં માફક ચમકીને ચકીત થઇ !

"ઓ મારા છુપ્યા પ્યારને જાહેર કરતા ખોટી શરમ

મારી આડેઆવી હું તે હીચકારી લાગણીને વશ થઇ મેં મદદ મેલવી મારા વહાલાને બચાવવાની કોશેશ કીધી નહી.'

ઘણુંજ–ઘણુંજ કમકમાટભર્યું, "તેને મોડું ફેરવી નાખી ખભાં ચહડાવ્યાં. "હું નહીં ધારતો કે તમારા જેવી નાજુક દેખાતી બીજી કોઇબી છોકરી એટલા બધી ઘાતકી બની શકે!"

"ઓ સાહેબ મને માફ કરો! મારીપર દયા કરો! એ મારાં એકજ પગલાંથી હું દુન્યામાં સઉથી એક કંગાલ જીવતરે જીવુંચ!"

"તમે શું ધારોચ! એ તમારી વાત કોઇ બીજું જાણેચ કે?" તે ગ્રહસ્થે હવે પાછી પોતાની કલમ હાથમાં લઇ લખવા માંડતા ધીમેથી સવાલ કીધો.

"હા સાહેબ એક બેમરવત શખસ તે જાણેચ. તે ભેદ છુપાવવાની કીમત તેણે સાઠ હજારની માંગી. અરે હું એક આવી ગંજાવર રકમ તેને કાંહથી આપતે? હા જરૂર તે મને ઉઘાડી પાડતે? પણ ઓ મારી–મારી શી–શી સાહેબ મારી એક બહેને મને તેનાં કબજામાંથી છોડવીચ. અરે પોતાનાં વારસાની કઠણ કલમનેબી માન આપી તુરતા તુરત તેજ શખસ સાથે પરણી તે વારસો હાથ કરી તે લાલચુ શખસને સાઠ હજાર સ્વાધીન કીધા પણ તે એકજ શરતે કે જીંદગી સુધી ફરીથી તેઓ એક બીજાને મળે નહીં, અરેરે મારે લીધે એક કઢંગા લગનથી તેણીએ પોતાનાં ભવીશનો નાશ કીધો!"

"તેને તમે તમારા સુખને વરે કરવા દીધો!" આવ કઠોર તાણો તે છોકરીને તીર માફક વાગો. જાણે ખાઇપીને

આએ ગ્રહસ્થ તેણીને આજે એકેક પછી ચોખા મારવાજ નથ્યો હતો !

"હા હા હું કબુલ કરૂંચ સાહેબ, કે મારાં કામે ઘણાં-ઓને જીંદગીભરનાં દુઃખી કીધાંચ પહેલો તો મારો લવ મારે લીધે નાશ પામ્યો બીજું મારા બુઝરગ બાપ અરે મારી ગેરહાજરીથી કોણ જાણે કેમબી જીંદગી ગાળતા હશે! ત્રીજું મારી મસ્યાઇ બહેન, ઓ ડોકટર સાહેબ તે ચહેરે-નમુન ફેરેસ્તાઇ છોકરીનું હું કેમ વર્ણન કરૂં ? કેવી ઠંડી ને મીઠી ખુબસુરતી તે ધરાવતીતી !"

"હા આંખને બારી નાખનારી તેજસ્વી ખુબસુરતીની નીચે કંઇબી બુરૂં વસી શકે પણ તેવી જાતની ઠંડી મીઠી ખુબસુરતીની નીચે તમે કહોચ તેવી ભલાઇ રહેવીજ જોઇએ ?"

અરે આએ સાંભળતાંજ તે છોકરીને એક સખત ઝટકો વાગ્યો કે તે ડાકટર આએ સીધો તાણો તેણીને પોતાને તો નહીં મારતો હોય !

"અરે સાહેબ દુન્યાની ધાસ્તીમાંથી તે મને મોકલી કરી શકીચ. પણ આએ જીગરનો ડંખ અરે દર પળે મારૂં અંતર કાતરી ખાયચ. ચાલુ આગથી હું પજર્યાં કરૂંચ તેનો નીકાલ હું કેમ લાઉં ?"

"જો તમારૂં હઇયું એટલું બધું સખત થઇ ચુકયુંચ તો કોઇ ચલકતા પુરૂષને તે ગરીબડા મુવેલા પ્યારને વેચી નાખવામાં તમે શું કામ ઢીલ કરોચ? તે રસ્તો તમે કદાચ લઇ ચુકયાબી હોય !"

ઓ ખુદા, આએ દયા માટે ટવળતી છોકરીને જોઇએ તે કરતાં આએ ઘણું વધારે હતું ! તેણી આંખે રૂમાલ

હાબી આએ કોઇ વીચીત્ર પુરૂષના આબાદ ને સીધા તાણા-ઓથી દબાઇ જતી છાતીએ ભેદીક ડચકાંઓ ખેંચવા લાગી.

"ઓ નહી સાહેબ જે દીલ હું તે મારા મુવેલા લવને આપી ચુકીચ તે મેં આજ સુધી કોઇને આપ્યું નથી !"

તે શખસે એ પલ કામમાંથી ડોકું ઉંચું કરી આએ રડતી છોકરીને ધારીધારી જોઇ. દેખઇતું હતું કે તેણીનું છેલ્લું બોલવું તે સખસને ગળે ઉતર્યું હતું નહીં.

હા, હવે તે છોકરીને તાણા મારતા કઠોર શખસને વધારે કહેવાનું દીલ ચાલ્યું નહીં. તેણી કગળતે ચહેરે ચુપ બેઠી. જયારે પેલો ગ્રહસ્થ માથે થેભો દઇ કંઇ ઉંડા વીચા-રમાં ચુપ બેઠેલો દીસતો હતો.,

.આખો પા કલાક નીકળી ગયો. બંને જણ ચુપજ રહયાં. હા આખરે તે ધાડો કઠોર સાહદ ફરીથી સંભળાયો.

"તમારી હાલત હું કંઇક સમજુંચ" તે પોતાની ખુરસીપર અઢેલતાં બોલવા લાગ્યો," આટલી જવાન જીંદગીમાં ધાતકી દીલે તમો ઘણાઓની જીંદગી ધુલ કીધીચ." તે કંઇક અચકયો.

"અલબત, તેનો ભાર તમો ખમોચ તેમાં કંઇ નવાઇ નથી. કદાચ તમારાં કરતાં તે મુવેલો સખસ વધારે કંગાળ કહેવાય." વળી પાછો તે અચકી ગયો.

ઉંચે દમે ને ઉભા કાને આએ રફતે રફતે પણ બીલ-કુલ દયા વગરનાં સાહદે બોલાતું તે ઠપકા ભર્યું બોલવું સાંભળતી રોદા ચુપજ બેસી રહી.

"તમે પોતે તો તેને કમોતે મરવા દઇ તમારી જીંદગીને બીજી લાઇન આપવા કોઈ નવો ભાગ્યો મીન લવર શોધવા

નીકલ્યાંખી હોવ કે તમારી શાંતીને ખાતર દુન્યામાં તરેહવાર કોશેશો કરી આયંદે કદાચ તે ચીજ કેઠેથી મેલવી શકો–પણ પણ તે બીચારો માર્યો ગયલો શખસ તો આશભેર સતાનો ગયો!" પરસેવો ફુટી નીકળેલો તેણે જોરમાં લુછી નાંખ્યો ને એક ખંખાર મારી તેને પાછું ચલાવ્યું. તેનાં ચહેરાપરથી ખુલ્લું દીસ્તું હતું કે હવે આએ મુલાકાત તે ઝાઝી લંબાવવા માંગતો હતો નહીં.

"હું તમુને તમારી શાંતી માટે એક રસ્તો સુચવી શકું તેમ છે ખરૂ" તેણે પોતાની લાંબી ડાઢી નરમ રીતે સરખી કીધી અહીંની "ધી એસકવીઠ હોસ્પીટલ' તમુને ઘણી માફક આવશે, ત્યાંની વડી સીસ્ટર મીસ હેનરીએટા ઘણી ગુડ લેડી છે. આ મેં લખેલી ચીઠી તેને આપશો તો તે તમારે વરે ઘણો સારો બંદોબસ્ત કરશે." તેણે બીજી પાંચ મીનીટમાં કંઇ લખી બીડીને ટેબલપર હાથ લંબાવી મુકયું. રોદાએ તે ઘણી ઉપકારી લાગણી સાથે લીધું. પણ એક લાંબો નીશ્વાસ તેનાં હોઠમાંથી નીકળી ગયો. આ ગ્રહસ્થ તેણીને કેટલા બધી તુચ્છકારતો કે તે કાગળ ખુદ તેણીના હાથમાં આપતાં પણ તે અચકયો.

રોદાને લાગુ કે હજુ તે કંઇ બોલવા માંગતો હતો એટલે તેણી પાછી બેઠી. "ઓ સાહેબ તમે ધારોચ કે મારી શાંતી હું ત્યાંથી પાછી મેલવસ?" તેણીએ કગળતાં પુછયું.

"હા મને એક જીવ યાદ છે જે તમારા કરતાં જીંદગીથી વધારે કંટળાયલો ને વધારે દુખી હતો. તમારા કરતાં પુશકળ મગજનો બોજો સેહવતો હતો. તમારા કરતાં તેને મોત વધારે વહાલું હતું. તમે તો એક નવી લાગ્નનમાં પડવા

એક નવા ભાગ્યાને મેળવવા હા કહી શકયાં, કંઇ નવી જીંદગી મેળવવાની ઉતાવળ કરી શકયા; પણ તેને વરે એક નવી છોકરીપર નજર રાખવા કરતાં મોત વધારે સહેલું હતું. આગલા દહાડાઓને તે તમારા કરતાં વધારે કંગાળયતથી યાદ કરતો હતો. એમજ કહોની કે તેને વરે આ જીંદગીમાં કંઇ બાકી હતુંજ નહીં છતાં તે એ હોસ્પીટલની લાઇનમાં પોતાનું તમામ દુઃખ અને કમનસીબી બનતી કોશેશે ભુલી ચુકો ને હવે હવે તે ખોટા જુઠા માતબર પ્યારને કેવી રીતે તુચ્છકારવો તે બરાબર શીખી ચુકોચ, મહેરબાની કરીને મેં તમુને ચીઠી આપીચ તે તે હોસ્પીટલની વડી સીસ્ટરને બતાવજો. તેવણ તમુને હવે પછી ઘણા કામ લાગશે" આટલું બબડી તેણે પાછી પોતાની માનીતી કલમ હાથમાં પકડી. એકજ છેલ્લી નજરે એવી રીતે તે છોકરી ગમ જોયું કે રોદા તુરતજ હવે જવા ઉઠી એ છેલ્લી શેકહેંડ માટે પણ તેને દરકાર બતાવી નહી કે નહી તેણે તે છોકરીને એક વીદાયગીરીનું ડોકું કીધું.

ટેબલથી દરવાજાવેર આવતાં સુધીમાં તે છોકરીની આંખો નહી તોબી ત્રણ ચાર વાર તે ગ્રહસ્થ તરફ ફરી વળી પણ કંઇજ નહીં! તે ઠંડા શાંત સ્થીર શખસે નીચું રાખેલું ડોકું સહેજબી ઉંચું ઉંચકયું નહીં.

હા! દયા શોધતી આવેલી તે છોકરી અંતઃકરણનાં નીસાસા નાખતી તે ગમગીન મકાનની બહાર પડી.

"હા ઝાંખી બતીમાં એનો બુલંદ દેખાવજ દયાનો ભંડાર બતાવી આપવા છતાં મારે વરે એણે સહેજ જેટલીબી દયા બતાવી નહીં!" મને એક ચીજ ઘણીજ અજબ લાગેચ

એ ગમે તેટલી કોશેશ કરે તો શું થયું પણ મેં એટલું તો પારખી કહાડયું કે એનો સાદ તદન નકલી હતો. અરે એનામાં છતી દયાએ એને મને તે દેખાડી નહી તેમજ એના મધુર ચહેરા નીચે એનો સાહદબી મીઠો હોવો જોઇએ તેબી એણે મને સંભળાવ્યો નહીં. અરે એના કઠોર સાહદે સખત તાણા મારી મારૂં કલેજું વીંધી નાખ્યું હતું. હા એબી મારા અથાગ ગુનાહની એક સજાજ હશે, બાકી એક અંજાણા પુરૂષની આવી બેઅદબીને બીજું શું નામ આપું?

* * *

આએ તેણીની નવી જીંદગીની ઉલટમંદ વાતો આલા માય કેવાં ભારી દીલે સમજી તે સમજવું સેહલું છે.

તેણીનાં જેવી એક માનીતી સાથીને છોડતાં આલાંમાયે સાથે સેહરૂં બેબીએ પણ આંખપાણી કીધું. પણ થોડે થોડે દહાડે મલતી રહેવશ'ના સધ્યારાથી તે લોકે જેમ તેમ તે ખુબસુરત મીસીસ ફ્રોબસ'ને છુટી આપી.



## પ્રકરણ ૬૦ મું.

—:o:—

'ધી એસકવીઠ હોસ્પીટલ.'

હઇદરાબાદની એક માનીતી અને જોવા લાયક જગા હતી.

સવારના ૭ નો અમલ હતો. રાતની શાંતી પછીની ધીમી ગડબડ શરૂં થઇ ચુકી હતી. તાસવીસમાં પસાર કરેલી રાતથી તાજાં બીમારો ધીમે ધીમે બાગમાં ખુશબોદાર સુગંધ ચાખતાં અહીં તહીં બેઠેલાં હતાં રાતપાલીની નર્સો પોતાના

રૂમમાં પાછી ફરતાં દીસની ઝુસરી માટે નવી નર્સોને રવાનાં કરતી હતી.

શાંતી સાથે ગુસગુસ ગડ઼ડ ચાલી રહેલી હતી છતાં ધી એસકવીક હોસ્પીટલની વડી સીસ્ટર મીસ હેનરીએટા હજુ પોતાના ખાનગી નાનકડા ઓરડામાંથી બહાર આવી હતી નહીં. તેણીનો દરવાજો તે હોસ્પીટલમા એક રાણી સરખો હતો. જો કે તેણીના મીઠા ચહેરાના કલ્લામાં સહેજબી કરડાસ હતો નહીં છતાં દરેક નાની મોટી નર્સો આય માનીતી વડીને નમી નમી માન આપતાં હતાં દરેક રીતે મીસ હેનરીએટા દરેકને વહાલી હતી છતાં તેણીની કેટલીક વીચીત્ર રીતોથી આય નાનકડાં સરકલમાં તરેહવાર ગુસગુસો અવાર-નવાર ચાલી રહેતી. તેણી અતી ઘણી માયાળું છતાં તદન જોઇતાંજ સખુનો પોતાના હોઠ બહાર કહાડતી. દરેકને તેણી ચાહતી છતાં કોઇ તરફથી તે આંજ સુધી દોસ્તી તરીકે જોતી નહી. અગત્યનું તો એ કે તેણીનો નાનો રૂમ તદન સાદો અને ખુલ્લો હોવા છતાં તેમાં તેણીનાં પીતા સીવાય કોઇને પણ અંદર જવાની સાફ મના હતી. તેણીનાં બહાર આવ્યા પછી તેણીની એકજ નાની આયા લુશી તે નાના ઓરડાની પાસબાની ખાતર અને અંદર કોઇનેબી નહીં દાખલ થવા દેવા લુશીને બહાર ઉભુ રહેવાનુંજ કામ હતું.

૭ વાગેલા હતા. તે નાના સાદા ઓરડાના અલગાં બારણાંની અંદર નજર કરતાં એક સોફાપર મીસ હેનરીએટા બેઠીકર આરામથી પોતાના લાંબા સુંદર વાળો સાથે ગેલ કરતી લાંબા તાંત્યા કરી પડેલી હતી.

પણ અરે એમ કેમ!

મીસ હેનરીયેટાનાં ઇંગ્રેજી નામની આય સુંદરીનો પોશાક એવો કેવો !

સફેદ ફ્લાવર ગાજની છુક શોભત સાડી નીચે દીલ બેસતું શોર્ટ સ્લીપનું ફેશનેબલ બદીયાન નીચેથી દેખાતો સફેદ મલમલનો કુમાસદાર સદરો નાનાં સુંદર પગોમાં સફેદ કીડના બુટ સાથે આય લેડી પડેલી સાદી ખુબસુરતી ! એક ખરેજ ફરેસ્તાઇ ચીત્ર હતું.

ગેલથી વાળો પસવારતી આય છોકરી આજે અજબ રીતે ભુત ભવીશના ખ્યાલોમાં કંઇ બડબડતી પડેલી હતી.

"મરેરે મારાં નસીબમાં તો એટલુંબી સુખ છે પણ એ—એતો કોણ જાણે કાંહબી હોશે ? મારૂં તો એટલું સુખ મારે મનથી ઘણુંજ છે પણ એ તો ફરીથી કદીબી નહીં મળવાની નીરાશીમાં કેમબી દહાડા કહાડતી હશે."

હું તો એ મારી માનીતી કંપની પુરતી રીતે ભોગવું, પણ અરે કોઇ કોઇ વખત મારાં મનપર કાબુ રાખવો મને ઘણોજ મુશ્કેલ લાગેચ જો !" તેણીએ સુંદર ચમકતા ડોળા ચહડાવ્યા, અને બીજીજ સેકંડે એક ઉંડો દમ ખેંચ્યો, મને જાણવું જોઇએ કે હું એક પરણેલી સ્રી છેઉં અરે મારાં ચીરાઇ જતાં જીગરે મેં જયારે એ બધી વાત એની આગળ કીધી ત્યારે એ કેટલો ઝનુની બની ગયેલો, હા મારે વરે ઘણી મોટી આશા હતી. હું મારૂં માંગ્યું ઇનામ મેળવતે. પણ તેમ જો કરતે તો તે છોકરી એનાં હાથમાંથી સદાની જતી રહેતે ને એને તેથી જેટલું દુ:ખ થતે તે હું આય મારી આંખે કેમ જોઇ શકતે ? નહી નહી જે છોકરી રાત દહાડો એને વરે ટવલતી કોણ જાણે દુન્યાનાં કીયાબી ખુણામાં જીંદગી ગુજારેચ તેને વરે એને ખોટી રહેવુંજ જોઇશે. બાકી

હું તો હવે મુઇ. મારે વરે આખું ભવીશ અંધકારમાં છે! ખુદા મારી જીંદગીમાં મને શાંતી આપે તે સીવાય હવે વધારે મને કંઇ જોઇતું નથી."

એક ઝટકે તેણી ઉઠી અને કલવાલાં ખાણાંમાંથી એક નાની અવસ્તા કહાડી બંદગી કરવા રોકાઇ ગઇ.

અરેરે! વાંચનાર તેં તેણીને ઓલખી કે?

આહ શુધ્ધ પોશાકની આય ખુબસુરત દીલજીત છોકરી જ્યારે હજારો વીચારોને વીખેરી નાખી. તે નાની અવસ્તા લઇ આંખ મીચી ખુદાની પાક યાદમાં બીત્તરથી રોકાઇ ત્યારે આહ તેણીનો દેખાવ એક ખરા પાપી માણસને પણ ખુદાની હસ્તી માનવાને લલચાવનારો થઇ પડયો હતો.

હા! આય ફરેસ્તાઇ ચીત્ર તે કોઇજ નહીં પણ આપણી સદાની શાંત ને મીઠી શીરીન બહમન તીરંદાઝ!!

× × ×

આખા અર્ધા કલાકની શાંત બંદગી પછી ઉભા થતાં આખરે તે છોકરીએ પોતાની ચમકતી તારા સમાન આંખો ખોલી તો——

'ઓ!' એક ઘણી ધીમી પણ તીણી બુમ તેણીનાં હોઠમાંથી નીકળી પડી. "કોણ?" તેણી ફાટે ફાટે ડોળે શુધ્ધ ફીકકા ચહેડાએ તે ઉંબરપર અટકેલા સખસ ગમ એકકી ટગરે ટીકતી ફકત એટલુંજ બોલી શકી.

"તું મને ઓળખતી નથી મારી શીરીન."

મગજે તમર આવી જતાં હોય તેમ બેઉ હાથે મોહું ઢાંકી દેતી તે છોકરી ધડાક દેતી ખુરશીપર તુટી પડી.

એક પલની બેધ્યાની પછી તે છોકરીએ પાછું ડોકું ઉચકયું. "ઓ ખોદા હું શું જોઉંચ? તું–તું–કોણ ગોદરેજ?"

આંય ગુંચવાતી છોકરીગમ ધીમે કદમે તે જવાન અંદર ચાલી આયો.

"મારી શીરીન હુંજ હુંજ તે કમબખત ગોદરેઝ! તે અતી ઘણા નખાઇ ગયલા સાહદે તેણીની ખુરશીનો હાથો પકડતાં બોલ્યો. "મારી શીરીન તુને આજે આટલે લાંબે વખતે જોતાંજ જાણે મારી ગયલી આંખો પાછી આવીચ."

શીરીન જે અત્યાર સુધી અજાયબીના પહેલા ઝટકાથી ડંગ થતી અટકી ગઇ હતી તે હવે ટટાર ઉભી થઇ. મી○ ગોદરેઝ સઉથી પહેલાં મને પુછવા દેઓ કે 'ધી એસકવીઠ હોસ્પીટલ'ની વડી મીસ્ટર મીસ હેનરીએટાના એક તદન ખાનગી ઓરડામાં તમુને દાખલ કોણે કીધા? ને તેમ કરવાનો તમુને શું હક ઉતો!' એક રાણી જેવા તોરથી પુછતી આય છોકરીગમ તે જવાને તાજુબીથી બે પળ જોયું.

પહેલાં તો તેણી તદન શાંત અને મીઠી હતી. એવો તોર તેણી કયારથી શીખી?

તે જવાન એક ડગલું નજદીક ગયો. "શીરીન શાંત થા–હું તુને તારા એ બેઉ સવાલના જવાબ આપશ પહેલું તો મને દાખલ કરનાર કોઇ હતું નહી, જે એક નાની ગોરી છોકરીએ મને અટકાવવાનાં ફાંફાં માર્યાં તે બીચારીનું મારી આગળ કશું ચાલ્યું નહી, કારણ ગઇ કાલે અંચીતી હોસ્પીટલના બાગમાં લતાર મારતી મીસ હેનરીએટાને જોતાંજ મારાં જીગરમાં કોતરઇ ચુકેલું તે કોડું મારી આંખ આગળ

તાજું થયું. શીરીન દુન્યા તુંને આય તારા નકલી લેબાશમાં ભલે નહી પીછાને, પણ તારો ગુડી તુંને એવા દશ નકલી વેશની અંદરથીબી ચુંટી કહાડતે! તું આય ટવલતી આંખોને કદીબી ઠગી શકનાર નથી." તેને ગજવામાંથી રૂમાલ કહાડી નીરાશા સાથે મોહું તુછયું." શીરીન એક વખત જો મને માલમ પડે કે જે બુલબુલને હું શોધુંછ તે આય મકાનમાં બંધ પડયુંચ તો પછી મારાં જીવના જોખમેબી હું તારી નજદીક આવવાનો ને ફરી આવવાનો."

"હવે તારા બીજા સવાલનો જવાબ સાંભળ. શીરીન હું ધારૂંચ કે આપરે જનમથી સાથે ઉધરેલા જીવો એટલે તારા ખાનગી ઓરડામાં દાખલ થવાનો હક કોઇબી બીજા કરતાં મને વધારેજ છે."

તે છોકરી દમ રૂધી મોંઢે હુચો મારી હવે શું કરવું તેનાં વીચારમાં ચુપ ઉભી રહી. આગલી સઘળી યાદોમાં તે બધા બનાવો તે સુખી દહાડાઓ જાણે તેની ચમકતી નજર આગળ આવી ઉભા.

"શીરીન તારા વગરનો વીલા મને જીવતાં દોજખ જેવો લાગેચ, તારા ગયા પછીની મારી જીંદગી એક કુંચી આપેલાં પુતલાં માફક લાગણી વગરની લુખ્ખી પસાર થઇચ. તારૂં પનોતું પગલું જયારથી વીલામાંથી ગયું ને ગયું ત્યારની એવી પનોતી બેઠી કે હમણાં તે એક ગુફતું જાફતું બંધ પડેલું પડત ઘેર થઇ લાગુંચ."

તેણીએ પોતાની ચમકતી આંખો તેનીપર ઉંચકી. તે જવાનને લાગું કે તેણી કંઇ પુછતી પુછતી અચકી ગઇ હતી.

"શીરીન મને પુછ. તું શું પુછેચ? તું રોદાને વરે

સાંભળી ચુકી હોશે. એણે બીચારા કાકાજીનાં નામને ઘણું નરસ લગાડયું. એનાં રીવાં પગલાંથી તેવણુની તનદરોસ્તીને ઘણો ધોકો લાગોચ બીચારો દારાં તેઓ ઘણો દુખી માણુસ બની ગયોચ. શીરીન તારા ગયા પછીથી મેં તારી શોધમાં ઘેરબાર છોડવા ઘણું ઇચ્છયું. પણ કાકાજીની આવી હાલતમાં હું તેમ કરી શકયો નહી, પણ જે તકની હું વાર જોતો'તો તે તક રોદાના ગુમ થવા પછી મને મળી. રોદાની શોધનાં બહાના હેઠળ તારી શોધનું મેં બીડું ઝડપ્યુંચ.

"તારે તેવણુ બીચારા એકલા ?" ન ધારેલું તે છોકરી-થી પુછઇ દેવાયું.

"નહી, ગયા વીકમાંજ એવણુ દારાં અને મોરીસ ફેમીલી સાથે પેરીસ ગયાચ. દારાં ઓશબરનર મારી જગા રાખવાને તદન લાયક છે. એ એવણુની નાડ બરાબર જાણેચ.

શીરીન આખી લાઇન કલીયર કરી આજે તું જોયચ તેમ આખરે હું મારી જીવતી આંખે તારી સામે આવી ઉભો રહેવાને નસીબવંતો બન્યોચ. શીરીન ગુડી તારી માફ માંગતો ટવલતો ઉભોચ. તેનાપર દયા કર. તે જવાને અંચીંતો ધસી આવી તે મીઠી છોકરી સામે પોતાનાં બેઉ હાથો જોડયા.

"મારી તે નાતરસ ચાલ મને માફ કર. મને માફ કર. એ પા કલાકનો હું ઘેલો બન્યો ને જે કદી હું નહી કરૂં તે થોડા વખતમાં મારેથી થઇ ગયું."

"મી० ગોદરેઝ હું ઘણી દલગીર છેઉં કે આટલું બધું મેં તમુને બોલવા દીધું આજનાં આય અંચીતા બનાવથી મારી જબાન બંધાઇ ગઇચ. ફકત હું એટલુંજ કહેચ કે

મેરબાની કરી તમે જેવી રીતે આયા તેવા પાછા ચાલ્યા જાઓ ?"

"શીરીન તુંને જોતાં મારી આંખો જાહેર હરખથી દીવાની થઇ ગઇચ. તારે તું મને એક કુતરાને અવતારે હંકારી આયો તેવો પાછો જવા કહેચ ? શું મને જોવાથી તું હવે એટલી બધી કંટાલેચ ? તે જો કોઇ દહાડેબી એમ ધાર્યું હોય કે આય જીવે તારા સીવાય બીજા કોઇનોબી ખ્યાલ કીધા હોય તો તે તારી ભુલ છે. એક વખત તું મારી પર રોદા માટે શંકમંદ થયલી પણ—

"બસ" બસ કરો ! ! ખુદા ખાતર બસ કરો. તેણીએ હોઠ પીસી પોતાનો ગુસ્સો બતાવી આપ્યો. "મેં કોઇ દહાડેબી રોદા માટે શક રાખ્યો નથી તેમ કદી કદી બની શકેજ નહી કારણ તે તો"—

તે તો શું શીરીન ? શું કંઇ રોદાને વરે જાણેચ ? તેમ હોય તો કહે કે તેનાં શીંહા અંધકાર જેવાં ભેદી પગલાંને કંઇ તો ઉજાશ મળે.

"નહી નહી હું કંઇ જાણતી નથી." તેણી દમમાં બબડી.

"મારી શીરીન માન્યું, તારૂં કહેલું માન્યું. તારા આય નીર્દોશ હોથોમાંથી કદીબી ખોટા શબ્દો નીકળશે નહી એ હું જાણુંચ !

"હં હં એ તમારો વીચાર કયારથી બદલાયો. તેણીએ લગાર તણકાથી પુછ્યું. "મને એક જુઠી દગલબાજનો એલકાબ આપી ૨૪ કલાકની નોટીસથી વીલામાં હંકારી કહાડનાર તમેજ કે કોઇ બીજા ?"

અરે આંય સીધા સવાલથી તે જવાને ડોકું નમાવી દીધું.

"શીરીન મારા ફરેસ્તા? તે હું પાપીની ઘેલી ચાલ માફ કર. અરે ખુદા ખાતર તે મને પજવતી યાદ તારે મોહડેજ મને બોલી ના સંભળાવ. શીરીન જે પ્યાર તારી હાજરીમાં હું સમતોલ જાળવી શકતોતો તેને તારી ગેરહાજરીમાં મને તદનજ દીવાનો કરી મુકયોચ. શીરીન આંય તારી હાલત તુંને ને તારાં ખાનદાનને લાયક નથી. તારામાં મારી બધી આશા છે. વીલા તારે વડે ખોટી છે. તારી ઘેરહાજરીમાં તે ઘણું રડી ચુકયોચ. વીલાની રાણી તરીકેજ રાજ કર. બોલ શીરીન ખુદા ખાતર કંઇ બોલ."

અરર તે છોકરીએ માથું પકડી લીધું.

"બસ કરો. દયા કરી તમારી વાત બંધ કરો."

"તાહરે તું મને આશા નથી આપવાની?"

"તેમ બની શકે તેમ નથી."

"કાંય? તું બનાવ તે બનશે!" તે કગળ્યો.

"આય ઘડીએ હું બનાવવા માંગું તોબી બને નહી."

"શુંઉઉ? બોલ શીરીન તારી અને મારી વચ્ચે કોઇ જીવ પડેલો છે?" નીકળી પડતે ડોળે તેણે સવાલ કીધો.

"હા!"

અરેરે તે સુંદર હોઠોમાંથી તે ભયંકાર 'હા' નીકળતાંજ તે જવાને એક જોરાવર ત્રાપ માથાંપર મારી. અને નજદીકનાં સોફાપર એક ઘાયલ થયલા સીંહ માફક તુટી પડયો!

હવે તે છોકરીને લાગું કે આય જાતનો દેખાવ વધારે લંબાવતાં તેણીની ખાનગી હાલતને મોટો ધોકો લાગશે. તેણી ઝડપમાં ઉઠી સ્ક્રીન પછવાડે દોડી ગઇ.

હા, બીજી પાંચ મીનીટમાં તો નીરાશ બેઠેલા તે જવા-

નની સામે મીસ હેનરીએટા દાખલનાં સાદા પણ રોબદાર ઠઠેરામાં તે આવી ઉભી.

"મી૦ ગોદરેજ આપણી આટલી વાતચીતપરથી તમે કંઇક સમજી જઇ હવે અહીંથી રૂખસદ લેશો તો હું ઘણી ખુશી થવસ."

તે જવાને દયામણે સાદે ઉંચે જોયું.

"શીરીન મારા હાલપર દયા કર! આય જીવ એવી તરછોડાયલી હાલતે હવે બધારે જીવી શકશે નહીં."

"તમારૂં બોલેલું બધુ વ્યર્થ જશે કારણ તમે એટલું તો જાણતા હશો કે એક પરણેલી સ્ત્રી કદીબી પાછી પરણી શકે નહીં!"

"એ શું?" તે ઘેલાની કાની તે ઉછળી પાછો ટપકાયો, "શીરીન તું પરણીબી ચુકી?"

"હા, અજાણપણામાં તમે મને નાહક નહીં રોકો કરી મને અહીંના સંજોગો જોતાં ખુલ્લું કહી દેવું પડેચ કે હવેની જીંદગીમાં તમારો એ ખ્યાલ બીલકુલ કહાડી નાંખજો, કારણ સઉ રંધાઇ ચુકયુંચ."

"ઓ કીસ્મત!" તેણે પોતાના બેઉ હાથો એક જોરાવર જોશ સાથે મસલ્યા. "મારી સાથે તે કેવું ઉંધું થયુંચ? અરે શીરીન એટલી હદ સુધી તું મને ઘાતકી થશે એમ મેં નહીં માનેલું. ઓ છોકરી મારો હરીફ કોણ? ખુદા ખાતર મને તેનું નામ આપ. હું મારા જાનનાં ભોગે તેને-તેને——

"બસ બસ! હું તમુને કંઇપણ જવાબ આપવાને બંધાયલી નથી." એટલું ફફડાટ સાથે બોલતાં તે છોકરી ત્યાંથી સરભોગ બહાર નીકળી ગઇ.

બીજી દશ મીનીટમાં તે એકાંત રસ્તો કાપતો ગોદરેઝ તદન ઘેરાયલે હાલે અસ્થીર મગજે ધીમે કદમે પગલાં ભરતો હતો. અરેરે! જીગરનાં ટુકડે ટુકડા થયલા છતાં દીલની આશાઓ તદન ભાગીને ભુકો થયલી છતાં તે કંગાળ હરીફપર પુરૂં ઝનુન છુટવા છતાં તે આકાશપર જોતાં એકજ વાક્ય બડબડયો. ઓ ખોદા, તું મારા એ ફરેસ્તાને આય અજાણા મુકામમાં સદા ખુશાલ અને સુખી રાખજે ને મારી જીવતી આંખે એને કોઇવાર મને પાછી ભેટાવજે!

શું આય તેની દુઆ ફળશે.

ગમે તેમ હોય છતાં ગોદરેઝે એક ખરા ગ્રહસ્થ દાખલ શીરીનને ફરીથી મળવાની કોશેશ બાજુએજ રાખી.

—:o:—

## પ્રકરણ ૬૧ મું.

—:o:—

હા ગોદરેઝને મળી ગયાને આખા ચોવીસ કલાક થઇ ગયા છતાં શીરીનનાં મગજમાં તે ચોવીસ કલાકપર થઇ ગયલી વાત અને બનાવ કેમે કરતાં ભુલાતો નહીં. આજે બરાબર ગઇ કાલનોજ વખત પાછો હતો. તેવીજ રીતે એકવાર પાછી તેણી પોતાના ખાનગી રૂમમાં અટેલાઇ પડી હતી! એટલું તો ખરૂં કે તેણીની હમણાની હાલતમાં તે મુલાકાતથી કંઇબી અસર જેવું હતું નહીં છતાં એક માયાળુ, મમતાળુ જીવને તેણીએ છડેચોક હંકારી કહાડયો જેની સાથે તેણીએ પોતાની આખી જીંદગી પુર માયા સાથે પસાર કીધેલી તેને લગભગ કેટલે લાંબે વખતે મળેલી છતાં જરા જેટલી મન મુકી વાતબી નહી કીધી એટલીજ હદમાં કુદયા કરતાં વીચારોથી તે લગાર ઉદાસ જેવી બડબડતી પડી હતી.

હા, કેવી જાનફેશાની અને મહેમાનદારીથી તે જવાન જીવ પટકી વીલામાં તેનાં સુખ માટે કાળજી રાખતો હતો. તે બધું યાદ કરતાં તેણીની દયાળુ છાતી ભરાઇ આવી. તેણીનો પડયો બોલ જીલી લેવા જે જવાને કંઇક વરસો સુધી તેણીની ખાતરદારી કીધી તેજ જવાનને તેણીએ બીનદયાએ એક કુતરાં માફક હંકારી કહાડયો!

એ યાદ કરતાં તેણીને લાગું કે આખી જીંદગીનું તે એક તેણીનું સઉથી ભુંડું કામ હતું હા, તેણીએ હોઠ બીડી મક્કમ ઠરાવ પસાર કીધો કે ફરીથી તે માયાળું જવાન મળે તો કાલનાં બદલા સાથે તેને પોતાની ઉપકારી લાગણી બતાવી આપવી.

હજુ કાંઇ લંબાણ વીચારોમાં તેણી રોકાતે પણ તેટલાં નાની હુશી એક કાગળ આપતી દાખલ થઇ.

"માઇ આય ડોકટર એસકવીથ તરફથી કાગળ આયુંચ."

હા તે ઉદાસ ચહેરાપર ખુશાલીનો રંગ ધાઇ આયો. બેદરકારીની લઢણ જતી રહી અને ઉમંગથી તેણી ટટાર થઇ બેઠી. તે સુંદર હરફમાં પોતાનું નામ લખાયલું તેણીએ પાંચ આખી મીનીટ સુધી ટીકયા કીધું.

"**Private**" શબ્દ ઉપર બીરાજેલો જોતાંજ તેણીએ અધીરઇથી તે ફોડી નાંખ્યું, અને અર્ધી ઘેલી ખુશાલીમાં તે વાંચવા રોકાઇ.

**ડીયર મીસ હેનરીયેટા,**

એક જીવ જેને હું મારી જીંદગીમાં ફરીથી કદીબી જોવા ચાહતો હતોં નહી, તેજ હા તેજ, હું ભુલતો નથી, શીરીન તેજ આકાર કાલે રાત્રે આશરે છએકને સુમારે

મારી સામે અંચીતો આવીને ઉભો. "મીસીસ ફ્રેન્ક્સનાં નામનો હાથે લખાયલો કાર્ડ મારા હાથમાં મુકતાંજ મેં તેણીના અક્ષરથી તેણીને ઓળખી. મારા તે વખતનાં ગભરાટનું બ્યાન હું આપી શકતો નથી. બધી ઇલેકત્રીક લાઇટ મેં એકદમ બંધ પાડી અને ધીમી બતીનાં ઝાંખા ઉજાસમાં લાંબા કાળા ઝભામાં મેં તેને મારી હાજરી આપી.

તે મારી દીલસોજી મેળવવા આવી હતી. દરેક હકીકત તેને પોતાને મોઢે કબુલી. બસ હું વધારે લખી શકતો નથી. પણ તેણે પોતાની જીંદગીની તે ડંખ મારતી યાદ ભુલવા તેનું પથ્થરનાં હઇયાંનું કરપીણ કામ વીસરવા કોઇ બીજી રીતે જીંદગી ગુજારવા ચાહી. મેં ઇચ્છયું કે હું તેણીને પાછી વાળું પણ નહીં, એકવાર આય દુખી જીવ બીજાંઓનાં ભલામાં હોમાવ્યા પછી તેમાં એમ તફાવત રાખવા મને ગમ્યું નહી. મારેથી તેને આપણી ઓસ્પીટલની મદદ સુચવઇ ગઇચ. શીરીન હમણાંબી હું પાછું ઇચ્છુંચ કે મેં તે ઉડાવ્યું હતે ને તેને મારો શબ્દ આપ્યા નહીં હતે; કારણ—કારણ એની હાજરીથી ઓસ્પીટલમાંની મારી મુલાકાત ઘણી ઓછી–તદન નહી જેવી થઇ પડશે.

તારે નામની એક ચીઠી સાથે તે છોકરી કદાચ આજકાલ તારી સામે આવશે પણ તેં આપેલું વચન યાદ રાખજે ને તારાં મોઢાંને સદાનું તાળું મારજે.

**"દુન્યાથી કંટાળાયલો એસકવીઠ."**

અરેરે આય કદી નહી વકી રાખેલી ખબર વાંચતાં તે છોકરીની લાગણી અહીં કેમ વર્ણવ્યે? આય કાગળ આખું

પુરૂં કરતાં તેણીનાં ચહેરા પરથી કંઇ સેંકડો જાતના રંગો પસાર થઇ ગયા.

સઉથી પહેલો ઝટકો જે તેણીનાં દીલમાંથી પસાર થઇ ગયો તે એક નાની જેવી નાખુશીનો હતો: આય જાતની નવી હાજરી અત્યાર સુધીની તેણીની હાલતમાં એક કવાબમાં હાડકાં જેવી તેણીને લાગી પણ તે ઝટકો ફક્ત પાંચજ મીનીટ તે દયાળુ દીલમાં વસી શકયો.

"અરે ખોદા મારી રોદા આખરે ત્યાં મને પાછી મળશે. હું એને કેવી દર ઘડીએ યાદ કરતી'તી. તે છેક ચાલતી ચાલતી બરાબર મારી પાસે આવવા નીકલીચ. એ મારી બંદગીનો ઉત્તમ બદલો!" તેણીનો સુંદર ચેહેરો ખુલી ગયો હતો. તેણી ઝપાટામાં ઉઠી અને ડરેશમાં રોકાઇ ગઇ.

પોતાનાં લાંબા સુંદર બાલોનો ભારો છોડી તેણીએ એક તદ્દન જુદીજ ઢપે તેને બાંધી પોતાનાં ચેહેરામાં થયલો ફેરફાર કંઇક હસતે ચેહેરે તેણીએ નીહાળ્યો. તે માંજરા પરખાઇ આવતાં ચમકતા ડોળા તેણીએ પોતાનાં બ્લુ સુંદર ગોગલ્સથી ઢાંકી નાખ્યા, હંમેશનાં સાદા ડરેસની સજવાવાલી શીરીને આજે પોતાનો સઉથી ફેશનેબલ ગાઉન સજયો, તેણીની શોર્ટ સ્લીવમાંથી સુંદર ગોલાબી કમાનદાર હાથો શોભી રહેલા હતા.

"હી હી હી મારી રોદાને જોવા જાણે મારૂં દીલ ઉછલી રહયુંચ, હું એને રોજ જોઇ મારા જીવને કલ વાળશ, પણ મને એ આય મારા વેશમાં કદી પીછાણનાર નથી." તે કંઇક વાજીંત્ર જેવા હસવા સાથે પોતાની નાનકડી ડેસ્કપર ગોઠવાઇ લખવામાં રોકાઇ ગઇ!

"આહ ખોદાયે એક વખત પાછી મને એક સારી તક

આપીચ," વાંકી ડોકે લખવાનાં દેખાવમાં પણ તેણી રાતા હોઠોથી ધીમે ધીમે બબડતી હતી." એની ગેરહાજરીમાં એ પારસીઓની વફાદારી કબુલ નહી કરતો'તો પણ હા, હવે આય દુન્યા તરફ બેઠેલી છોકરીને નજરે જોતાં મામલો બદલાશે ખરો."

"હા મારી સખત નીરાશી છતાં," તેણીએ એકદમ ખેંચ્યો. "એ બેઉ તુટેલાં જીગરોને એક કરી આપવાનુંજ એકલું કામ હવે મારી જીંદગીની મોજ છે–કોણ! લુશી વરી તું શું કેહચ?"

તે નાની પોટીએ બે ઘડી સામે ઉભી ઉભીએ આય પોતાની ફેરવાયલી શેઠાણીપર જોયા કીધું. અલબત ચતુર હેનરીયેટાને આય વેશમાં તેણીએ કંઇ પહેલીજવાર જોઇ નહી હતી. તે અગમબુધ્ધી છોકરી ડરેસની બાબદમાં દરેકને ઘણી વીચીત્ર લાગી ચુકી હતી. ગોગલ્સ પહેરવા કે નહીં પહેરવાં, બાલો ઉંચી સ્ટાઇલમાં બાંધવા કે નીચા રાખવા, એકદમ ઠઠેરા-બંધ થવું કે તદ્દત સાદું રહેવું એ સંધુ તેણીનાં ફાંટાપર લટકેલું તેણીએ ખાસ રાખ્યું હતું.

ફકત પાજ કલાકપર જોઇ ગયલી લુશીને આય અંચીતા ફાંટાપર લગાર અજાયબી ઉપજી એટલે તે દાખલ થતાંજ અચકી ઉભી.

"કેમ વરી તેં એમ ડાચું વકાસી જોયા કીધું કે?" લગાર હસવું થોભાવી તેણીએ દમથી સવાલ કીધો. "બોલ વરી શું તુકકો લેતી આવીચ?"

બાઇ કોઇ મીસીસ ફ્રેમ્સ નામનાં બાનુ તમુને મળવા માંગેચ. પણ–પણ—

"ઠીક છે અંદર મોકલ." તેણીએ દેખાતી બેદરકારીથી કહ્યું. "પણ સબુર કર. તું વધારે શું બોલવા જતી'તી?"

"અરે મેડમ તે છોકરીને જોતાં મને ઘણુંજ લાગી આવેચ." તે નાની છોકરી ખરી લાગણીથી બોલી, "કેવી ગમગીન ને દુ:ખી દેખાવા છતાં–બાઇ તમે જોશો તો જાણે આસમાનપરનો ચંદ્રમાં.

"હં હં એટલું બધું? ચાલ વારૂં હવે પટપટ ઓછી કર ને તેને અંદર મોકલ." મારી રોદા લુશીના જવા પછી તે બબડી "તારી ખુબસુરતી દરેકને આંજી ચુકી તો હવે એ લુશી શું કામ બાકી રહે? પણ સબર, મારેથી સખત રહેવાશે કે? અત્યારથીજ જાણે મને એવું થાયચ કે વરંડાપર દોડી જઇ એને ભેટી પડુ, પણ નહી એ મારી બહેન અંજાણી જગાનાં અંજાણ્યા લોકોમાં મોકલાશથી રહેવા માગે ત્યારે ખાસ હું જાહેર થઇ એને આગલી પાછલી યાદ દેવાડી દુ:ખી કરનાર નથી.

આહ, તેણીની તાજી ખુબસુરતી સાથે બલુ ગોગલ્સ અપ–ટુ–ડેટ ઇંગ્લીશ ડરેસમાં તેણી એક ખરી હેનરીયેટાને ટક્કર મારે તેવી સુંદર દીસતી હતી.

પડદો ખસવાનો અવાજ થતાંજ તેણીએ કંઇક બેદરકાર રૂપે ઉંચે જોયું.

આહ એકવાર પાછી તે સુંદર છોકરી તેની સામે આવી ઉભી હતી પણ તે કેવા વેશમાં?

અરેરે આય સુનાનો ચમચો લઇ જનમેલી છોકરીને ઇંગ્લીશ કાળા ડરેસમાં તદન સાદી ગમગીન રૂપે આઇગ્લાસ-

માંની ઠંડી સુસ્ત આંખો સાથેજ જોતાંજ મીસ હેનરીયેટાએ પોતાનું નાનું આંગળું બે દાંત વચ્ચે પકડી લીધું, હરખ અને અજાયબીનો પહેલો ઝટકો નરમ પડી ચુકો.

"અંદર આવો" એક મીઠા નમન સાથે હસી મીસ હેનરીએટાએ પોતાની બેઠકપર બેસી રહેતાંજ કહયું.

તે છોકરી કંઇક ગભરાયલી અંદર દાખલ થઇ.

"અહીંયા બેસો." એક ખુરસી તરફ આંગળી કરી તેણીએ વધાયું, "હવે મારૂં તમુને શું કામ પડયું તે કેહશો?"

"હું ધારૂંચ કે તમેજ મીસ હેનરીયેટા પોતે છેઓ જો તેમ હોય તો આય કાગળ લેશો?" તે છોકરીએ ઘણુંજ માનથી તે કાગળ તેણીને આપ્યું.

અરે છોકરી રતાં મોરીસ જેવી ઓછી ખુબસુરતીનું એક લેટર તારા લવજીનાં હાથમાંથી વાંચવા તેં તેનો કાજગરો જીવ કુતરાંને મોતે લીધો જયારે આજે આય મીસ હેનરીયેટા જે તારી ખરી હરીફ જેવી છે, તેનાં હાથમાં ખુદ તું તારેજ હાથે એક વહાલામાં વહાલા અક્ષર હાથો હાથ પુગાડેચ!

મકકમ અને શાંત મગજે તે કાગળ વાંચતાં તેણીનાં મગજમાં હજારો વીચારો ઘોલાઇ જતા હતા. તે ટુંકું ને ટચ કાગળ વાંચતાં તેણીએ આખી પાંચ મીનીટ લીધી.

"મીસીસ ફોબર્સ ડોકટર એસકવીઠ તમુને આય જીંદગી માટે ભાર મુકીને ભલામણ કરેચ." તેણીએ તે કાગળ પોતાનાં ગજવામાં સેરવતાં કહયું ને હું ખુશી છેઉં કે તમુનેબી એ લાઇન પસંદ છે.

"મીસ હેનરીયેટા મારા જેવી એક દુખાતી દાદ તમે લેશો ને મને અહીંની જીંદગી ગુજારવાની સગવડ કરી આપશો

તો ખોદા તમારૂં ઘણું ભલું કરશે. મારી કેરીયત જો તમે સાંભળો તો જરૂર તમે તમારી દયા મારીપર રેડો."

"હા મેં તે ડાકટર એસકવીઠ તરફથી બધી સાંભળીચ." તેણીએ અતી ગમગીન અવાજે ઉમેર્યું" એવણ પોતેબી તમારે વરે ઘણા દલગીર છે."

"એવણ દલગીર છે?" તેણીએ મોહડું મચકાવ્યું. "હું નથી માનતી."

"મીસીસ ફોબર્સ તમે એમ શાપરથી કેહોચ? ડાકટર એસકવીઠ જેવા એક દીલસોજ ને દયાળુ જીવ હું નહી ધારતી કે દુન્યામાં શોધ્યો બીજો મળે," કંઇક ગુસ્સાથી મીસ હેનરીયેટાએ પોતાની સુંદર ગરદન ઉંચી કીધી.

"જો તેમજ હોય તો તેબી મારી એક સજાજ કહેવાશે!"

"પણ તમે મને ખુલ્લું નહી કેહો કે શું બન્યું," તેણીએ ઉંચા કાને પુછ્યું.

"મીસ હેનરીયેટા હું ધારૂંચ કે મારી કેરીયત સાંભળતાં દરેક જણનું દીલ પીગલી જવું જોઇએ, પણ આય ડોકટર એસકવીઠ મારી મુલાકાતમાં શરૂઆતથી આખર સુધી આટલા તો કઠણ રહયાચ કે બસ!" તે છોકરીએ એક લાબો દમ ખેંચ્યો. "તેવણના ધાડા ને ધોધારી સાહદમાં મને એટલીબી દયા મળી નથી. તેવણની વાતચીતની ભાષામાં મને જરાકબી દીલસોજી દેખાઇ નથી. તેવણે મારી તરફ એક વખતની દયાની નજર નાંખી નહી. તેવણ ઘણી વખત બોલવાની અણીપર આવતા પણ હું જોતી કે હાથે કરીને હોઠો બીડી દઇ તે શબ્દો તેવણ પાછા ગરી જતા. બસ મને લાગું કે એ ભલા શ્રદ્ધસ્થ મારી તરફ તદન ઠંડા અને સખત હતાં. મીસ હેનરી-

બેટા મને કેહો શું એવણુ દરેક જણ સાથે એટલા ગંભીર રેહેચ?"

સીધા સવાલને જવાબ આપવાની હાલતમાં તે ભલી છોકરી હતી નહી. તેણીના મગજમાં લખ્ખો વીચાર ધસ્યા જતાં 'શું આય વહાલી બેહેનને હવે માફ કરવામાં આવશેજ નહી?' એ એકનો એક સવાલ તે કંઇ સત્તર વખત મનને પુછી રહી.

"હું આશા રાખુંચ કે તેવણુ કરતાં તમે મને વધારે દયા દેખાડશો." તેણીએ પોતાનો જવાબ નહીં મળતાં કગલી પુછયું.

"જરૂરજ તમુને જેતાં સાથેજ મેં મનમાં ગાંઠ વાર્યોચ કે મીસીશ ફ્રોબ્સ મારી દરેક કોશેશો તમુને મારાં એક સાચ્ચાં ને પ્રીતીવંતા સાથી બનાવવાં" તેણીએ ખરી લાગણીના જુસ્સાથી કહયું.

"ઓ તાહરે તો હું કેવી નસીબવાલી, મીસ હેનરીયેટા, હું સાચ્ચું કેહુંચ કે જાણે મને એવું લાગેચ કે ડાકટર એસકવીઠનો લાંબી દહાડીનો મારી તરફ વગર દયાનો ચેહેરો હું પાછોં જેઉં તેનાં કરતાં હું મરી જાઉં તો બેહતર."

એક છુપા આંચકાથી મીસ હેનરીયેટા સખત ચોંકી.

"હું અહીં આવીચ તો ખરી પણ મને એકજ ફીકર લાગેચ કે મને તેવણુને ઘડી ઘડી અહીં જેવા પડશે."

એક ઉંડો નીસાસો તે બાનુનાં હોઠમાંથી છટકી ગયો. અરે ખુદા કેવાં લેખ! એક વખત એવો હતો કે દુન્યામાં સઉથી ઉંડો ચાહ ધરાવતા ને બે જીવો એકમેકને તજવા કરતાં જીવ કહાડી આપવા રાજી થતાં તે આજે?–અરે બેઉને

મોહડે મેલાપ થવાની નારાજી સાંભળતાંજ તેણીએ એક જબરી હાય ખેંચી.

"મને કેહોની મીસ હેનરીયેટા, ડાકટર એસકવીઠ અહીંયા રોજ આવેચ કે ?"

• શું ખરેખર આય છોકરી તે મુવેલા વહાલા તરફ બેદરકાર બની ચુકી હશે ? "નહી ડોકટર એસકવીઠને તમે કોઇબી દહાડો મારી મરજી વીરૂધ આય ઓસ્પીટલમાં જોશો નહી." તેણીએ મીઠાસથી કહયું" અહીંના હાઉસ સરજયન તરીકે ડોકટર મીલ્સ બધું કામ આટોપેચ તેવણ એક ખરા હેંડસમ યંગ મેન છે."

"તે તો હોશે !" તેણીએ કંટાળાથી કહયું.

"વધારે કંઇ પુછવુંચ ?"

• "નહીં, મને કબુલ કરવા દેઓ કે જેટલાં ભારી દીલે હું અહીં આવેલી તેટલું મારૂં દીલ હમણાં હલકું છે. પહેલું તો ડોકટર એસકવીઠ મને ફરીથી મળનાર નથી. ને બીજું તો મને એક ખરેખરા માયાળુ ઉપરી હાથ લાગોચ. બસ હવે હું મારી નવી જીંદગી ઘણા ઉમંગ સાથે શરૂ કરશ."

તે છોકરીનાં મોહડાંપરની ખુશાલી જોતાં તેણીએ ખુશીથ ટેબલપરનો ચંગ વજાડયો કે બીજીજ પળે નાની લુશી સા આવી ઉભી.

"જા લુશી મીસીસ ફોર્બસને ફુવારાની બાજુનો નં ૨૧ વાળો રૂમ દેખાડ." તેણી ઉઠી અને પોતાનો સુંદર હ તે છોકરી સામે ધર્યો.

આહ ! કેટલે લાંબે વખતનો પાછો મેલાપ !

"તમે તમારા રૂમમાં એક કલાકની આશાયેશ લે

પછી મને મળજો હું તમુને તમારૂં કામ દેખાડશ ગુડ મોરનીંગ."

"ગુડ મોરનીંગ!" અતી ઘણો મીઠો હલક નીકળ્યો, ને બીજીજ પળે તદન રેશમી પગલે તે ખુબસુરત આકાર તેણીની નજરથી દુર થઇ ચુકો.

"આહાહા ગરીબ બીચારી!" તે પાછી ખુરશી પર ટપકાઇ પડી, "તું શું જાણે કે તે ખોટી દાઢી થેબ્યા ને ગોગલ્સમાં ઢંકાયલો ખુબસુરત ચહેરો અરે કેટલો દયાલુ-મારી આંખે મોહબતી પણ હેં એ છોકરીને તો ડોકટર એસકવીથને જોવા કરતાં મરવાનું વધારે ગમેચ! હા પણ તે એકવારનો પ્રીતીવંતો કલીનશેવડ ચહેરો એવી બીહામણેપણે એને જોવા નહી ગમતો હશે. પણ ત્યારે શું કરશ?" તેણીનો ગોલાબી ચહેરો ફીકરથી એક પળ ડીકો મારી. ગયો. "દર અઠવાડયામાં એક વખત એજ ડાકટર એસકવીઠ ડોકટર વેલ મેનનાં મીઠા નામમાં અહીં હાજર થાયચ અને આખી ઓસ્પીટલ ફરેચ ત્યારે-ત્યારે એ લોક કેવી રીતે-ખુદા બચાવે મને કંઇ સમજ નથી પડતી!" તે એ પળ વીચારમાં ગુચવાઇ.

હા! તે ચેહેરાપર કંઇ હસવાનો પમરાટ ફરી વળ્યો. "એક ગમથી તેને પોતાની હાજરીનાંજ મકાનપર હમેશની ઠેરવીચ. હા એ શું દેખાડેચ કે એકવાર પાછો તેનાં દીલમાં આગલો પ્યાર જાગેલો હોવોજ જોઇએ ત્યારેજ તે તેને પાછાં હમેશની પોતા આગળથી હાંકી કહાડી શકયો નહી! ખુદા મદદ કરજે ને મારા કામમાં ફતેહ આપી મારી આશા પાર પાડજે!!

——:o:——

# પ્રકરણ ૬૨ મું.

—:૦:—

આહ ! આજે બરાબર આઠ દહાડા થયા.

મીસીસ ફોબસને ધી એસકવીઠ એસ્પીટલમાં આવ્યાને આજે બરાબર એક અઠવાડયું પુરૂં થયું, મીસ હેલડન નામની એક હેડ નર્સને મીસ હેનરીયેટા તરફથી તેણીનો ચાર્જ સોંપવામાં આવ્યો હતો ને એ આઠ દહાડામાં મીસ હેલડનનાં મીઠાસભર્યાં શીક્ષણથી જુદા જુદા કેસીસમાં સાથે સાથે ફરતાં તેણીની ચંચલ નજરથી જોઇએ તે કરતાં વધારે અનુભવ મળી ચુકો હતો.

તેણીની અમાર ખુબસુરતી સાથની આવી હુસ્યારીથી નાની મોટી દરેક દરેક નર્સો ચાલતી હાલતી તેણી સાથે માયા અને પ્રીંતીથી હસ્તી બોલતીઓ હતી. ફકત આટલા ટુંક અરસામાં તે સુંદર છોકરી ઓસ્પીટલમાં દરેકની અતી માનીતી થઇ પડી. તેણીનો મધુર ગમગીનીનો મીઠો ચહેરોજ દરેક જોનારને ખેંચી લેતો હતો.

એ સપાટામાં નીકળી ગયલા આઠ દહાડામાં તેણીએ મીસ હેનરીયેટાની ઘણીવાર મુલાકાતો લીધી હતી ને દરેક મુલાકાતે તે ડાહી બાનુની દીલસોજ ભાષાથી જાણે તેણીનું દુઃખ કપાતું જતુ હતું.

"મીસીસ ફોબસ, હમેશાં દરેક દુઃખી આદમી પોતાનાંજ દુઃખને પહાડ જેવું સમજે પણ દુન્યામાં એકેકાં એવાં મહાભારત દુઃખો પડેલાં છે કે જો તે સાંભળ્યે તો જરૂરજ આપણું દુઃખ આપુને એક રમત જેવું લાગે. આય મકાનમાં એકેકા

એવા જીવોનાં દુ:ખો સાંભળ્યેચ કે આપણા દુ:ખપર આપુને ઘણો સંતોષ મળેચ.

મીસ હેનરીયેટાના ઉપલા ઉમદા સખુનોપર ફરી ફરીથી ગોહર કરતી, આજે તે છોકરી તે ઓસ્પીટલનાં એક ઘણાંજ શાંત એકાંત ઓરડામાં ઝાંખાં ઉજાસમાં એક ટીપોયપદ થેભો દઇ વીચારમાં બેઠી હતી. તેણીની બધી નજર સાંમેનાં બેડપર પડેલી તે યુરોપીયન છોકરીપર ચીટકાયલી હતી. તેણીની અર્ધી ઢંકાયલી ને અર્ધી ખુલ્લી આંખો અને જલદી ચાલતા દમથી કંઇ ફીકરમંદ ચહેરે ટીકતી તે તડી થઇ.

"અરે ખોદા કેટલી જુવાન ને કેવી સુંદર! શું કામ એણે જીવપર કીધું હોશે?" તે તેણીને ટીકતી બડબડવા લાગી. "ખરેખર મીસ હેનરીયેટા બોલ્યાં તેમ એ જો બીજી બેજ મીનીટ પાણીમાં રહી હતે તો જરૂર એ કેસ હાથથી જતે."

"અરે મને કોણે જીવાડી, શું કામ જીવાડી?" તે છોકરી અંચીતી બુમ પાડી ઉઠી.

તે ઝડપમાં તેની નજદીક ગઇ. તે પલંગપરથી ઝુલતા તેણીના કસબી બાલો ટીપાતી હાલતે ભોંયપર લટકતા પડેલા તેણીએ પ્રીતથી પસવાર્યા "એમીલી એમીલી, વળી તમે એમ બોલ્યાં ડાહયાં થાવો ને મુંગાં રહો તમે મારૂં એટલું કહલું નહીં માનશો?"

"ઓ નહીં તમે મને ઘણાં ગમોચ. તમારૂં કહયું હું કરશ પણ શું તમુને મારી દયાં નહીં આવી કે મને પાછી જીવાડી? આવાં જીવતરે હું હવે પાછી જીવીને શું કરશ? અરે મારી વીલીએ મારી જીંદગી બારી મુકીચ. તે એક

ખુની તરીકે ફાંસીએ ચહડે ને હું તે જીવતે કાને કેમ સાંભળી શકશ ?"

"ખુન અને ફાંસી !" મીસીસ ફોબર્સના દીલમાંથી એક જબરૂં ટાઢનું લખલખુ પસાર થઇ ગયું.

"મારા માબાપની ઉપરવારી થઇ હું એને પરણીને આજે પાંચ પાંચ વરસ થયાં તે લોકનાં મોહડાં જોવાનેબી ઓરતે મરૂંચ. ઓ હું નાફરમાન થઇ પરણી પછી તે લોક મને કેમ ચાહે ?"

"વહાલાં એમીલી ખુદા ખાતર શાંત થાવો." તેનાં ગબડી પડતાં આંસુઓ લુછતાં તેણીએ મીઠાસથી કહયું. "તમે એમ કરશો તો હું તમારી આગળથી ચાલી જવશ."

"નહીં, નહીં, તમે ના જતાં પણ અરે મારૂં કેવું બચ્ચું ! મારૂં ચાર વરસનું પોપટું ! અરે વીલી હું શું જાણું કે તું કેડેથી છેડાઇને આયોચ. મેં તો તારૂં મોઢું હસતું કરવા મારા ગોલાબને તારી સામે ધર્યું પણ ઓ ઘાતકી ખવીસ તેં કેવું તે ફુલને ભીતપર છુટું ફેંકયું ! અરે તે ભયંકર અવાજ હજુ મારા કાનમાં વાગેચ. અરે મારી વાયાલેટની તે છેલ્લી ચીચયારી હજુ હું પાછી ને પાછી સાંભળુંચ. આહ ખુની, તું હજાર લાખવાર ખુની ! ઓ બચ્ચું ને બચ્ચું ગયું ને મારો ધણી ફાંસી જાય. ત્યારે હું કાંય જીવું ? મને કેહો નર્સ, મને કેહો, મારા જેવું દુ:ખ કોઇપર હોશે ?"

ખરેખર તેણીના સુંદર પરવાળા જેવા હોઠોમાંથી આય સાંભળતાં એક સંતોષી હુંકારો નીકળી ગયો, તે પોતાનું દુ:ખ તમામ ભુલી ગઇ. કેટલી નાની નાજુક છોકરીપર કેવો આય જુલમાત !

આહ! આય દુઃખી છોકરીને એકવાર પાછી જીવાડી તેણીને સુખી થવાની જોગવાઇ કરી આપવા મીસીસ ફ્રોબસ રાત અને દીસ એક કીધી. તેણીની આય જાતની અથાગ મહેનતુ ઉલટથી દરેક નર્સો સાથે મીસ હેનરીયેટાની આફ્રીન કંઇ ઓછી નહી હતી, એક દરદી જીવ તેણીને સોંપવામાં આવતો ત્યારે એક જીવ મુકવા સીવાયની દરેક મહેનત તે નવી ખુબસુરત નર્સ વગર થાકવે કરતી. જેમાં ઉંઘ અને ભુખ તે તદનજ વીસરી જતી.

એમીલીના દુખી કેસમાં પણ આય છોકરીએ મોજેજો કરી બતાવ્યો. લાગટ દશ દહાડાની ભુખ ઉંઘ વેચી આખરે તે ગરીબ બાલાને ફરતી હરતી કરવા પછીજ તેણીએ પોતા માટેનો વીચાર કીધો મીસ હેનરીયેટાને તેણીનાં વખાણ કરી તેને ઉલટ આપ્યા વગર રહેવાયું નહીં.

"વાહલાં મીસીસ ફ્રોબસ કેમ તમારી તબીયત કેમ છે?" એમીલીના જવા પછીની બીજી સહવારે મીસ હેનરીયેટા તે છોકરીનાં ખાનગી ઓરડામાં દાખલ થતાં બોલી." હું ઇચ્છુંચ કે એમીલીના કેસની થાકથી તમારી તબીઅતપર કાંઇ અસર થઇ નહીં હોય."

"જરાકબી નહી."

"દરેક જણ તમારી મહેનતને વરે આફ્રીન કરેચ ને મારા તરફની શાબાસીબી તમે કબુલ રાખશો એમ હું ધારુંચ."

"હું ઘણી ઉપકારી છેઉં, પણ મીસ હેનરીયેટા હું ઘણીજ ખુશી છેઉં કે એક જીવ મારેથી બચ્યો. હું ખુદાનો આભાર માનું કે આય રસ્તે હું ઉતરી અહીં મને શરીર સાથે મગજનીબી ઘણી ઘણી શાંતી મળેચ.

એ છોકરીની દુ:ખી હકીકત સાંભળતાં ખરેખર તમે કહયું તેમ મારૂં દુ:ખ હું બધું ભુલી ગઇચ.

હે છોકરી! તારાં દુ:ખને 'છેલ્લી સલામ' કરવા અગાઉ હજુ જરા થોભ!!

——:o:——

## પ્રકરણ ૬૩ મું.

—:o:—

સવારની ધમાલ ધી એસકવીઠ ઓસ્પીટલમાં ચાલી રહી હતી. એમીલીના કેસ થાક પુરી થઇ હતી અને હવે મીસીસ ફ્રાબ'સ કંઇ નવા કેસના ચાર્જનો હુકમ લેવા મીસ હેનરીયેટાને મળવા જતી હતી પણ તેટલાં તેણીની નજરે એક જુદોજ દેખાવ પડયો.

એક જવાન ડાકટર જેને તેણીએ હાઉસ સરજયન મીલ્સ તરીકે તુરત ઓળખ્યો. તેની પછવાડે બીજી કેટલીક નર્સો હસ્તી ખેલતી ટાહેલાં કરતી પસાર થતી હતી. પહેલેજ ઝટકે તેણીનેખી તે લોકની પછવાડે જવાનો શોખ થઇ આવ્યો અને ધીમે ધીમે તેણી તે લોકની પુઠેપુઠ ચાલી.

તે બધાંઓ ડાકટર મીલ્સ સાથે વહાડકાપનાં ઓરડામાં દાખલ થયાં. ત્યાંની એક ટેબલપર એક નાની છોકરી પડેલી હતી. ડાકટર મીલ્સની હાજરી જોતાંજ તે બાળાએ રડવા માંડયું. પણ પેલી ગોલાબી છોકરીઓનાં ટોળાંની હસ્તીરમતી બોલીથી તે આખરે કંઇ નરમ પડી.

એક ખુણામાં ધુજતી ઉભેલી મીસીસ ફ્રાબ'સે જોયું કે કલોરોફ્રામ'ની મદદથી તે છોકરીએ આખરે પોતાની શુધ

ખોઇ દીધી અને ડાકટર મીલ્સનું ચળકતું હથીઆર તે ના
બાળાનાં પગપર ચાલવા માંડયું જે કામમાં મદદ આપતી.
નાજુક નર્સો હસ્તે ચહેરે રોકાયલીઓ હતી. પણ અરે ?

રોદાનાં સુંદર નામમાં ઉધરેલી તે નાજુક કોમલ હ
યાની છોકરીને વડે આય દેખાવ હતોજ નહીં, આય ભયંક
પળે તેણીએ પોતાને તદન સપડાઇ ગયલી જોઇ. તેણીે
ઇચ્છયું કે નજર ચુકાવી આય પળે તે બહાર નીકળી પ
પણ બીજાઓને તે લોકનાં જીવ સટોસટનાં કામમાં ખલ
કરવા તેણીનું જીગર ચાલ્યું નહી. તેણીએ પોતાનાં બે હા
આંખપર ઢાંકી દીધા કે તે ભયંકર વહાડકાપ તેણીનીં નાજુ
આંખો જોવા પામે નહી.

"સકસેસફુલ !" ડાકટર મીલ્સનો ઉપલો શબ્દ કાં
પડતાંજ તેણીએ પાછું ઉંચે જોયું. તો અરે !

તેજ પળે ડાકટર મીલ્સની નજર પણ તેણીપર પડી ગ
અને ફજેતની મારી તે છોકરીથી એક 'ઓ' થઇ ગયું કે
અવાજે તેણીને ત્યાં તદન જાહેર કરી દીધી.

"મીસીસ ફોબર્સ તમે આય બાબતમાં તદન ન
છેઓ. જયાં સુધી તમે ખમાઉ તબેહ નાં થાઓ નહીં ત્યાંસુ
આય વોર્ડ તમારે વરે છેજ નહીં અહીંનાં દેખાવો કઠ
છાતીનાં માણસોને ઢીલાં કરી નાંખેચ. તો તે તમે કેવી ર
જોઇ શકો." ડાકટર મીલ્સનાં ઉપલા શબ્દો સાંભળતાં
તેણીને ઘણું ખસ્યાણું લાગું.

"હું મારૂં દીલ ધાડું કરવાની કોશેશનેજ વડે અ
આવેલી પણ ડોકટર મીલ્સ મને લાગેચ કે આય બીજાઓ
માફક હુંબી તમારા કામમાં મદદ કરવાને પુરતી લા

છેઉં." તેણીએ હોઠો બીડી મકકમતાથી ટેક રાખતાં કહ્યું. અરે ગમે તેવું એકેક પછી ખમતાં પણ આય અપાર ખુબ-સુરતીની દીલજીત આંખો અને હોઠો અને ડોકનાં મરડાટલાંથી 'ખુશરો બહેરામ ખાનદાનનો ઉંચો ટેક હજુ ગયો હતો નહીં.

આય વીચીત્ર મકકમતાથી બોલાયલા શબ્દોપર તે જવાન ડાકટર સહેજ હસ્યો. "ઓલરાઇટ તમુને એટલી ખાત્રી છે તો મને કંઇ અડચણ નથી. કમ ઓન !" એકવાર ફરીથી તે ધસ્યા જતાં ટોળાં સાથે તે છોકરી હીંમતથી આગળ વધી.

અરે માણસાઇ જાતનાં દરેકે દરેક દુઃખો તેની નાજુક આંખોએ તેણીને જોવા પડયાં. જે આંખોએ આજ સુધી રંગીન ચળકતી બાજુઓ જોઇ સદા ચૅંમન કીધેલું, તેજ આંખોએ કેવા કેવા દેખાવો તેણીનાં મગજમાં રજુ કીધા ઓ કેટલું ખમવાનું! બાળકોનું દયાજનક રડવું. સ્ત્રીઓની હરૂદભેદક ચીચ્યારીઓ અને મરદોનાં દુઃખ માટેનાં હાયસોરા સાંભળતાં તેણીએ પોતાનાં દુઃખી મનને ફરી ફરીથી પુછ્યું કે કોણ વધારે ખમતું હતું ? એમીલી જેવાં દુઃખીઓ કે આય કપાતાં રીબતાં નાચારો કે કે તેણી પોતે ?

——:o:——

## પ્રકરણ ૬૪ મું.

—:o:—

"મીસીસ ફોબર્સ આજે હું તમુને એક સીરીયસ કેસ સોંપવા માંગુચ તમે તે કરી શકશો ?"

મીસ હેનરીયેટાના આય શકમંદ સવાલથી તે છોકરીએ દુઃખી દીલે ઉંચે જોયું.

"તમે દલગીર ના થાવો. હું તમારેથી તદન સંતોષ ામીચ." તે હવે વધારે નજદીક આવી, તે ગમગીન છોક-ોની રોનકદાર ખાંધપર પ્રીતથી હાથ મુકયો, "વહાલી તેં ાલે જે મારી આગળ તારા દીલનો ભેદ કહયો, અરે જે યા ભરી હકીકત તેં મારી આગળ રજુ કીધી તે સાંભળ્યા છી સારી રાત હું ઉંઘાઇ નથી. ખેર મારી વહાલી, એક ારસી લેડી તરીકેની તારી આવી અથાગ હીંમતથી હું માકીન થાઉંચ. તેં મને ચાહી જે વીશ્વાસ મારીપર મુકયોચ. ેા બદલો હું તુંને મારી શરોચશમથી વાળી આપશ."

તે છોકરીએ ઝળઝળતી આંખોએ એક ઉપકારી નજર બાનુપર ઉંચકી "હું નકકી માનુંચ મીસ હેનરીયેટા કે મો જેટલા માયાળુ હું જવલેજ બીજું કોઇ મેળવી શકશ. મુને મારી અવલથી તે આખર સુધીની હકીકત કહેતાં ારી છાતીપરનો મોટો ભાર જાણે કાલનો ઉંચકઇ ગયલો . ને હવે હું મારૂં કામ કરવા તદન તઇયાર છેઉં. બોલો મે કહેલો કેસ કેટલાં નંબરનો છે.

"નંબર ૪૪."

"થેંકયું, હું તે મોટી ખુશીથી બજાવશ." અને મંગથી કુદતી તે છોકરી ત્યાંથી એક પલકમાં ગેબ થઇ ગઇ.

\+ + + +

એક ખુબસુરત સ્ત્રી છુટા બાલોમાં ખુશ ઉંઘમાં પડેલી તી. તે શાંત એકાંત ઓરડામાં દાખલ થતાંજ મીસીસ ાબર્સ બબડી.

"હા, એજ નંબર ૪૪!" તેણીને આપ ઉંઘમાં પડેલા ાકાર તરફ કુદરતી ખેંચાણ થયું. તે હલકે નરમ પગલે

નજદીક ગઇ હા, લગાર ખ્યાલી ઉંઘમાં તે સ્ત્રી કંઇ બડબડતી હતી. પણ જેવો તેણીની આંખપર તે નર્સનો વાંકો વળેલો ઓળો પડયો કે તેણી જાગી ઉઠી.

"કોણ? શું મારો જેક પાછો આયો?" તેણીએ ફાટે ડોળે સહેજવાર જોઇ પાછી ફોર મરડી. "અરે નહીં તે મને છોડી ગયો હવે કાંહથી આવતો'તો? ઓ નર્સ મહેરબાની કરીને મને કંઇ પાઇ દેઓ, દયા કરો ને મારી જીંદગીનો છેડો લાવો. ઓ લોડેનમનો એકજ મજબુત ડોઝ આપો ને આય આફતભરી દુન્યાથી મને છોડવો. અરે હું જીવનાર તો નથીજ તાહરે મને વેહલીજ મારી નાખો."

"શાંત થાવ મીસીસ વીનસેંટ તાજુ દુઃખ આપુંને ઘણું ભારી લાગેચ પણ વખત તે સઉ વીસરાવશે" મીસીસ ફોબર્સે રાખેતાંના મીઠા ધીમા બલકે તેણીનાં કાનમાં દીલાસાનાં સખુન રેડવા માંડયા, "તમે જીવો ને પાછળથી હમણાંનો તમારો બેહુંદો વીચાર યાદ કરતાં તેમજ હસશો. ઘણાં દુઃખીઓ મનપર કાબુ રાખવાથી સુખી થયલાં છે."

"અરે નહીં નહીં તમારી શીખામણ તદન બચ્ચાં જેવી છે. તે કોઇ મારા નાના દરદીને વડે રાખી મુકો તે મારા જેવી એક દુઃખી સ્ત્રીને વડે તદન ફોકટની છે."

"વહાલાં મીસીસ વીનસેંટ, ધીરાં પડો, તમે શાંને વરે એટલી જુવાન નાની ઉમરમાં આવી ખુબસુરતી સાથે મરવા માંગોચ? એમ ના કરો."

"બસ-બસ જીગરને જીવ ગણો ને મને કેહો કે જીવ વગર એક માણુસ જીવી શકે કે?" તે ઘણી ઉશ્કેરાતી બોલતી હતી. તે માયાળુ નર્સે તેણીનાં ભીના ગાલપર માયાભરી એક

કીસ લીધી. હા તેણીને લાગ્યું કે આવા દરદીનું દુઃખ તેણી જેટલું પીછાણી શકતી તેટલું કોઇ પારખી શકતે નહીં.

"વહાલાં, દુન્યામાં એવાં ઘણા દુખો છે જે એ પ્યારનાં દુઃખો કરતાં ઘણાંજ બદતર છે, હજાર ઘણાં ભારી છે, તો તેબી બીચારાં ઘણાંકો જીવાને સેહવેચ કેની? તમે જરા કઠણ મન કરીને—"

"ઓ તમે કેટલાં ઘાતકી છેઓ! તમો શુખમાં રહેલા જીવો મારૂં દુઃખ કેમ કલ્પી શકો?" તે દરદીએ એક ડચકાં સાથે ફરીથી કોરવાલી, જે જોઇ તે છોકરીએ એક લાંબો દમ ખેંચ્યો.

"નર્સ મને કહોની, તમે મારી દયા ખાઓચની?" જાણે શું એક યાદ આવ્યું હોય તેમ તે બાનુ પાછી ફરી.

"હું તમારે વડે ઘણીજ દુઃખી છેઉં. તમારૂં દુઃખ હું બીજાંઓ કરતાં ઘણી સારી રીતે સમજુચ પણ તમુને મોત આપવા કરતાં હું તમુને શાંતી આપવાની મારેથી બનતી કોશેશ કરશ."

"કદી નહી! કદી નહી! મરવા વગર હું શાંત થનાર નથી."

તે નર્સ હવે ગભરાઇ આય ઉશકેરાયલા દરદીને હવે કેવી રીતે શાંત કરવું, તે તેણીને ઘણું મુશકેલ લાગ્યું.

તુરતજ તેણીને કંઇ યાદ આવ્યું. પાસેની ટીપોયપડથી તે દોડતી જઇ એક દોઝ લઇ આવી.

વહાલાં મીસીસ વીનસેંટ ડાહયાં થાઓ ને મહેરબાની કરી એટલો દોઝ લઇ લેઓ!' એક બચ્ચાં માફક પટાવતા તેણીએ મીઠાસથી કહયું.

તરતનીજ નીસોસ પડેલી તે બાનુએ ઝડપમાં તે ડોઝ ગળી લીધો. અને બીજી પાંચ મીનીટમાં તો તે ઝનુની આંખો ધીમે ધીમે મીચાઇ એક ખુશ શાંત ઉંઘમા તેણી પડી.

મીસીસ ફ્રોબ્સ આય અસરથી ઘણી ખુશી થઇ ગઇ હા, સઉથી આય પહેલોજ એક સીરીયસ કેસ તેણીને હવાલે સોંપાયલો હતો. જેમાં પોતાની સમજણ વાપરતા ફ-તેહ મલેલી જોઇ તે ખુશ થતી હલકે પગલે બહાર નીકળેલી ગેલેરીપર જઇ ઉભી.

ફુવારાના પાણી ધીમે ધીમે વડી ખુશ દેખાવ અને લીલોતરીમાં વધારો કરતાં હતાં. તેણીએ પાછું ફરી એક નજર ફરીથી તે દરદીપર ટાંકી. હા, હજુગી તેણી ભર ઉંઘમાં ઉંઘતી પડેલી હતી.

બસ તેણીનું મગજ શાંત થયું. એક ખુરસી ખેંચી તે આય સુંદર ફુકતો ફુવારો ટીકતી ધમ્મ કરતી બેઠી.

દશેક મીનીટ વચમાં ધીમે ધીમે પસાર થઇ ગઇ.

હા, તેણીની સુંદર આંખો અર્ધી ખ્યાલી ઉંઘમાં વીંચાઇ ચુકી હતી. નજદીકના એક થાંભલાને અડેલી ગેલેરીના કટેરાપર પોતાનું ડોનકદાર માથું નાંખી દઇ સુંદર સફેદ કમાનદાર હાથ બહાર ઝુલતો નાખી તેણી અધકચરી ઉંઘમાં ઉંઘતી હતી.

અરેરે એ અર્ધી ઉંઘમાં શાંત નહી હતી!

તે ખ્યાલી ઉંઘમાં પણ લવજીનો વહાલો આકાર તેની આંખ સામે ભમતો હતો. જાણે એ ઉંઘમાંબી તેણી પોતાના બીમાર દરદીને તપાસતીજ હોય તેમ થાકેલી નસોસ જેવી પડી હતી. પણ તેટલાં તેણીએ શું જોયું?

અર્ધી ઉંધમાં જાણે તેણીને લાગ્યું કે તેણીની પીઠે આવેલું તે ઓરડાનું બારણું ધીમેથી ઘણોજ આસ્તેથી ઉઘડયું અને તે બાનુ સાથે એક બીજોબી આકાર અંદર દાખલ થયો.

ઓ તે આકાર કોણનો?

ડાકટર લવજી વોલેસનો હા, તેનોજ!

બેઉ જણા ટો પર ચાલતાં નરમ ધીમે પગલે અંદર ચાલી આવ્યો ને વાંકી વળી તે ઉંઘતાં દરદીને તપાસ્યું ને પછી તેટલીજ ચુપકીદીથી તેણીની પોતાની નજદીક આયા.

"ગરીબ બીચારી! તદન થાકીને સુઇ ગઇચ." મીસ હેનરીએટાનો મીઠો સરોદ તેણીને કાને પડયો. એમીલીનાં કેસનાં ઉજાગરાની પંદર રાતોથી એ તદન થાકી ગઇચ."

આય બોલવું કાન દઇ સાંભળતો જવાન હા તેજ!

તેણીને લાગુ કે એક મોટી ચીસ પાડી તે જાગી ઉઠે પણ નહી કોઇ જાતનું દબાણુ તેણીને જાગતી કે બોલતી અટકાવી રાખતું હતું.

બીજી થોડીક સેકંડ અને એક જીવતોડ કોશેશથી તે ભડકી ઉઠી તો—અરે!

કોઇબી નહી!

ઓરડો જેવો ને તેવો શાંત! દરદી જેવું ને તેવું ઉંઘતુ—બારણું જેવી ને તેવીજ રીતે અકેકપર બંધ!

તેણીનો દમ ઠપકવા લાગો. તેણીને લાગું કે જાણે લોહી એકદમ બંધાઇ જતું હતું.

હા મારી ઘેરાયલી જીંદગી ત્યારે હજુ ખલાસ નથી થઇ. અરે આવા પારકા મુલકની પારકી જગામાં આવી દલ-

દેશ્વરી સાથેબી હજુ તે મારી સાથેનો સાથેજ છે ! ઓ લવ-લવ આજે જેમ મેં તુને મારી નજદીક આંખોને જીવતો જોયો તેમ ઓ હું કહારે તુંને મારી જાગતી આંખે જોવશ અરે તે છોકરીએ તે ગબબી પડેલાં આંસુઓ નુછી નાખ્યાં અને નીકળી પડતાં ડચકાં અટકાવવા મોઢે રૂમાલનો ડુચો વાળ્યો. આય જીવતી આંખે તેને ઉંડા ગારમાં પડતો જોયો આય જીવતા કાને તેણી ભયંકાર છેલ્લી ચીચારી સાંભળી. હવે-હવે તેને હું જીવતો કાંહથી જોવાની ? ઓ ખેદા મારા ઘેલા ગાંડા વીચારોમાંથી તું મને બચાવ ! તે એક ધીમો સાહદ તેને કાને પડયો.

"અરે કોઇ છેઓ કે ? નર્સ તમે કાંહ ગયા ?" તે દરદીને જાગી ઉઠેલું જાણતાંજ તે તેણીની નજદીક ગઇ ને તેની કલ્પાંત ને ગમ વીસરાવતાં ફરીથી એકવાર તેણી પોતાનું ગમખવાર દુઃખ ભુલી ગઇ !

## પ્રકરણ ૬૫ મું.

—:o:—

આજે મીસીસ વીનસેંટના કેસનો ચાર્જ લેવાને એક આખું અઠવાડયું પસાર થઇ ચુકું. પણ હજુ આય દરદીની હાલત સુધરેલી દેખાતી નહી. આજે મીસીસ ફ્રેમ્સ કંઇક વધારે ઉદાસ ચહેરે તે ઉંઘતાં બીમારથી થોડેક દુર બેસી "પારસી" પેપર વાંચતી હતી.

થોડાક વાર તેણીએ તે ફેરવી ફેરવી શાંતીથી વાંચ્યું. પણ અંચીતું તેણીના ખુલ્લાં ગળામાંથી એક નીર્દોશ ડચકું

નીકળી પડયું. હા, ફરી ફરીથી તેણીએ તે લંબાણુ ફકરો ધારી ધારીને વાંચ્યો.

ને આખરે તે પત્રને પટકી નાંખી તે છોકરી લાગટ પા કલાક સુધી દયાજનક રડતું રડી ખરેખર હજુ તેણી ઘણો વાર રડતે. પણ તેટલાં દરદીની ખબર લેવા મીસ હેનરીયેટા તે અલગું બારણું ઉઘાડી અંદર દાખલ થઇ.

"મીસીસ ફ્રોમ્સ વળી એ શું ચેડાં ?" તેણીએ અચરતીથી તે ડચકાં ખેંચતી છોકરીને મીઠાસથી પુછ્યું.

"કંઇ નહી. ફકત મારી કમનસીબી !"

"ઘણુંજ દલગીરીભર્યું કે હજુ તમે દુખમાં સુખ છે તે બરાબર સમજતાં શીખ્યાં નથી !"

"મારા વહાલા મને કહો કે વળી આજે દુઃખી થવાનું તમુને શું કારણ મળ્યું ?" તે મીઠી બાનુ તેણીની પાસે ગોઠવાઇ અને તે રડતી છોકરીનું શેપદાર માથું પોતાના પેટમાં દાબ્યું.

આય જાતની દીલસોજીથી તે છોકરીથી વધારે ખુલાસાથી રડી પડાયું.

"મેહેરબાની કરીને શાંત થાઓ. તમે મને તમારી હકીકત બધી તો કહીચ ત્યારે આજે નવું શું બન્યું તેબી મને કેહો. જુવો આપણે એક બીમારના ઘણા જોખમભર્યા ઓરડામાં છઇયે. ડાકટર વેલમેન જો આવી રીતે મને હમણાં જોય તો ખરેખર તેવણુ મારાપર ઘણા ગુસ્સે થાય."

તે છોકરી ચોંકી !

ડાકટર વેલમેન તે વરી કોણ ! આજ સુધી એ નામ

તો તેણીએ સાંભળેલુંજ નહીં. અરે તે દહાડે મીસ હેનરીએટા સાથે સ્વપ્નામાં જોયલો આકાર તેજ ડાકટર વેલમેન તો નહી હોય !

નહી નહી તે છોકરીએ ડોકું ફેરવી નાખ્યું. કદાચ જરાક જેટલાં મળતાપણાથી લાંબે વખતે તેનાં ઘેરાયલાં મગજને એમ છેતર્યું હોય. તેણીના હોઠમાંથી તે સવાલ પુછવા માટેના નીકળતા શબ્દો પાછા અટકી પડયા.

"માઇ ડીયર ગર્લ તું મને તારી દલગીરીનું કારણ નહી કેહવા માગતી હોય તો જેવી તારી મરજી." તેણીને તદનજ ચુપ બેઠેલી જોઇ મીસ હેનરીયેટાએ ફરીથી કહયું. પણ મને આજે આઠેક દહાડા થયાં તારામાં મોટો ફેરફાર લાગેચ. તુંને કંઇ કશાનો શોક લાગો હોય તેમ લાગેચ."

"મારાં દયાળુ મીસ હેનરીયેટા, મહેરબાની કરીને આટલું વાંચો ને મને કેહો કે મારૂં દુઃખ કેતું ભારી છે!" તેણીએ ધ્રુજતે હાથે એક કકરો ટાંકતાં તે પેપર તે બાનુંનાં હાથમાં મુકયું.

મીસ હેનરીયેટાએ તે કકરો ઘણી ગમખ્વારીથી વાંચ્યો.

## એક પારસી શેઠયાની સહેલગાહ.

જાણીતા સખીવજુદ શેઠ ફીરોઝ ખુશરો બહેરામનાં કુટુંબમાં બનેલા અકેક પછીના નહી ધારેલા બનાવથી એ વૃધ્ધ ભલા ગ્રહસ્થની તબીયતપર કંઇક માઠી અસર થવા પામીચ કે જેનાં સુધારા માટે ડા૦ જેન કીન્સતી ખાસ દેખરેખ નીચે આવતી કાલે ઉપડતી સ્ટીમર ધી ફેરીમાં લેવન પેરીસ ઉપડી જનાર છે.

એવણુની કંપનીમાં આપણા વખણાયલા બેરીસ્ટર મી૦ દારા એસબરનર અને મીસ મોરીસ પણ છે.

અલબત આય વાંચતાં તે ભલી બાનુનો જીવ ઘણો ગમગીન થયો. મુરબ્બી તોલનાં માસાની આય ખબર તેણીની છાતીમાં ખુંટી બેઠી છતાં તેણીએ કાંઇક હસ્તે ચહેરે કહયું. "મીસીસ ફ્રેબર્સ, તમે તો જબરાં નાદાન દેખું. તમારા પપા તબીયતનાં સુધારાને વડે પેરીસ ગયા એ તો ઘણું ખુશી થવા જોગ છે તેમાં એટલુ રડવા તતરવાનું શાનું?"

"પણ મીસ હેનરીયેટા મને કંઇ એકજ વાતનું દુઃખ નથી. મને ઘણી ઘણી યાદો રડાવેચ! એકવાર પાછું તે છોકરીનું મન થયું કે વહાલી હેતાળુ બાનુને પટાવીને પુછે કે તે દહાડે તેણી તે ઓરડામા આવી હતી કે નહી? પણ જો તેમ નહી હોય તો! એક એવા ચકડોળ વીચારની સ્થીતી માટે તેણીની કેવી હસી થાય?

"મીસીસ ફ્રેબર્સ આજથી મીસીસ વીનસેંટનો ચાર્જ હું મીસ માયરને આપુંચ ને તમુને રીલીવ કરવા માગુચ." તે બાનુએ માયાથી કહયું. "મારો વીચાર છે કે આઠ દહાડા ચાલુ તમે તમારા ઓરડામાં આસાયેશ લેઓ. તમારેથી એમ લાગટ કેસીસો લેવાઇ નહી શકાય."

"નહી નહીં, ખુદા ખાતર દયા કરો. હું મારા ઓરડામાં પડી રહેવશ તો જરૂર આવા વીચારો સાથે હું મેડ થઇ જવશ. હું મારા કામમાં મારો ઘણો ગમ ભુલી શકુંચ."

તે છોકરીની બહોંસ આગળ મીસ હેનરીયેટા નાચાર થઇ ને પુરતો દીલાસો આપી તે વીદાય થઇ.

બેએક દહાડા તો જેમ તેમ કરી ગબડયા. પણ હવે તે છોકરીથી પોતાથીજ વધારે વખત ટકાયું નહી. દીલને નાતવાન કરતી ચાલુ ધીમી તાપ મનને બેચેન કરવા લાગી.

દરેકની સમજાવટ છતાં તે છોકરીએ હજુરબી મીસીસ વીનસેંટનો ચાર્જ છોડવા સાફ ના પાડી. તે કેસને પોતે પોતાને હાથે તદન સાજો કરી એક બીજો જીવ બચાવવાને થએલા ઉમંગથી તે છોકરી રાત અને દીસ એક કરતી કદી બીસી નહી.

પણ હા, આજે ફરજનું માર્યું તેણીને બીછાણે જવું પડયું અને તેબી કેવું ?

મોત અને જીવતનું !!

\+ + + +

મોત જીવતની માંદગી સહેવતી તે સુંદર છોકરી પવનમાં પણ તેજ માનીતા આકારને વાંકો વળી તેણીને તપાસતો જોતી ! તાપની જુમમાં પણ તેણીને એમજ લાગતું કે તે તદન નજદીક ઉભો રહી તેણીને જીવાડવાની કોશેશ કરતો ! અરેરે અવારનવાર તેણી તેને નાડ પકડી તપાસતો પુકારી ઉઠતી ! હાથો પહોળા કરી તે વહાલા જવાનને પકડવા ઇચ્છતી ! પણ અફસોસ ! સુધીમાં આવતાં તેણી એટલુંજ બડબડતી કે—

"તે તો ગીયો ! સદાનો ગીયો !!



## પ્રકરણ ૬૬ સું.

—:o:—

લાગત ચાર અઠવાડયાં સુધી તે ભયંકાર બીમારી સેહવતી મીસીસ ફ્રોબ્સ બીછાણે પડી રહી.

હવે તેણીને કોનવેલેસન્ટ વોર્ડમાં ખસેડવામાં આવી, જયાં બીછાણે પડી પડી વહી ગયલું સુખી નાનપણ યાદ

કરતી તે હવે વારંવાર એકવાર પાછી 'રોહા-વીલા'માં જઇ પપા ડીયરને મલવાના સુખી ખ્યાલોમાં મશગુલ રેહતી.

ધીમે ધીમે એકવાર પાછી તે ખુબસુરત છોકરી દરેકને ખુશી કરતી પાછી ટટાર થઇ.

"મીસ હેનરીયેટા હવે મને મારૂં કામ લેવાની રજા આપો." એક દહાડે તે બાનુને મળતાંજ તેણીએ કગરીને કહયું, "મને તો એમ પડી રેહવા બીલકુલ નહીં ગમતું !"

"માઇ ડીયર ગર્લ હજુ તું બરાબર નથી. ડાકટર વેલમેન હજુ તમુને એક આખું વીક આસાએશમાં રાખવાની સખત ભલામણ કરી ગીયાચ."

"ડાકટર વેલમેન? તેવણ કોણ?" તેણીએ આતુરતાથી ડોળા ચહડાવી પુછયું.

"તેવણ આય 'ધી એસકવીથ ઓસ્પીતલ'ના 'ફાઉનડર છે."

"ફાઉનડર તો તમે ડાકટર એસકવીથને કહેતાં'તાં!"

"હા પણ" તે બાનુ અહીં એક સેકંડ ગુંચવાઇ, પણ પછી પોતાના નાના રૂમાલે મોહડું લુછતાં તેણીએ કહયું," ડાકટર વેલમેનની આય ઓસ્પીટલ તરફની એટલી તો કાળજી અને મહેનત છે કે ડાકટર વેલમેનને આએ ઓસ્પીટલ તરફની એટલી તો કાળજી અને મેહનત છે કે ડા૦ અસકવીથની દુરની દીલસોજી કરતાં તે ઘણીજ ઉપ્યોગી છે અને તેથાં કેટલાંક લોકો ડા૦ વેલમેનને એક ફાઉનડર તરીકે ગણેચ." એવણ એક અતી માયાળુ ને ઉમરાવી દીલના ગ્રહસ્થ છે."

•

"પણ મેં તો આટલા વાંબા સોહવાસ છતાં હજુર એવણુને જોયાજ નથી."

"એમ બોલાયચ કે એવણ જેવા બાહોશ ફીઝીશયન હાલમાં બીજા કોઇ નથી." જાણે તે છોકરીનું બોલવું સાંભ-ળ્યુજ નહીં હોય તેમ તેણીએ પોતાનુંજ ચલાવ્યું. હમણાં બીલકુલ મતફેર વગર એવણ એક સઉથી હોશીયાર ડાકટરમાં ખપેચ, દરેક દરદો બીજા ડોકટરો કરતાં જુદાજ ખાસ એવ-ણુની અકકલના ઉપાયોથી એવણ સાજાં કરેચ."

"એટલાં બધા હુસ્યાર છે?"

"ઘણાજ બરાબર બોલું તો તમારી ભયંકર માંદગી-માંથી તમુને પાછાં જીવાડનારગી એવણ ડાકટર વેલમેન પોતેજ છે.

"શું! તેવણ મારી સીકનેસમાં અવતા'તા?"

"હાસ્તો! જાંહસુધી તમે બેશુધીમાં પવનમાં ઉતાં તાંહ સુધી એવણ તમારો આગળ આખી આખી રાત ખડે પગે ઉભેલા. પણ જયારથી તમે શુધીમાં આયાં ને કેસ હોપલેસ-પરથી સુધરવા લાગો કે તમારો ચાર્જ ડાકટર મીલ્સને સોંપ-પવામાં આવ્યો ને તેમાંથીબી તમો રીકવર થયાં કે તમારો હવાલો મારે માથે આવ્યો ને ખોદાના શુક્રાના કે તમુને ફરીથી હસતાં રમતાં જોતી હું આં તમારી સાંબે ઉભીચ."

"થેંકયુ મીસ હેનરીયેટા, મારી તરફ તમે કેટલાં બધાં કાઇનડ છેઓ."

"મારા કરતાં ડાકટર વેલમેનનો આભાર તમુને પહેલો માનવો જોઇએ. અહીંના એક મરચંટની દીકરીનો કેસ તદન હાથથી ગીયેલો બધા ડાકટરોએ તે છોડી દીધો ત્યારે છેક

છેલ્લી ઘડીએ એવણે જઇ તેને જીવાડી. હા મરતીને પાછી જીવાડી—આજે તે એક ઘણી તનદરોસ્ત ને સુખી છોકરી છે તેમજ તમેબી મોતમાંથી ઉઠવાને વરે એવણુનાજ આભારી છેઓ." ખરા જુસ્સાની વખાણ કરતાં તે બાનુ એવી તો મોહક લાગતી કે મીસીસ ફ્રોબસેં એક પળ જાણે તેણીને જોયાજ કીધી.

પણ પછી તેણીએ એક નીસાસો ખેંચ્યો.

"મીસ હેનરીયેટા કદાચ દુન્યાની નજરે હું તેવણુની આભારી હોવશ પણ હું પોતે મારી મરજીથી તેવણુનો આભાર માની શકતી નથી."

"કાંય ?"

"કારણ મારી જીંદગી મને જરાકબી વહાલી નથી કે તેના બચાવનારાપર હું ખુશી થાઉં."

"અરે મીસીસ ફ્રોબસં, તમારી જીંદગી બચાવવા ડાકટર વેલમેને જેવી રીતે દહાડા ને રાત એક કીધાં તેવી રીતે મેં કોઇ દહાડો એવણુને જીવતોડ મહેનત કરતાં જોયા નથી. એ શું દેખાડેચ એજ કે તેવણુને તમારી જુવાન જીંદગી ઘણી કામની લાગી હોશે."

તે છોકરી ત્તદન ચુપંજ બેસી રહી જેથી તે બાનુએ પાછું ચલાવ્યું.

"જો કે અમીર ને ફકીર બધાંને તેવણુનું ત્રીટમેંટ એકજ સરખા જુસ્સાથી મલેચ છતાં મારે વરે એવણે પુશકલ કાળજી બતાવીચ. આય ઓરપીટલમાંજ એવણુ પોતાની જીંદગીનું સુખ સમજેચ. ડાકટર વેલમેનનું બીજું નામ ચેરીટી કહો તો ચાલે."

આટલી બધી વખાણુ લાયકનો એક ગ્રહસ્થ જેને તેણુ જીંદગીભરની આભારી બની ચુકી હતી તેને એક વાર પોતાની આંખે જોવાનું હવે તે છોકરીનું મન લલચાયું.

"પણુ મેં તેવણુને આટલા બધા વખતમાં જોયા કેમ નહી?" તેણીએ એકવાર પાછો તેજ સવાલ પુછયો.

"તે તો કોણુ જાણે, પણુ તેવણુ હંમેશ કાંઇ આખી ઓરપીટલ ફરતા નથી. જયાં એવણુની જરૂર હોય ત્યાંજ પોતાની હાજરી આપી એવણુ ચાલી જાયચ. બાકીનું કામ ડાકટર મીસ્સ પુરૂં કરેચ.

"મારી તરફ એટલા બધા કાલજીવંતા છે તો તેવણુને મોહડે મોહડું મલી ઉપકાર માનવા મને ઘણું ગમશે. જો તમે મારી એટલી મરજી તેવણુને મલી જણુાવશો તો હું ઘણી ખુશી થવશ."

એ પળ તે બાનુ ઠસ થઇ ગઇ તેણીએ તે ખુબસુરત છોકરીનો ફગલતો ચહેરો ટીકયો.

"ઠીક છે! આવતી કાલનો દહાડો ડાકટર વેલમેનનોજ તે હું તે તક લઇ તમારી ઇચ્છા એવણુનેજ જણુાવશ." એટલું બોલી કંઇક મકકમતાથી પોતાના રાતા હોઠો બીડી તે ત્યાંથી સટકી ગઇ.

× × × × ×

બીજો આખો દહાડો પસાર થઇ ચુકો. ડોળા તાણુતાં તાણુતાં આખરે દીવાબી તો થયા.

"આજે તો મને ડાકટર વેલમેનને મળવાની ને ઉપકાર માનવાની તક નહી મલી," મીસ હેનરીયેટાને મલતાંજ મીસીસ ફોબસે જણુાવ્યું.

તે બાનુએ એક નીરાશીનો દમ ખેંચ્યો.

"કાંય તમે કાંઇ દલગીર દેખાઓચ? કંઇ નહીં. જો તમે તમારા કામમાં મારી ઇચ્છા તેવણને જણાવતાં ભુલી ગયાં હોવો તો નેવર માઇંડ બીજી વખત એટલું વાદ રાખી જણાવશો તો મહેરબાની!"

"નહીં નહીં તમો ધારોચ તેટલી બધી બેદરકાર હું તમારી તરફ નથી." તે બાનુએ કંઇક નખાઇ જતા અવાજે જણાવ્યું "મીસીસ ફોબસ મેં તો એવણ જેવા આવ્યા તેવીજ મારી ઇચ્છા જણાવી પણ–પણ–એવણે તેને વરે તમારી માફ માંગવા મને જણાવ્યુંચ."

"માફ! શાને વરે" મોટી અજાયબીથી તે છોક-રીએ પુછ્યું.

"તે તો હું પોતેબી નથી જાણતી. પણ મને લાગેચ કે એવણની તબીયત આજે બરાબર નહીં હતી."

"ઘણુંજ દલગીરીભર્યું. પણ મારી મુલાકાત લેનાં એવણને કંઇ ઘણું ખોટી થવું નહીં પડતે. છતાં અહીં વેર આવી ગીયા તો મનેબી ખુશી કરતે."

તે બાનુએ આય છોકરી ગમ બે પળ જોયું. અરેરે આવી ગયા હોતે તે બોલતી હતી પણ તે થવું કેટલું બધું મુશકેલ હતું તેનું તે છોકરીને કયાંથી ભાન હોય?

"મેં તમારી મુલાકાત લેવા તેવણને કહયું કે તેવણ કંઇક કંઇક નહીં નહીં આજે તેવણની તબીયતજ બીલકુલ બગડેલી હતી. તેવણ સફેદ સફેદ થઇ ગીયા. તેવણના હાથમાનાં ધ્રુજતા રૂમાલથી મેં પારખ્યું કે તેવણનો દમ તે વખત ઘણો જલદી ચાલતો'તો" ખાસ કંઇક સંસારો કરવાજ તે બાનુએ

આય હકીકત તે છોકરી આગળ રજુ કીધી. પણ અરે જે બીના કદી ધારી નહીં શકાય તેનો શક તે મુવેલાં નીરાશ જીગરને કેવી રીતે સન્જમત કરી શકે ?

"ચાલો કંઇ નહીં, હું બીજી વખતે એવણને મળશ." તેણીએ તદનજ બેદરકારીથી માથું ધુણાવ્યું.

એ આખાં અઠવાડયાંઓ વહી ગીયાં પણ હજુ ડાકટર વેલમેન તેણીને મળવા આવ્યો નહીં. જો કે તે છોકરી કોઇબી રીતે તે મુલાકાત માટ આતુર કે અધીરી તો હતીજ નહીં. છતાં એક માણુસનો ઉપકાર માનવાની રીતમાં પછાત પડવા તેણીને ગમતું નહીં.

એક વખત પાછી તેણીએ મીસ હેનરીયેટાને પકડી.

"કેમ મીસ હેનરીયેટા, પેલા તમારા ડાકટર વેલમેન હજુ મારી મુલાકાતે આવ્યાજ કરેચ કે ? હું ઘણીજ દલગીર છેઉં કે મારી તરફ તેવણ એટલા બધા બેદરકાર બનેચ."

"મીસીસ ફોબસ ધીરાં પડો. હવે બનતી પહેલી તકે તેવણ તમુને મળવા આવનાર છે."

કેટલી સહેલાઇથી તે બાનુ આય વાકય બોલી ગઇ. પણ અરે! તેની જોખમદારી સમજતાં તેણીનું નાનું દીલ ઘણા જોરાવર ઠોકાથી ધપકતું હતું.

—:o:—

## પ્રકરણ ૬૭ મું.

—:o:—

ધી એસકવીથ હોસ્પીટલનો એક ખાસ ભપકાદાર ઓરડો તેના સ્થાપક ડાકટર એસકવીદને વરે ખાસ રાખી

મુકવામાં આવ્યો હતો. અલબત ડાકટર એસકવીથ ઓરપીટલમાં ઘણુાજ કવચીત આવતા હતા છતાં એટલી તો ખાત્રીજ હતી કે આય ભલો બુઢ્ઢો તબીબ પે સફેદ લાંબી દહાડી નીચેનાં ઉંચા દયાળુ દીલગુરદાથી ઓરપીટલ માટે દુરથી પુશકળ કાળજી ધરાવતો હતો.

તેવણુના તે ખાસ ઓરડામાં ફકત બેજ જણને રજા હતી. પહેલું તો ઓરપીટલપર તનમન અર્પણ ડાકટર વેલમેન અને બીજું મહેનતું મીસ હેનરીયેટા.

ઓરડાની વચ્ચો વચ્ચની ગંધાર જેવી રાઉંડ સી ઓલ્ડ ફેશન્ડ ટેબલપર પોતાની વીચારવંતી દપે બેઠેલા વેલમેનને એકકી ટગરે ટીકતી તે ખુબસુરત મીસ હેનરી થોડાંક કદમે દુર ઉભી રહી, દેખઇતી રીતે કંઇ તકરાર દીસતી હતી.

ખરેખર કાળા સુટમાં લગાર અપ-ટુ-ડેટ સાજમાં થયલા તે જવાનનો સુંદર બાલના ખુબસુરત કલીન ચહેરાપર આટલી હદ સુધીના ગમગીની જોતાં તે બાનુ દીલે દુઃખી હતી.

"વારૂં તમે બધી વાત પડતી મુકો ને મને કહે તમારો છેવટનો વીચાર શું છે?" જાણે આય દુઃખી હાલ તે જવાનને હવે વધારે વખત તે જોઇ શકતી નહીં હોય તેણીએ મીઠાસથી પુછયું.

"મારો વીચાર એજ છે કે એને તમે મારી નજ દુર કરો," તે જવાને કંઇક નાખુશીથી પોતાનું ધુણાવી મુકયું. "બસ હવે એ તદન સારી થઇચ વાસ્તે

કેથે ચેંજપર મોકલવાને બહાને એને આય મારી જગેથી દુર કરો."

"એ તમે શું બોલોચ ? જે ચીજને તમારો જીવ આટલો કીમતી માને તેજ ચીજને તમો દુર કરવા માગોચ. જે રાત દીસની તમારી ખડેપગેની મહેનતને મારાં દીલમાં તો કંઇક ખુશાલી આપેલી નહીં. નહીં, તમારા દીલમાં રોપાયલુંબી કદી નાબુદ થશે નહીં."

"એટલે તમે શાનીપરથી ઘડી ઘડી એમ બોલોચ ?" તેને પોતાનાં નેણુ ફેરવી નાખ્યાં ને તે બાનુ તરફ સખત ચીલ્લો ચઢાવ્યો. "બધું વહી ગીયું, બધું ખલાસ થઇ ચુકું, બધી કસોટી થઇ ચુકી. હું એક માણસ છેઉં. કંઇ હેવાંન નથી. એક વખતનું છેતરાયલું આદમી ફરીથી કદીબી છેતરાશે નહીં."

તે ઝનુનથી બોલતા શખસ તરફ તેણી દીલસોઝ આંખે ટીકતી હતી. "ત્યારે મેં તમુને આટલું આટલું સમજાવ્યું તે બધું ફોકટ ગીયું," તેણીએ અતી મીઠાસથી તેને નરમ પાડતે સાહદે કહયું.

"ચચ-ચચ-ચચ-તમે નકામી બ્રીફ શું કામ લેઓચ મેં જે નક્કી ઠેરાવ કીધોચ તે હવે કદાબી હવે ફરશે નહીં પાછી હાથ આવેલી જીંદગી હું હવે વેચનાર નથી !" તેણે પોતાના ટેકવેલા હાથે પોતાની બંને આંખો ઢાંકી દીધી.

"ત્યારે તે બીચારી અધીરી છોકરીને તમે એકબી વખત મલશો નહીં કે ?"

"કદી નહીં." તેને એકદમ ઉંચે જોયું. આહ તે

આંખમાંથી ખુલ્લો તુચ્છકાર દીસી આવતો હતો. "મારેથી બનશે ત્યાં સુધી તો કદી નહીંજ!"

"તમે ઘણાજ સખત થાઓચ, એ સારૂ નથી!"

"હા, જેને મને એ શીક્ષણ આપ્યુંચ તેની સાથે મને તેવીજ રીતે વરતવું જોઇએ. બસ એક વારની મારી ઉંઘડેલી આંખોને ફરીથી હું આંધળી કરવા માગતો નથી. સબુર કરો મને સાંભરી લેઓ. મારો વીચાર એજ છે કે આય ઓસ્પીટલની દરેક બાબદમાં તમે મને મદદ કરતા આયાચ તો આય બાબદબી ઓસ્પીટલની આબાદીને લગતીજ છે, કારણ એમ ઉંદર બીલાડીની નાહસ ભાગ ચાલુ રાખવાની મારી મરજી નથી. હું જોવશ કે હવે જે ઘડીએ જાહેર થઇ જવા તેને મને જોવીજ પડશે તો યાદ રાખજો કે હું તેને જોવા કરતાં અહીંથી સદાનો દુર થવશ, જેમ દુન્યાની નજરમાં હું નાબુદ થયોચ તેમ તમારી નજરથીબી સદાનો જવશ"

"શું તમે જતા રેહશો? હમેશનાં?"

"અલબત હમેશનો!"

"ઓ નહીં! ખુદા ખાતર તેમ ના કરતા. ડાકટર વેલમેન તમારી બાહોશ સંગત છોડવા હું તઇયાર નથી."

"કારણ?"

"કારણ તમારી દોસ્તીમાં હું સુખી છું!" તેણીએ નીચી નજરે જવાબ વાળ્યો. મારા મહેરબાન દોસ્ત, તમારાં સુખ ખાતર—તમારાં સુખની આશામાં હું દરેક ચીજ કરવા ખુશી છેઉં, તેણીએ ઉભરાતી છાતીએ કહ્યું——

"હા, હું તે બધું સમજુંચ" તે જવાને પોતાનો ચહેરો ઘસડીને નુછયો. "તમે ઘણા એક વચની અને માયાળુ

છેઓ. હા શીરીન ત્યાં સુધી તું એક નાલાયક—અરે તદન નાલાયક છોકરીને તારી જીંદગીનાં સુખને ભોગે તું કદીબી બચાવતે નહીં," તે સહેજ થોભ્યો. "ખરેખર તમે એક ઘણુંજ ઉમદા દીલ ધરાવોચ. હજુબી ખુદા દયા કરે ને તમે સુખી થાવો એજ મારી દર પળની દુઆ છે."

તે બાનુનું જીગર આય એક સઉથી વહાલા જવાનની આટલી ઉંચી સરટીફીકેટથી બાગબાગ થઇ રહયું.

"હવે મને જવું જોઇએ."

"જો તમે મારૂં થોડું બોલવું વધારે નહીં સમજો ?" તે ઉભા થયલા જવાનનો કમાનદાર સફેદ હાથ કગલતે ચહેરે ધરતાં તેણીએ માગી લીધું.

"તમે સારો દહાડો બોલ્યા કરો તો મને સાંભળવાનો કંટાળો નથી. ફક્ત એકજ જીવની વાત દુન્યામાં મને તદન દુખી બનાવી મુકેચ!" તેણે મોહડું ફેરવ્યું.

"તમે મને આટલું ઉંચું મત આપોચ. ઓસ્પીટલ માટેની મારી સલાહને વરે વખાણ કરોચ, તો મારા બોલવામાંબી તમુને કંઇક વજુદ માનવાનું કારણ સમજવું જોઇએ. હું બોલું ?"

"બોલો."

"મેં તમારી આગળ એ છોકરીનાં કમનસીબની લીટીએ લીટીએ જણાવીચ. તમારી ગેરહાજરીના દરેક બનાવો મેં તમુને કહયાચ. એકેક પછીના કેવા ભયંકર સંજોગો આવી ગીયા ને તેમાંથી કેવી હાલતે છુટી તે પણ જણાવ્યુંચ. હવે તમે હમણાનો મામલો તો તમારી ખુદ નજરે તમે જોવોચ. શહેર, ઘેર, સગાંવહાલાં, સુખ, આરામ, દરેક ચીજ તેના

જેવો એક જવાન જીવ આવી ખુબસુરતી છતાં તજી આવે તો તે બધું તપાસતાં તમે એટલું દુલ્લું દીલ દેખાડી તમારૂં ઉન્તમ સુખ પાછું નહીં મેલવો ?"

"માફ કરો ! ખુદા ખાતર માફ કરો !" તેણીના હાથમાં પકડાયલો પોતાનો હાથ કંઇક ગુસ્સાના ફફડાતથી તેને ખેંચી લાધો.

"મીસ હેનરીયેટા ટુંકમાં સમજી જાઓ કે કદીબી બને નહીં તેવી નકામી વાતમાં હું આપરો કીમતી વખત રોકવા નથી માગતો ! હું જાઉંચ."

"મને કહો હું તેને શું જવાબ આપું ?" એકવાર તેને તેણીએ પાછો રોકયો. "તેનાં રોજના એકજ જાતના સવાલને હું હવે કેમ ઉડાઉં ?"

"તે કામ મારૂં નથી. પણ એટલી મહેરબાની કરો." તે બોલ્યો. હા, આય વખત તેના ચહેરાની લીટીએ લીટીએ તે ફગલતો ચહેરો ધસી આવતો હતો. "મીસ હેનરીયેટા, એટલી મહેરબાની કરજો ને એને કોઇબી બહાને આય આપણાં મકાનમાંથી બહાર કાઢો. એની ગેરહાજરીથી—અરે એનાં ગયાથી મારાં કચડાઇ જતાં મગજને ઘણી રાહત મલશે."

"આય તમારી રીત મને જરા થઇને ગમતી નથી, પણ શું કરૂં તમારી એટલી બધી ગુંચવણ મને તેમ કરવાની ફરજ પાડશે ?"

જાણે આય જવાબે તેને કેટલો બધો ખુશી કીધો હોય તેમ એક ઉપકારી નજર તે બાનુપર લંબાવી તે ત્યાંથી ઝપાટામાં ચાલી ગીયો.

"અરેરે મારી બધી આશા ભ્રષ્ટ !" તેના જવા સાથેજ તે દયાળુ બાનુએ એક હાય મારી. જે જીવની ફક્ત હાજરી એને એટલી બધી દુઃખી કરેચ તો તો પછી આખું ભવીશ તેની સાથે કેમ ચાલે. હવે તે બનવું ઘણું મુશકેલ છે.

તેણી ત્યાંથી મીસીસ ફોબસના ઓરડા તરફ ચાલી ગઇ !

---:o:---

## પ્રકરણ ૬૮ મું.

---:o:---

## એક પારસી શેઠયાની હઠીલી માંદગી.

"શેઠ ફીરોઝ ખુશરો બહેરામ જેઓ પોતાના થનારા જમાપ મી૦ દારાં ઓશબરનર સાથે તબયતના સુધારા માટે થોડુંક પર પેરીસ સીધર્યાં હુતા તેઓ નધારેલી બગડેલી તબીયતથી અંચીતા મુંબઇ પાછા ફર્યા છે.

કાબેલ ડાકતરોનું કેહવું છે કે મીસ રોહાબે ખુશરો બહેરામનાં ના પસંદ પગલાંથી જે ફટકો આ શેઠને લાગોચ તે વીસરવો તેવણ માટે ઘણો મુશકેલ થઇ પડયોચ. પોતાના વૃધ્ધ પીતાની શાંતી ખાતર હજુબી કઇ એવો બનાવ બને ને એકવાર એ બાપ બેટી સાથે મલે એવું અમારૂં ખરાં દીલનું ચાહવું છે !"

"ઓ કેવી ગજબ ભરી ને શરમાવનારી ખબર !" તે ફીકકા ધરૂજતા હોઠોમાંથી એટલાજ શબ્દો બહાર પડયા. તે ખાનગી ઓરડામાં આ તેની દયાજનક હાલત જોવા બીજું કોઇ હતું નહીં. પોતાના વહાલા બાપની આય લગભગ મોત જેવી ખબરથી તેણીની છાતી ફાટી ફાટી જતી હતી.

"અરે ખુદા શું આ જનમ મારે માથે મોતનાં કલંક

બગાડવાનોજ લેખ લખ્યોચ, મારો વહાલો લવ તો હાથ મુવો પણ ઘરડા બાપનાં મોતને વરેબી હુંજ જો દાર?" તે ડચકાં ખાવા લાગી. "મારૂં કેવું મન થાયર તે વ્હાલો ચેહરો પાછો હું જઇને જોઉં પણ અરે આય શરમભર્યું મોહડું હું કેમ બતાઉં? નહીં—નહીં. મારા ડીયરને ખાતર હું અહીં બેડી બેડીજ દુવા ચહાવશ પાછી તો હું મરતાં જવાની નથી.

"કાંહથી જવાના?" મીસ હેનરાયેટાનો મીઠો સાહ અટડતાંજ તે છોકરીએ ગમખવારીથી ઉંચે જોયું "ઃ મીસીસ ફોબસ, વળી એ શું નાદાની? તમારી ત સુધારવા અમે તરેહવાર કર્યે ને તમે એમ બચ્ચાં સહી કહાડી પાછી ને પાછી તે બગાડોચ."

"ખુદા ખાતર મારો વાંક ના કાહડો. મારીપર ના થાઓ, આય વાંચો ને મને કહો કે આય દુન્યામ મારે વરે કીયું દુઃખ બાકી છે?"

તે બાનુએ તે પેપર લીધું અને વાંચ્યું.

અફસોસ! તે બેટી તો ખુલ્લાં મને રડીને દીલ કરતી હતી પણ આયજ મીસ હેનરીયેતાને તે. જુદા મુરબ્બી માટે વીલાપ કરવાની કયાં છુટ હતી, એક તે મીઠા મહેરબાન 'માસાજી' માટે તે બાનુનાં દીલમાં લાગણી જોશ કરી રહી. તેણી પાસેની એક ખુરસીપર ગઇ અને વીચારથી તેણીનું નાનું મગજ તપી આવ્યું.

અરે ખુદા! આય છોકરીનાં પાછા ઘરે ફરવાથી મોટો ફાયદો છે, તે મનથી પતપતી. ડોકટર વેલમેનને થશે. તે સહીસલામત હાથમાં જવાથી મનેબી નીરાંત

ને સઉથી અગતનું તો ફીરોઝશાહને જીંદગી મલશે. પણ મોકલવી કેમ?

"મીસીસ ફોર્બસ તમે રડો ના, રડવાતી કંઇ વળવાનું નથી. જોવ સમજો, મને તો સામટી રીતે લેતાં એમજ લાગેચ કે એક બાપને ખાતર દીકરીએ કોઇબી રીતે પોતાનો ભોગ આપવો જોઇએ."

"એટલે તમે શું મતલબથી બોલોચ–મને ખુલ્લું કેહો?"

"મારી નતલબ એજ છે કે તમે તમારે ઘેર સીધારો તો દરેક રીતે સારૂં છે, આખાં ભવીશના તમે નચીત થઇ જશો."

"એ, તમે શું કેહોચ મીસ હેનરીયેટા, એમ કદીબી બને? જે ઘેર હું લગનને દહાડે કેવી નામોશી સાથે છોડી આવી તેજ ઠેકાણે તેજ લોકોચાં તમે મને પાછી જવા કેહોચ? અરે તમારેથી તે બોલી શકાય પણ મારેથી તે બનવાય નહીં."

"એક થોડા વખતની શરમને ખાતર તમે હમેશનાં એક બાપ વગરનાં થવા તઇયાર થાવોચ કે? સમજો. તમારી મરજી વીરૂધ તમોને સોસાયટીમાં કે પારકાં લોકોમાં કોણ બોલાવવાની જબરી કરવાનું છે? શાંતીથી વીચાર કરો. તમુનેબી એમજ લાગશે કે ઘેર ગયલુંજ ઘણું સારૂં છે."

તે છોકરી થોડોકવાર ચુપકીદીમાં રડી. તે બાનુને લાગું કે આય આંસુઓ કદાચ પસ્તાવાના હોય અને મામલો બદલાયબી ખરો.

પણ નહી તે છોકરી હવે શાંત મને તડી થઇ.

"મીસ હેનરીયેટા, મારી વાત સાંભળો. તમે મને મારાં કુટુંબમાં પાછી જવા કેહોચ. પણ તેમ કદી–કદી–કદી બનશે

નહી. મારૂં ગળું કપાવવા હું રાજી થવશ પણ હું પાછી તો કદીબી 'વીલા'માં જવાની નથી. તમો મારા પપા ડીયરને ખાતર મને મોકલવા માગોચ પણ મને લાગેચ કે–કે એક ખુની દીકરીને જોવા કરતાં તેવણુ તેના વગર વધારે સુખી હોશે. અરે, આય ખુની હાથોથી હું મારા વહાલા પપાને ગળે વળગવા માંગતી નથી. બસ મારી સાચ્ચી ભલી જોશભરી દુવાઓ હું અહીં બેઠી બેઠીજ તેવણને પુગાડશ. પણ તે છતાં જો મારા અહીંના વસવાટથી તમુને કાંઇ અડચણ હોય, જો તમે કંઇ નારાજ હોવો તો ખરે હું અહીંથી જવા તઇયાર છેઉં. જો કે દુન્યામાં હું કયાં જવશ ને કીયે ખુણે પડશ તે મને માલમ નથી."

તે ડચકાં ખાતી છોકરીને સદા પોતાને ટોટે બાંધવાનો દીલાસો આપવા તે બાનું કંઇ બોલવા માંગતી પણ ડોકટર વેલમેનની યાદથી તેના ગળામાં કાચકી બંધાઇ જતી તે એકબી દીલાસાનો સખુન બોલી શકી નહી!

"કંઇ નહી મારો ખોદા મારી સાથે છે. તમારાં જેવાં માયાળુ જીવો કંઇ ઘડી ઘડી મલતાં નથી, છતાં કંઇ નહી તમુને કોઇબી રીતે નાખુશ કરવા હું માંગતી નથી. જો મારા જવાથી તમે ખુશી થતાં હોય તો હવે હું તદન સારી કાની છેઉં. મુસાફરીને વરે લાયક છેઉ મને કહો હું જાઉં?"

તે ભલી બાનુની છાતીમાં મોટો ભુક પકડી આવ્યો. તે પોતે તેણીને જતી મુકવા કયાં રાજી હતી? દુન્યામાં કોઇના બી છતર વગર તે તેણીને કયાં જતી મુકે?

મીસીસ ફોર્બસ, તમે અમથા તમારા મનમાં ઓછું ના લાવો. તમે શેર જવા રાજી નથી તો મારીબી કંઇ જબરી

નથી. ખુદા ખાતર કદીબી એમ ના ધારતાં કે તમારી હાજરી મને દલગીર કરેચ–તેથી ઉલટું તમુને જોવાથી મારી આંખને ઘણી ટાઢક મલેચ. ચાલો, હું જઇ આઉંચ તેટલાં આરામ કરો.

આહા ! આટલી ઉંડી દીલસોજી પછી કીયું દુખ ઓછું નહીં થાય. ખરેખર મીસીસ ફોર્બસને એ દીલાસાથી મોટી રાહત મલી.

———:o:———

## પ્રકરણ ૬૯ મું.

—:o:—

એકસીડંટ વોર્ડનાં નંબર ૩ વાળાં બીછાણાં આગળ આજે મીસીસ ફોર્બસ ઘણીજ ઉમંગથી નર્સીંગ કરતી હતી તેટલાં મીસ હેનરીયેટા દોડતી દોડમી ત્યાં આવી લાગી.

"અરે તઇયાર થાઓ તઇયાર થાઓ." તે ઘણીજ ઝડપથી કંઇ ખુશાલીના ઉભરાથી બોલતી હતી. "મીસીસ ફોર્બસ તઇયાર થાઓ, હમણાં ડાકટર વેલમેન આ વોર્ડમાં ફરવા આવવા નીકલેચ."

ને હજુ તો તે છોકરી ગભરાટથી કંઇ વધારે પુછે તે અગાઉ તો તે બાનુ પાછી ત્યાંથી ગુમ થઇ ગેઇ.

"આહ આહ આખરે ત્યારે એક તક મલી ખરી" તેણી બબડી, જો કે કશીબી અધીરઇ કે આતુરતા તેનાં દીલમાં હતી નહી. છતાં રીતી અને મર્યાદા ખાતર તે ગ્રહસ્થનો આભાર માનવા તેણી તઇયાર થઇ રહી. એકેએક મોટે વખ-

ણાતા તે ભલા તબીબને આજે જોવાને વડે તે પોતાની આંખો ચમકાવતી હવે ઉલટમંદ બની રહી.

પાંચ મીનીટ–

દસ મીનીટ–

અને પા કલાક.

પણ હજુ કોઇ મલે નહી. જે ઉતાવલથી મીસ હેનરીયેટા જણાવી ગેઇ હતી, તે વખત તેણીને લાગ્યું કે હવે વહી ગીયો હતો.

તે છોકરી આતુર આંખોએ જોતી સહેજ બારણા નજદીક આવી પણ એ ગ્રહસ્થને જોવાને બદલે તેણીએ એક હાંફતીહુફતી નર્સને કંઇ પુછતાં જોઇ.

"શું છે, શાની એટલી હાંફેચ. કે કોઇ નવો કેસ આયોચ શું ?"

"નહીં–નહી. તેવું કંઇ નથી પણ મીસ હેનરીયેટાની આયા લુશી અહીં છે ?"

"નહી, અહી તે આવીજ નથી, પણ મીસ કુક, ડાકટર વેલમેન હજુ ઓસ્પીટલમાં છે કે ?" તેણીએ આતુરતાથી સવાલ કીધો.

"નહીં તેવણ તો ગીયા. ને જરાક કંઇ તકરાર થયલી લાગેચ ?" બે ડગલાં નજદીક આવી તે કાનાશોરીની શોખીન છોકરીએ સહેજ હસતાં તેણીના કાનમાં કહયું, "ડાકટર વેલમેનને મીસ હેનરીયેટા વચ્ચે કંઇ વધેરાયલું લાગેચ !"

"શું ! જરા ખુલ્લું કેહો. શાને વરે તકરાર થઇ ? જો મને કેહો મીસ કુક, હું તમારી ઘણી આભારી થવશ."

"હું તમુને કેહું ?" તે પુછી આપું છોકરીએ બીહતે દીલે આસપાસ જોયું અને પછી તેણીના કાનમાં પડી ચલાવ્યું, "જોવ સમજો, મીસ હેનરીયેટાએ તમારી મુલાકાત લેવા ડાકટર વેલમેનને સમજાવ્યું પણ તેમણે તેમ કરવા સાફ ના પાડી. ત્યાર પછી કોઇબી રીતે તેવણને આય તમારા એકસીડંટ વોર્ડમાં લાવવાનું બહાનુ તેણીએ ડેસવ્યું, પણ તેવણ તુરત એવણની મતલબ પામી ગીયા ને પુષકળ ચીરડાયા. ઓ મીસીસ ફોર્બસ, અમારા ભલા ડોકટરને મેં કોઇ દહાડોબી એટલા બધા ગુસ્સે થતા જોયલા નહી. તેવણ ઘણાજ ઝનુનથી બોલ્યા કે "તમે મને કહેવા શું માંગોચ ? હું તેની આગળ આવવા નથી માંગતો. તેની મુલાકાત મને કદી લેવી નથી."

અરે તે છોકરીનું દીલ કંપારીઓથી ધુજી રહયું હતું. અરે તેને લાગુ કે તે ત્યાંજ પડી જઇ મરી જતી હતી. એ લોકને ખબર નહી કે હું પાસેના બેડ આગળજ ઉભી રહેલી. હું તાંહથી બહાર નીકળી પડી, પણ પછી એ લોકની તકરાર વધી ગયલી લાગેચ, કારણ ડાકટર વેલમેન પોતે ઘણા ઝડપમાં હંકરાવી ગીયાચ ને મીસ હેનરીયેટા પોતે પોતાના ખાનગી ઓરડામાં બીજાને ગીયાચ ને તેથીજ એવણના હુકમથી એવણની લુશીને બોલાવવા આવીચ." આટલું બોલી તે નાદાન છોકરી તયાંથી તુરત ચાલી ગેઇ. આય દુખી છોકરીને તેણીએ કેવા ઉંડા વીચારોમાં ડુબતી કીધી હતી તેનું તેણીને કયાંથી ભાન હોય ?

મીસીસ ફોર્બસ લગભગ અર્ધો કલાક તેજ સ્થીતીમાં સ્થંભ ઉભી રહી. એકજ સવાલપર મગજ ઘસીપીસી નાંખ્યું

ને તે એજ કે "ડાકટર વેલમનને તેણીને એટલી બધી તુચ્છ-કારવાનું શું કારણ મલ્યું હશે ?"

હા, અર્ધા કલાકની ચાલુ કોશેશ પછી અંચીતી તેણી ચોંકી. તેનો ફીકકો ચહેરો કહી આપતો હતો કે તેણીનું દીલ કેવી અભતથી ડોકાતું હતું.

"હા, હા, હવેજ હું સમજી. પેલી મારી સીકનેસમાં એવણ દહાડો ને રાત મારી માવજતમાં ઉભેલા તે વખતે જાંહ છે તાંહ મેં પવનની કસરમાં મારા ખુની હાથોનો કે તેવોજ કંઇ પાપી એકરાર કરી દીધેલો હોવો જોઇએ. હા બરાબર છે. મારા જેવી એક ખુની સ્ત્રીપર ખરેખર બધાએ થુકવું જોઇએ. લવ-લવ એકેક પછીના દરેકનો તુચ્છકાર હું તારાં ખુનની સજામાં ખમુચ.

આ મારા રહેવાના મકાનના સઉથી એક વડા માલેકનો તુચ્છકાર હું કેમ શાંખી શકું ? નહી નહી, હું મીસ હેનરી-યેટા આગળ જાઉંચ ને આય મકાન છોડવાની રજા ચાહુંચ."

——:o:——

## પ્રકરણ ૭૦ મું.

——:o:——

હા, મીસીસ ફોરબસને મળેલી વીગત તદન ખરી હતી. ભલી મીસ હેનરીયેટાએ એકવાર ફરીથી કોશેશ કીધી અને ફકત એકજવાર તે ગમગીન છોકરીની મુલાકાત લેવા તેણીએ ડાકટર વેલમેનને અરજ કીધી કે જે વાકય સાથેજ તે હમે-શનો શાંત તબીબ અજબ જુસ્સાથી ઉશકેરાયો.

લાગટ પા કલાકની જુસ્સાભરી તકરાર પછીના ડોકટર

વેલમેનનાં સઉથી છેલ્લા શખુનો એજ હતા કે,

"મીસ હેનરીયેટા, સંભાળજો આય બાબદની તકરાર આપરી વચ્ચે સાધારણ થવી નહી જોઇએ. હું પોતે હમણા છેઉ તેવોજ હમેશ રહેવા માગુંચ. તેથી આઠ દહાડાની અંદર જો એ છોકરીને તમે કેહેબી સદાની દુર નથી કીધી તો આઠ દહાડા પછી મને ફરીથી જોવાની તમારે કદીબી આશા રાખવી નહી."

આય ભયંકર શબ્દો સાંભળતાંજ તે ગરીબ ભલી બાનુથી એક ધીમી ચીસ પડાઇ ગઇ તે તુરત પોતાના ઓરડામાં જઇ ડેસ્કપર દુખી દીલે ગોઠવાઇ અને ઝપાટામાં એક ટુંક કાગળ ચીત્રી કહાડયું.

**મી૦ ગોદરેજ.**

ગેઇ તા૦ ૭ મીએ તમે હેદરાબાદની ઓસ્પીટાલમાં જે જીવની મુલાકાત લઇ ગયા તેની તરફથી આય કાગલ લખાયલું જાણજો.

જે જીવની શોધ ખાતર તમુને દુન્યા ઢુંડવાની રજા મળેલી તેજ જીવ તમે આવી ગયલે મકાને હાજર છે ને બીજા ફકત આઠજ દહાડા થોભનાર છે. ઘણું સમજાવવા છતાં પાછું ફરવા ફકત શરમને ખાતર ના કહેચ. વાસ્તે તમે–ફકત તમે એકલાજ–આવી પટાવી લઇ જશો તો જરૂર કબુલ થશે.

આવો ત્યારે એનીજ મુલાકાત લેજો. મને રોકતા નાં, કારણ મારી છુપાવેલી હાલત તમારી મારી સાથની મુલાકાતથી ખુલ્લી થઇ જવાની ધાસ્તી રહેશે.

"તમારી મુલાકાત લેનાર."

કાગળ પુરૂં થતાંજ મીસ કુકે મોકલેલી લુશી હાજર થઇ ને બીજી પાંચ મીનીટમાં તો તદન શાંત ચહેરે તે બાનુ એક સોફ્રાપર અઢેલી કંઇક વાંચતી પડી તેટલાં—

તે અલગું બારણું ઉઘડ્યું.

"મીસ હેનરીયેટા" ઉંબરપર અટકી ઉભી રહેલી મીસીસ ફોબસનાં ધીમા હાંકથી તેણીએ ડોકું ઉંચકયું—

"આવો, અંદર આવો. મનેબી તમુનેજ મલવાનું હતું."

તે છોકરી તાબેદારીથી તેણીની સામે ગોઠવાઇ.

"કેમ કંઇ આજે તમે તદન ફીકાં ફ્ચક–શું છે?"

"નહીં–મને કંઇજ નથી. હું તદન વેલ છેઉં ને મુસાફરીને માટે તદન તઇયાર છેઉં."

"હેં, એ વળી તમે શું બકોચ?" કંઇક અભતાયલે ચહેરે તેણીએ સવાલ કીધો,

"હું સમજુચ–મને લાગેચ કે ડોકટર વેલમેન અહીંની મારી હાજરીથી બીલકુલ નારાજ છે."

આય સીધાં વાકયથી તે સાચ્ચી બાનુએ કંઇબી ઠીંગડું માર્યાં વગર ચુપકીદીમાંજ મોઢું ફેરવ્યું.

"નહીં, મીસ હેનરીયેટા મારે લીધે તમુને જરાકબી દલગીરી થવાનું કારણ નથી. જેમ તે કીરતારે મને આય મથક અને આવો ભલો આશરો બતાવ્યો તેમ હવે પછીબી બતાવશે. જે મકાનનો ખુદ ધણીજ મારી હાજરી પસંદ નહી કરે તેનાં મકાનમાં હવે વધારે વાર થોભવામાં હું મોટી નામોશી માનુંચ. મારી બધી સામગ્રી તઇયાર છે. હું આજે સાંજેજ આય મકાન સદા સુધીનું છોડી જવાની તમારી પાસે રજા લેવા આવીચ.'

અત્યાર સુધી ચુપ બેઠેલી તે બાનુએ હવે એક ધીમો ખંખાર માર્યો. "હું પોતેબી નથી સમજતી કે એવણે એ વલણ શું કામ પકડી?"

"તમે નથી સમજતાં પણ હું તે બરાબર સમજુંચ. મારી કમબખત સીકનેસમાં મારો બે શુધીનો બકબકારોજ એ બધાનું મુળ છે. મારો પાપી એકરાર—અરે તે ભયંકાર ખુનની વાત એવણે તે વખતે સાંભળેલી હોવી જોઇએ. બાકી તે સીવાય બીજું હોય શું? મેં એવણને કોઇ દહાડે જોયાબી તો નથી તો મને ધીકકારવાનું એવણને શું કારણ મળી શકે?"

આય છોકરીનાં દયાજનક બોલવાપર તે બાનુએ મજબુત હોઠ પીસ્યા. તેની પાસે બોલવાનું ઘણું હતું પણ આજ તે કેમ બોલે?

"મીસીસ ફોર્બસ હું તમુને છોડવાને ઘણીજ નારાજ છેઉં પણ પણ મારૂં કંઇ ચાલતું નથી. હું તમુને જબરી કરી શકતી નથી."

"આહ તમારાં જેવાં માયાળુ શેઠાણી હું હવે કાંહ મેળવવાની છેઉં. તમે અત્યાર સુધીમાં મને તમારા ઉપકારોના બોજામાં એવી કચડી નાંખીચ કે તે બધાંનો બદલો હું કાંહ ને કેમ વાળવાની?" ઓ, કાલ પછી હવે આપણે પાછાં કાંહ મલશું?"

તે બેઉ નારોની આંખોમાંથી પતલી આંસુની ધારો ગબડી પડી. પાંચેક મીનીટની દુ:ખી પલો વીંત્યા પછી ઘણે ગમગીન અવાજે તે બાનુ બોલી.

"મીસીસ ફોર્બસ તમે જો એમ કબુલ કરોછ કે મેં તમારીપર ઘણાં ઉપકારો અને માયા બતાવીચ તો હવે છેક

જતી વખતે મને હમેશની છોડતી વખતે એક મારો સખુન નહી કબુલ રાખશો?"

"ઓ જરૂરજ મારા દીલોજાનથી."

"પ્રોમીસ!"

"હા પ્રોમીસ!"

"તાહરે મારો એટલો સખુન રાખોને આજને આજ મને છોડી જવાનું મુલતવી રાખો."

"અરે તમે શું બોલોચ?"

"હા એક આઠ દહાડા અહીં થોભી જાઓ. આજથી આઠમે દહાડે તમે બેલાશક તમારી મરજી પડે તાંહ જવાને તમે મુખત્યાર છેઓ."

"ઓ વહાલાં મીસ હેનરીયેટા, મને તમે કેવાં સખત ફરજ પાડોચ! હજુરબી મને અહીં રહેલી જાણી પેલા ડાકટર વેલમેન મારે વરે કેટલો હલકો વીચાર બાંધશે? પણ મારા પ્રોમીશથી હું બંધાઇ ચુકીચ. વારૂં ત્યારે મહેરબાની કરી એ આઠ દહાડાને વરે મને એક કેસ આપો જેથી મારૂં મન રોકાયલું રહે."

"જરૂર! નંબર ૧૨ માં હમણાંજ એક સખત દાઝી ગયલો કેસ આવેલો છે. હું ઇચ્છુચ કે એ મીસ મારટીનનો તમારો છેલ્લો કેશ સુધરી તમારા હાથને જસ મલે. સાહેબજી!

"સાહેબજી!"

ફક્ત આઠ દહાડાની પરોણીને સદાની છોડવાના દુઃખી ખ્યાલોમાં તે ખુબસુરત જતા આકારને જોતી મીસ હેનરીયેટા એકવાર પાછી આસુની ધારો વચ્ચે વીચારમાં ગુંચવાઇ ગેઇ.

આશાનું છેલ્લામાં છેલ્લું ટીપુબી તેણીની નરમ છાતીમાંથી સુકાઇ ગીયું હતું આય ખુબસુરત છોકરીના આખા ભવીશમાં તે બાનુને હવે એકબી સુખી વાદળી દેખાતી નથી. પણ—

અરે ભલી છોકરી ! એમ જો સહેલાઇથી ભવીષ દોરવાઇ શકાતું હોતે તો દુઃખ શાનું હતું ! ધીરી પડ. નહી ધારેલું જોવાનું આય તારી માંજરી–ચમકતી આંખોમાં જોવાનું છે.

અરેરે ! કદી નહી અનુભવેલું તારાં નાનકડાં જીગરને અનુભવવાનું છે ! !

——:•:——

## પ્રકરણ ૭૧ મું.

——:ં:——

ખરેખર મીસ મારટીનનાં કેસમાં ભેજાંપરના હદ વગરના બોજા સાથબી મીસીસ ફોબસે કંઇ અજબ ખડતલપણાંથી કામ કરતી હતી. તે ખાનગી ભયંકાર કામ એક પરમાથી અને લોકોથી લગભગ પુજાતા જેવા ગ્રહસ્થે જાણ્યું ને લગભગ કહાડી મુકવા જેવું શરમભર્યું નસીબમાં લખાયલું જોતાં તેણીનું જાણે જીવતાં જીવત મોત થઇ ચુકુ હતું. દરેક જણ તેણીને પલેપલ અને પગલે પગલે હસાવતાં બોલાવતાં ને વખાણતાં પણ આય છોકરી જાણે બસ બીલકુલ નહી હસવાનાં અને નહીં બોલવાના કસમ લઇ બેઠી હતી.

અરે હસવા બોલવા કયાંથી ગમે ?

બીજા આઠ દહાડામાં દુન્યાના કીયા ખુણામાં પડવાનું તેણીની સરજતમાં લખાયલું હશે. તે પોતે કેઇ તરફનો રસ્તો પકડશે. એ ભયાનક ખ્યાલોમાં રાત અને દીસ તેણીનું નાનું

નાજુક મગજ પીગલી જતું હતું છતાં આય મરતી નાની બાલાને જાણે બચાવીનેજ દુન્યામાં બહાર પડવા માંગતી હોય તેમ ઉંઘ, ભુખ, હસવું, બોલવું બધું તજી દઇ ખડે પગે લથડતી તબીઅતે તેણી જીવતોડ મહેનત કરતી હતી.

હા, ખરેખર છેક છેલ્લા કલાક સુધી તેણીએ તે કામ બજાવ્યું, કારણ આખરે એક જબરા મોટા ધડાકા સાથેજ તે છોકરી આખી ને આખી ભોંયપર ટુટી પડી.

યા ખુદા! ચાદર જેવા સફેદ પુણી ચહેરાએ માનીતી વહાલી નર્સને પડેલી જોતાંજ દરેક જણ અધીરાઇ ને આતુરતાથી આસપાસ ફરી વળ્યાં. જીવ નાખતી દોડી આવેલી મીસ હેનરીયેટાની ચમકતી ફીકરમંદ આંખોથી દરેક જણ તે ભલી બાનુની માયા પારખી ચુકયાં, દરેક જણ આય હવેના ચાર દહાડામાં સઉને છેલ્લી સલામ કરનારી સુંદર છોકરીની હદ વગરની દીલસોજીથી મેનીજ કરવા મંડયાં.

"ઓ, મીસ હેનરીયેટા, એવણની નાડી મળતી નથી, ખરે જલદી કાંઇ કરો." તેઓમાંની એકે ઝીણા અવાજે કહયું.

ફાટી જતાં મગજે તે બાનુંએ નાડ તપાસી. "અરે ગરીબ મારી—આઇમીન બીચારી મીસીસ ફોબ્સ!" તે બુબડી. તરતજ ડાકટર મીલ્સની મદદ લેવામાં આવી.

ડાકટર મીલ્સ, મીસ હેનરીયેટા અને દરેકે દરેક નર્સોની જીવતોડ મહેનતથી આખરે તે છોકરીએ ધીમે ધીમે દમ લેવા માંડયો.

પણ અફસોસ! ધીમે ધીમે દમ લેતી તે બીછાનામાં પહોડેલી સુંદર છોકરી અરે હજુરબી બેશુધ્ધ હાલતમાં એક સફેદ મીણનાં મુડદાં માફક પડેલી હતી! તે તાપથી ધકધકી

રહેલા બળતા હાથો પોતાના હાથમાં પકડી મોઠા સખુનો રેડતી તે ભલી બાનુ ઘણોવાર ઉભી. પણ અરે પાછી આવતી હુશીયારીનાં કશાંબી ચીન્હ જણાયાં નહીં, હા! હવે તેણી નાઠી.

ને બીજી ફક્ત દશજ મીનીટમાં મીસ હેનરીયેટા તરફથી થયલા ટેલીફોનનાં અરજંટ કોલથી ડાકટર વેલમેન હાંફતો હુંફતો તેણીના ખાનગી ઓરડામાં સામે આવી ઉભો.

તે સખત તકરાર પછીની આય પહેલ વહેલીજ મુલાકાત હતી.

રે ભલી બાનુ તારી તે શું તારીફ ગાઉં? જે જીવને ખાતર કદી નહીં પસંદ પડતી તકરાર ઉઠી રહેલી તેજ જીવને ખાતર ઇનસાફની વખતે કેવી જીવ સટોસટ હીમત તેણીએ ધરી હતી.

"કીયું નંબર?" લગાર ચહડેલા થોભરાથી તે જવાને સવાલ કીધો.

અરે તેણીની આંખમાંથી બોરબોર જેવાં આંસુઓ ગબડી પડ્યાં. તેણી ઝપાટામાં ઉઠી ઉભી થઇ દરવાજા આગળ ગઇ અને અંદરથી તે બંધ કીધો આ કદી નહીં ધારેલી વલણુ જોતાં તે તબીબ તદન હેરત રહયો.

"એ નવું વરી શું છે કંઇ કહેશો?". તેણે એક હાથ કમરે દઇ બીજે હાથ ટેબલે ટેકવી કંઇક ચેસ્ટાથી પુછ્યું.

અરે આંખમાં આંસુ સાથે તે ભલી બાનુ તે દમથી ઉભેલા જવાનનાં પગ આગળ ગુઠણુ મંડયે બેસી ગઇ.

"ઓ લવજી, લવજી, દયા કરો ને આય વખત તેને બચાવી મોટું પુન લેઓ! નહીં તો અરે જીવશો ત્યાં સુધી પસ્તાશો"

"એ તમે શું બોલોચ-કોણુને વરે બોલોચ?" જરાકબી દરકાર વગર બીલકુલ અંજાણુપણે તેણે સવાલ કીધો.

"હું તે-તેજ નર્સને વરે કહુંચ કે જે-જે-એ તમુને એક વખત તમારા જીવ કરતાં વહાલી હતી!"

"મહેરબાની કરીને લંબાણુ ના કરો." તેણે કચવાતથી પગ અફાળ્યો, "તેને શું છે જે?"

"અરે તે તદન બેશુધ્ધ પડેલી છે.

"છટ છટ એ દરદ તો એને તદન સાધારણુ છે મને શું કામ બોલાવ્યો? ડૉકટર મીલ્સની મદદ તમે કાંય નહી લીધી?" તે જાણે કેવોક કંટળાઇ ગયો હોય તેમ ધમ કરતો એક નજ-દીકના સોફાપર બેસી ગયો, "મહેરબાની કરીને ઉઠો મને તમારા એ કંટાળાથી ખુદા કાંહરે છોડવશે?" બેઉ કોણી ગુંઠણે ટેકવી બેઉ હથેળીમાં માથું નાખી તે ભોંયને ટીકતો ચુપ બેઠો.

"લવજી, ખુદા ખાતર એટલા કઠણુ ના થાઓ, અરેરે ખુનના ભારથી કચડાઇ જતાં મગજને શાંત કરવા તે એકેકા મરતા કેસોપર કેમ ને કેવી મહેનત લેતી'તી તે દરેક જોનારો આફ્રીનથી વખાણુતાં'તાં, અરે એક જીવના બદલામાં એણે ચાર મરતા જીવો બચાવ્યાચ ને છેલ્લો કેસબી તદન 'સુધાર્યા પછીજ તે ટુટી પડીચ."

"તે બીજા દશબી જીવો બચાવે પણુ જે ગયો તે પાછો કેમ આવે."

"અરે લવજી તમે કેવી કટોકટ વખતે તકરાર કરોચ જે પળો જાયચ તે ઘણી કીમતી છે તે કદીબી પાછી હાથ આવવાની નથી, જોજો ઘણા પસ્તાશો!"

"પસ્તાવા જેવું કંઇ રહયું નથી. તમારી મહેનત ને કાકલુદી પથ્થરપર પાણી છે. એક સ્ત્રીની બેસુધ્ધી ઘણી ઘણી તો થોડીક મીનીટ રહે પછી તે રૂખસદ લેચ." તે અતી કઠોર સાહદે ઉપલું બોલતો ટટાર થયો. તેના દયાળુ ચહેરાપર ઉંડી કઠોરતા તરી આવી હતી. "મીસ હેનરીયેટા, તમે એની આગળ જાવો એ હમણા તમારા જેવીજ સાજી ને તનદરોરસ્ત થઇ હોશે. સખત હઇયા ને સમાવનારૂં માણસબી સખત હોવું જોઇએ."

"અરે દયા કરો ને માનો. હું તમુને કેમ સમજાઉં. ઓ લવજી. મારા બોલથી કહુંચ તે મારૂં માન કે હા—આજે તે ખરેખર મરેચ. અરે, જે વખત જાયચ તેમાં તે મરેચ. હું તેને મરતી મુકીનેજ તમારી આગળ આવીચ." તે ખરા કકળાટથી બોલતી ઉભી રહેલી છોકરી ગમ તે જવાને પોતાની સુસ્ત આંખો ઉંચકી.

હા, તે છોકરીને લાગું કે તે કંઇ પુછવા માંગતો હતો, પણ અજબ, તે જદ થઇ ગયલા હોથોમાંથી તે શબ્દો બહાર નીકળી શકતા નહી.

"અરે મદદ કરો લવજી મદદ કરો. તમારી મદદની તેને ઘણી જરૂર છે ફકત આયજ વખત તેને બચાવો. અરે મારી વહાલી રોદા—ઓ તમારી એક વખતની એ માનીતી રોદાને એકજ વખત પાછી ઉઠાડો." તેણીએ તવળતે જીગરે તે જવાનનો સ્થીર પડેલો હાથ માનથી ઉંચકયો "અરે લવજી, મારી ગમ જોવ, મને કેહો તેમ તમારી રોદાને એક મુવેલી છોકરી તરીકે જોઇ શકશો, અરે તમે તે ખમી શકશો?"

હા, અંચીતો તે ફીક્કો મારી ગયલો ચહેરો ઉંચકાયો. તે ચમકતા ડોળાએ તે છોકરીને બે પળ ટીકી.

"શું ? તમે શું બોલ્યા ? શું તે ખરેખર મરેચ ?"

"ઓ હા, આ વખતે તે જરૂર આપુને છેલ્લી સલામ કરશે."

અરે એક તદ્દન છાકતા આદમીની કાની છલાંગ મારી તે જવાન ઉઠયો. દેખાઇતું હતું કે તેણીના છેલ્લા કઠોર શબ્દો તેનાં કાન ખમી શક્યા હતા નહીં.

"કદી નહી ! કદી નહી ! આપરે તેને બચાવશું. જલદી બોલો એ કાંહ છે ?"

"એ એનાં પોતાનાંજ રૂમમાં છે."

બસ, આય જવાબ સાથેજ તે એક છુટેલાં તીર માફક દોડયો. તે આખરે–તે ગંભીર શોકાતુર ઓરડાનાં ઉંબરપર આવી તે અટકયો.

"ઓ ડોકટર વેલમેન ગરીબ બીચારી મરેચ," તેને આવેલો જોતાંજ બે ત્રણ નર્સોએ સામટો ઉભરો કહાડયો.

"હા તમે એની એક વખત જીંદગી બચાવી તો ખુદા ખાતર એકવાર પાછી બચાવી આપો." મીસ હેનરીયેટાનાં આય સખુન સાથેજ તે ધીમે પગલે અંદર ચાલી આયો.

"તમુને આવી એક નાજુક કાયનાત ધરાવતી છોકરી પાસે આવું સખત વહીતરં કરાવવું નહીં હતું ?" તે ઠપકાથી બોલ્યો.

"અરે ડોકટર વેલમન, મીસ હેનરીયેટા શું કરે ?" એક છોકરીએ તે વડી બાનુની તરફેણ લીધી. "ગરીબ બીચારી

મીસીસ ફ્રોબ્સ એ બીચારી બસ મરવાજ માંગતી'તી ને મોત આયું."

તે જવાને ડોકું ફેરવી નાખ્યું. હા આય કઠોર શબ્દો તેનું નરમ બની ગયલું જીગર તામોશ કરી શકયું નહીં.

ફકત એકજ તેની આંખની ઇશારતથી તે વડી બાનુ તેની મતલબ સમજી ગઇ. તેણીએ તુરત દરેકને તે ઓરડામાંથી એકદમ વીદાય કીધાં.

તે એકજ ડગલું દુર તે બીછાણા આગળ ઉભો રહયો. અરે તે દેખાવ! મોત માટે પડેલી તે ખુબસુરતીને અદબવાલી ટીકતો તે જવાન જાણે પોતાની હસ્તી બીલકુલ ભુલી ગયો હતો, તેણે બે મીનીટ પોતાની જડ થઇ ગયલી આંખો મીચી દીધી. તેને લાગું કે જાણે ઓથ તે ટુટી પડતો હતો. હા એકજ ઝટકે તેણે તે કપસર પકડી લીધો.

"ઓહ વોનટેડ તું ડાઇ! શુંઉંઉંઉં! આવી જુવાની, આવી ખુબસુરતી સાથે. એ મરવા માંગે?" તે એક ઘેલાંની કાની તે છોકરીને ટીકતાં બબડયો.

"નહી ડોકટર વેલમેન તમો કોશેશ કરો. એ ખીલતી ગુલાબની કળીને આપુને બચાવવીજ જોઇએ," નખાઇ જતે અવાજે શીરીને ફગલી પડતાં કહયું.

"ઓહ ઇટ ઇઝનો કવેસ્ચન ઓફ ધેત," તેણે પોતાના બેઉ હાથો જોરથી મસલી નાખતાં માથું ધુણાવ્યું "એને મને બચાવવીજ જોઇએ, નહીં તો અરે આય મારા જનમપર ધુર પડજો." એક બે પળ તેણે તે મરતો ચહેરો નીહાળ્યો ને બીજી પળે તે તે બાનુ તરફ ફર્યો, "મીસ હેનરીયેટા પ્લીઝ, મને રોદાને જરા એકલુંજ જોવું જોઇશે,"

બીજીજ પળે કંઇક સંતોષી ચહેરે તે બાનુ એક હરણી માફક નાઠી ને તે શાંત ઓરડાનો દરવાજો ડોકટર વેલમેને ખડંગ કરતો બંધ કીધો.

અરેરે મીસ હેનરીયેટાની ભીતરની ઉછળતી ખુશાલીના ગમે તેવા ઠોકાઓ છતાં રોદા માટેની તેની ધાસ્તી જરાકબી દુર થઇ હતી નહી. તે બાનુ એક પહોરેગીરની માફક તે બારણાંની બહાર ખુદાની મુગી બંદગીમાં મશગુલ થતી એક બેઠકપર ઉંચે દમે બેઠી.



## પ્રકરણ ૭૨ સું.

—:o:—

આહાહા! એક સઉથી સુંદર વહાલા આકાર સાથે આખી દુન્યામાં સઉથી એક એકાંત ઓરડામાં એકવાર ફરીથી એકલો પડેલો જોતાંજ તે જવાન બારીમાંથી તપતા ખુરશેદને ઉપકારી આંખોએ નમ્યો.

અરે! તે સુંદર ધીમાં કીરણો તે મરતા ખુબસુરત ચહેરાને વધારે તેજીદાર ને વધારે ગંભીર બનાવતાં હતાં. તે તેનાં નીચાં બીછાણા આગળ ગુઠણપર પડયો. હા તે ભરાવદાર સુંદર બાલોપર તેણે એક વખત પાછો પોતાનો જીવતો હાથ ફેરવ્યો.

અરે! તે પ્યારી છોકરી મરતી હતી કે ઉંઘતી હતી? તે બંધ સ્થીર આંખો અને સફેદ મીઠા હોઠોને ઘેલી જેવી આંખોથી ટીકતો ગરમ ખરી પડતાં આંસુઓ સાથે તેણે તે

સફેદ બરફ જેવા ઠંડા હાથો પોતાનાં હાથમાં લઇ ઉછળતે જીગરે મસળવા માંડયાં.

"અરે! શું તદન મોડું થઇ ચુકું?" તે કંઇક બબડતો તે સ્થીર આકારપર વાંકો વળ્યો-તેના ફીકકા હોઠોપર પોતાનાં કાન ધર્યા.

અરે તે જવાન તબીએ નીરાશીનો એક આફતભર્યો દમ ખેંચ્યો. તે હવે તેણીનું તેણીનું હાર્ટ તપાસવા મંડયો. હા થોડીક સેકંડમાંજ તે પાછો ટટાર થયો.

"યસ થેંક હેવન, એ હજુર ચાલેચ." જેમ જેમ આશા લાગતી ગઇ તેમ તેમ તેણે મોટી ઉમંગથી મહેનત કરવા માંડી. તે પોતાના ઉપાયો ઉપર ઉપાયો અજમાવતા હવે અધીરો થઇ ગયો. તેનો ગંભીર ચહેરો આશાથી ખીલી રહયો આંસુઓ ખેરવતી ઠંડી આંખો કંઇક ખુશાલીના ચમકારાથી ચમકવા લાગી.

"ઓ, એ કાહરે જાગશે?" તે હવે બડબડવા લાગો. "જાગ, રોદા જાગ. ઓ ખોદા, મારા એ કીમતી જીવને બચાવજે." તે પાછો વાંકો વળ્યો.

"રોદા રોદા" તેણે એક ધીમો નરમ સાહદ માર્યો. કંઇજ નહી! જવાબ નહી કે કઇ હીલચાલ નહી!

બીજી બે પળે ને બીજીવારની કોશેશથી તેણે કાનપર પડી ધીમેથી કહયું "રોદા રોદા?"

નહી! જરાકબી અસર લાગી નહી!

બીજી આખી પાંચ મીનીટ તે થોભ્યો. તેણે તે સુંદર બાલો પ્રીતીથી પસવાર્યા અને ત્રીજીવાર તે ઉલટતી વાંકો

વળ્યો. આહ તે સુંદર ચહેરો તેણે બારીકીથી તપાસ્યો. આખરે મીઠા સરોદથી સહેજ મોટેથી તેણે હાંક મારી.

"રોદા રોદા! ખુદા ખાતર જાગ!"

તે અસર માટે ટીકતા જવાને આંખો ચમકાવી–અરે હા! તે મરતા ચહેરાએ અચીતો એક ચોકકસ ફીકકો રંગ પકડયો, જે તે જવાનની પ્રીતીવંતી આંખોએ ઝટ પારખ્યો. તે ઉલટમાં આવેલો જવાન વધારે આશાવંત બન્યો. વધારે ફેરફારની આશાથી તેણે ફરીથી અવાજ કીધો.

"રોદા!"

હા ખરી અસર હવે થઇ, તે ફીકકા સફેદઇ વાળા હોઠો રાતા બન્યા. તે સેહજ હીલ્યા તે બંધ પડેલી આંખો ધીરેથી ઉઘડી!

અરે! તે દેખાવ એક પાપણબી હીલવ્યા વગર એકી ટગરે બેધ્યાનપણે તેણી તે સામે ઉભેલા જવાનને ટીકતી હતી!

હા! ગમગીની તે ખુબસુરત ચહેરાપરથી નાબુદ થઇ ગઇ. તે સુસ્ત આંખોમાં ખુશાલી પ્રકાશી રહી ને તે દુખી ચહેરો સહેજ મલકાયો!

અરે કીયો લખનાર તે ચીત્ર વગર ખામીએ વર્ણવી શકે!

તે બેઉ જીવો પોતપોતાને ભુલી જઇ સ્થીરપણે એકમેકને ટીકતાં બેપળ બેધ્યાન બની રહયાં. હા! આખરે તે કમાનદાર નબળા હાથો હીલ્યા, "લવ શું તું મને પાછો મલ્યો?"

તે જવાને કશો જવાબ દીધો નહી. તેનેથી કંઇબી બોલી શકાયુંજ નહી. અરે તે જવાનના દીલમાં દર્યા ઉથલાઇ જતા હતા. તે સફેદ ઉચકાયલો હાથ તેણે પોતાની આંખમાં દાબ્યો, અને એક જોરાવર રડવું રડી પડયો.

આહ! સુકકા હાથોપર આંસુઓનો ભીનાસ લાગતાંજ બહેર મારેલા કાનોપર તે ડચકાંઓ પડતાજ તે અર્ધી જાગેલી છોકરીએ જાણે સાવધ થઇ હોય તેમ ડોળા ફાડી ઉંચે જોયું.

"ઓ લવ, આપણે કાંહ છઇયે? શું હું આખરે તાંહથી મરી ને તારી આગળ બહેસ્તમાં આવી! બોલની તે તુંજ છેની? પણ કાંય, તારી આંખમાં આંસુ કાંય?"

બસ જાણે આટલું બોલતાં તે છોકરી થાકી ગેઇ હોય તેમ પાછી નીસોસ પડી. લવજીએ જોયું તે હજુ પુરી સાવધ હતી નહિ. તે તેને હજુ મુવેલોજ ધારતી હતી. તે પાછી એકવાર તેની બાજુમાં લોથપોથ જેવી પડી હતી. તે જવાન ફરીથી ગભરાયો, રખે તેના જીવની નબળી પડેલી દોરી કોઇબી પલે તુટી જાય!

"રોદા રોદા, હું લવજી છેઉં, તું જાગ ને મારી સાથે વાત કર."

અહીં તે આંખો એકદમ ઉઘડી–આગલની દંડાઇ અને સુસ્તી તેમાં બીલકુલ હતી નહીં. તે ચહેરો સફેદઇપરથી ગોલાબી થઇ આયો!

"કોણ? મારો લવ? શું આપણે આખરે તાહરે પાછા મલ્યા? ઓહ–ગોડ, મને તારો ચહેરો બરાબર જોવા દે!" તે છોકરીએ પોતાની આંખો ચોળી નાખી, તેને ઘણોવાર ટીકયો, "ઓ કોઇ મને કેહોની–તેની તરફથી કંઇબી જવાબ નહી મળતાં તે બુમ પાડી ઉઠી. ઓ કોઇ બોલો કે હું ખરેખર મારા લવને મલુંચ કે સ્વપ્નો જોઉંચ?"

"રોદા" તેણે હવે તે ટવળતા હાથો પોતાના હાથમાં લીધા. તું શું હજુ સમજતી નથી? આપણે મુવેલાં નહી પણ

જીવતાં છઇયે-તું ને હું બેઉ આય દુન્યામાં પાછાં મલ્યાંચ!"

"જીવતાં?"

"હા."

"પણ તું લવ-તું તો પેલા-પેલા કુવામાં ડુબી ગીયો'તો!"

"નહીં હું, તાંહ મરી નહીં ગયેલો, મને સાંભળ, રોદા, એક ફરેસ્તાઇ ઉમદા જીવની બક્ષેસથી હું મરતો બચી ગયલો!"

તે છોકરી કંઇ ભયંકાર જંગલી રીતે ચોંકી ને ત્યાર પછીની તેની હાલત એક ખરી જીવતી છોકરીનો ચીતાર હતો.

"મરી નહીં ગેયલો! એ લવ તું જીવતો જાગતો ને તનદરોસ્ત! અરે મારી ખુવારી થયલી જીંદગીને આય કેવી ખુશાલી!" તે એક વીચીત્ર હસવું હસી પડી કે જે વલણુ જોતાં લવજી ખરે મને ગભરાયો.

"જા રોદા! તું એમ ઉશકેરાશે તો હું અહીંથી એકદમ જતો રહેવશ. એમ ઉસ્કેરઇને તું તારી તબીયત પાછી બગાડશે.

"નહી, નહી લવ" તે હવે શાંતીથી મલકાતે ચહેરે બોલી. "જયાં સુધી તું હવે મારી આગળ જીવતો છે તાંહ સુધી હું મરવાની નથી. પણ ખરૂં કેહુંચ કે એ કેમ બન્યું? આય આંખે તુને ગારમાં પડતાં જોયો, આય કાને તુને ચીસ પાડતાં સાંભળ્યો ને તું પાછો જીવતો કેમ-કેમ! અરે હું હવે મેડ થઇ જવશ!"

"ચપ જા, રોદા તારા જેવી એક મકકમ મનની છોકરી જેણે એક પહાડ જેવા માણસને પોતાની મકકમતાથી સદાનો-તે ગંધ મારતાં પાણીમાં કબરવાસ કરાવ્યો તેવી એક છોકરી-આટલી મારી હાજરીની નજીવી ખુશાલી ખમી નહી શકે?" તે

લગાર અલગ થઇ ઉભેલા જવાને કંઇક ઠઠ્ઠાની રીતીએ હસતાં કહ્યું.

અલબત દેખાઇનું હતું કે અત્યાર સુધીના પ્રીતીવંતા લવજી ડાકટરનાં ચહેરામાં આય બોલતાં સાથેનો કંઇક વીચીત્ર કડવાસ પંથરાઇ રહ્યો હતો.

"અરે લવ, તારો તાણો બંધ કર! તે બે પળની મુરખાઇથી, મેં મારૂં બધું ખોહી દીધુંચ. અરે તારા મુવા પછીની હુંબી જીવતી છતાં મુવેલીજ હતી. હાર્ટ, હોપ, લવ, લાઇફ, બધુ બધુ તજી દીધેલું, ઓ મારા ગીયે ભવના કેવાં કરમંક અરે!" તે છોકરીએ કમકમાટથી પોતાની આંખો ઢાંકી દીધી. "મેં તે ભયંકર પાણીને તારી ઉપર ફરી વળેલાં જીવતી આંખે જોયાં! ઓ લવ, ખુદા ખાતર કેહ કે તું જીવતો કેમ રહયો?

"જો તું શાંત રેહ અને વગર ઉશકેરણીએ મને સાંભલે તો હું તે કેહું."

"લવ જો તારી મરજી હોય તો હું તુને વચન આપુંચ, હું મેડ નહી થઇ જાઉં તેને ખાતર જલદી મને કેહ."

તે જવાને ગમગીન અને ગંભીર ચહેરે એક ખુરશી આગળ ખેંચી. તે પર બેઠક લીધી. તેની અત્યાર સુધીની વહાલભરી વલણ હવે તદન શાંત થઇ ચુકી હતી. જમીનને ટીકતો તે આખી પાંચ મીનીટ સુધી ચુપ બેઠો. જેટલો વખત તે છોકરીબી ઉંચા કાને લગાર શાંત મને તે સમજવા આતુર થઇ રહી.

અરે મેલાપની પહેલી પળોમાં અને આય શાંત પળોમાં કેવો તફાવત!!



# પ્રકરણ ૭૩ મું.

—:૦:—

"રોદા," આખરે તે ગંભીર સાહદ લવજીનાં મોહડાં-માંથી નીકળ્યો, "મેં કદીબી તુને પાછું મલવાનો વીચાર આય જનમાં રાખેલો નહીં. પણ કુદરતે આપુને પાછાં મેલવ્યાંચ—જો બરાબર બોલું તો તુંને મારા રસ્તામાં પાછી આવેલી જોતાંજ—હું કદી નહીં બનેલો દુ:ખી થયો. મને ખરૂંજ બોલી દેવા દે કે તુને એકવાર પાછી મારી નજરથી દુર કરવાની હું બધી ગોઠવણબી કરી ચુકેલો પણ—પણ કુદરતે આપુને આખરે એક-મેક સાથે જાહેર કીધાંચ."

આય ગમગીન અસરકારક પણ કાતીલ શબ્દો સાંભ-ળતાં રોદા કગલતાં ડચકાં ખેંચતી હતી. પણ તે જવાને તેની તલભારબી દરકાર વગર જેવા ને તેવાજ કરડા દેખાવથી પાછું આગળ ચલાવ્યું.

"બસ ચાલુ એકજ સવાલ હું મારા મનને હજારો વખત પુછી રહયોચ કે જે આંચકાએ મને તે માતને સ્વાધીન કીધો તે આંચકો જાણી જોઇનેજ મારવામાં આવ્યો તો કે? મને જવાબ દે, ખરૂં બોલ! તું જાણતી'તીની કે હું તે કુવાની કેટલી લગોલગ આવી પુગેલો? ને તેજ વખતે આંચકો મારવાનું તેં નકકીબી કીધેલું! બોલ, ચાલી ચલાવીને તેજ જગાએ તે દહાડે મને લઇ જવાનું તેં આગળથી નકકી રાખેલું કેની? બોલ, ખુલ્લાં દીલથી ખરૂંજ કેહજે." એક જજ એક ખરા

ગુનેહગારને જેટલી કઠણાઇથી સવાલ કરે તેવી ઢપનો તે અવાજ હતો.

તે છોકરીનો દમ રૂંધાઇ ગીયો. તેનાં ધોધમાર આંસુઓની આંખો તેણે પોતાનાં પતલા હાથોથી એક જોરાવર તરાપ સાથે ઢાંકી દીધી.

"ઓ લવ, લવ મેં નહીં ધારેલું કે મોતનાં છેલ્લાં તરફડયાંમાંથી તેં એમ માન્યું હોય કે મેં તુને જાણી જોઇને મારી નાંખ્યો હોય! હું તુને કેવા જાનોનીસાર પ્યારથી ચાહતી'તી તે અરે લવ શું તું ભુલી ગીયો?

"હા—પણ તે વખતે તું મારીપર ગુસ્સે હતીની? તે મુલાકાતમા તું મારીપર બેવીશ્વાસ થવાની તે તો તું આગળથીજ જાણતી'તીની? તે ચુંચુ આંખે તેણીને ચમતીમાં પકડતાં બોલ્યો.

"વહાલા, તું ભુલેચ, તે વખતે હું અંચીતીજ ગુસ્સે થઇ ગયલી."

"કારણ એજ કે તમે મારા પ્યારની સચ્ચાઇપર બેવીશ્વાસ થયા એમજ કેની?" તેણે ઠપકાથી પુછયું.

"નહીં મેં મીસ મોરીસનું કાગલ માગતાં તે મને નહી મલ્યું ને તે ઉપરાંત મારા પ્યારને ઢીલો કેહી તેં મને છેડી મુકી. અરે એક બચ્ચાં સહી ધુમતો ચહડાવી હું તે વખતે નીર્દોશ પગલાં ભરતી'તી પણ તેજ પલે તમે મને કીસ કરવા આયા—ને તે અટકાવતાં તે કમબખ્ત આંચકો મારેથી મરઇ ગીયો તે આંચકો તદન નીર્દોષતાથી મરાયલો?

"પણ તે નીર્દોષતાથી મરાયલા આંચકાએજ મને મોતને સ્વાધી કીધો તે તો તેં જાણ્યું હતું કેની?" તેણે તુચ્છકારથી

હસતાં પુછ્યું, "વારૂં તે જાણી જોઇને જો થયું નહી હોય તો–તો તેજ પલે આંય અંચીતા બનાવથી તું તદન ગભરાઇ જવી જોઇએ. તુરતજ તારેથી બુમો પડાઇ ગેઇ હોતે, ગભરાટથી દીવાની જેવી હાલતે તારેથી તરેહવાર મદદો મેળવી દેવાતે."

આય તાણાઓનો કશો જવાબ તે છોકરી આંસુઓ સીવાય વધારે આપી શકી નહીં. એક શરમની ધરૂજરીથી તે આખી ધ્રુજી રહી.

"તમે મને જીવતો બચાવવાની જરાકબી દરકાર બતાવી તો નહી પણ મારી લાશને છેલ્લે ઠેકાણે પાડવાની દયાબી તમુને આવી નહી," કેમ બાઇ સાહેબ ખરૂં કે?

તે એકેક પછીના આય કાતીલ શબ્દો સાંભલતી ડુસ્કે ડુસ્કે તે છોકરી એક બચ્ચાં માફક રડતી હતી.

"અરે ખુદા મને મદદ કર! હા, હા, મેં તેમ નહી કીધું! મને દયા કર ને મારી બખસ! હું સુઇ મેં તેમ નહી કીધું!"

"ને તે છતાંબી હું મુરખ શું એમ ધારી શકું કે તું મને ચાહતી'તી?" તે ઘણાજ કડવાસથી બોલ્યો, "ગુડ હેવનસ, તેં મને કેટલી હદ સુધી ઠગ્યો?"

"અરે લવ તે પછીની મારી કંગાળ જીંદગીનો ખ્યાલ કર–તાંહ તુંને મારો બચાવ માલમ પડશે. મારી જીંદગી કરતાં હું તુંને દશગણો વધારે ચાહુંચ."

"હં ને તેથીજ મને એક કુતરાંને મોતે મરવા દીધો કેમ? હું હીમ્મતથી કહુંચ કે જો તારો એક માનીતો કુતરો તે ગારમાં પડતે તો તેનેબી તું એટલી ચુપકીદીથી મરવા દેતે નહી."

આમ ફેરવાઇ જતો મામલો જોતાં અભતની એક ઉંડી ચમતી તે છોકરીનાં દીલમાં ટુટી. તે વહાલાં જવાનના હદ વગરની કઠોરતાથી બોલતા તે તુચ્છકાર ભર્યાં વાકય સાંભળતાં તે છોકરીનું જીગર ચીરઇ જતું હતું. હા તેણીને ખરે મને લાગ્યું કે તે જે ફરયાદ રજુ કરતો હતો તે બોલેબોલ ખરી હતી. તે ચહેરો હવે અભતાયલો અને ફીકકો હતો. ધોધમાર આંસુઓથી ભીનાયલા ચહેરાએ તે છોકરીએ કગલતાં પોતાના બેઉ હાથો જોડયા.

"દયા કર, લવ મને એટલુંબી માફ કર."

"એ માફ થાય તેવું નથી. કદી નહીં!" તે બેહદ ધીકકારથી બોલ્યો, "ગુસ્સાથી મને નાખી દીધો, બીલકુલ દયા વગર મારો નાશ કીધો, ઘાતકી રીતે મને ત્યાંજ સબડવા દીધો, એક કુતરાને મોતે મને દાટી રાખ્યો એ–એ બધું બીલકુલ નહી માફ થઇ શકે તેવું છે. તેને બદલે જો તું એમ કબુલ કરી દે કે તે આંચકો મારા મોતનેજ વરે હતો તો તે જરાકબી માફીને લાયક કહેવાય, પણ હા હા હા હા!" તે એક ઘાતકી રીતે હસી પડયો. "રોદા તું તે નામકકર જઇ મને ચાહવાનું હજુ ડોળ ઘાલેચ તે બધું માની લેવા લાયકનો હુ મુરખ નથી."

"ઓ લવ, મેં પાપ કીધુંચ પણ તે જાણી જોઇને નહીં હું શરમની મારી હઇયાફુટી બની પણ તે પ્યાર વગર નહીં. અરે મેં તુંને મરવા દીધો પણ હું પોતે જીવતી'તી નહી!" તે ડચકા પાછળ ડચકાં ખાવા લાગી. અરે મારા ખોદા તારો કેવો આભાર, કે આજ સુધી મને દેખાતા તે લાલ ડાઘો તેં આખરે મારા હાથપરથી નાબુદ કીધાચ. ઓ લવ આટલું

આટલું ખમ્યા પછીબી તુંને પાછો જીવતો જોવા હું જીવતી રહી એજ મારો બદલો મને બસ છે. હા, હવે હું પુરી શાંતીથી મરશ! તે છોકરીએ બે પળ તે નીચી મુંડીએ ચુપ બેઠેલા જવાનને ટીકયો. "ઓ લવ હું હવે મરવા તઇયાર છેઉં. તુને હું એક પાપી છોકરી લાગુંચ તો તો તારેજ હાથે મને મોત બખસ ને તારા રસ્તામાંથી મને હમેશની દુર કર."

"તારા ચહેરામાં હવે મોત કરતાં જીવવાનું વધારે ખુલ્લું દીસેચ. રોદા વીલામાં એકબી કોઇ હોશે જે તમુંને સુખી કરશે!"

"અરે તું એમ ધારી શકેચ કે વીલોમા હું સુખી હતી? તેમ હોતે તો હું તે છોડતે શું કામ? અરે તારા મુવા પછીનો એક કલાકબી મેં વીલામાં શાંતીથી કહાડયો નથી."

"ખોટું! હડહડતું જુઠું!" તે કઠોરતાથી બુમ પાડી ઉઠયો. "તું મને ઘણી જલદી ભુલી ગયલી, કારણ મી૦ દારાં ઓશબરનાં માનીતાં મહેરદારનું નામ મને બરાબર ખબર છે."

રોદાથી એક ધીમી ચીસ પડાઇ ગેઇ–તે કમ કમાટથી પાછી ધ્રુજી રહી.

"ઓ લવ, મને તે યાદ ના દેવાડ, તું મારા વ્હાલા લવજી સીવાય મેં આજ સુધી કોઇનેબી ચાહયો નથી."

"તમે ના કેહોચ કે દારાં સાથે પરણુવા તમે તઇયાર નહીં થયલાં?"

"હા–હું તે કબુલ કરૂંચ–પણ તે ખુદ તેને પોતાને ચાહવાને વાસ્તે નહી તે તો–તે તો–!"

"હા હા હા હા!"–તે ફરીથી એક ગુસ્સાબાજ હસવું હસી પડયો, "છોકરી દુન્યાથી તો નહી પણ ખુદાથી જરા

ડર. એક ગુનાહ ઢાંકવા જતાં તું મને વધારે ને વધારે ઉસ્કેરેચ. અરે કવાબમાંથી મારૂં હાડકું દુર કરવા તેં મને કુતરાંને મોતે મરવા દીધો ને હજુ છાતી ઠોકી ઠોકીને કેહચ કે તું મનેજ ચાહતી'તી! ઓહ કેવો સ્ત્રેંજ લવ? ખુદા મારા કોઇ કટ્ટા દુસ્મેનનેબી એવા વીચીત્ર પ્યારની સ્ત્રી અપાવે નહી!" તે જવાને ઉંડી ગમગીનીનો એક લાંબો દમ ખેંચ્યો. અરે એક હાય મારી તેણે પોતાનું માથું હાથોમાં નાખી દીધું.

"અરે લવ તારા દીલને એ બધું કેટલું લાગેછ તે હું સમજુચ પણ શું તુંને મારી દયા નથી આવતી? તું મારી હાલત નથી સમજતો? હું ઘણાં ઘણાં દુખોમાંથી પસાર થઇ ચુકીચ!"

"તે તારાં કહેવાતાં દુઃખો' હું આજે ઘણો વખત થયો જાણુંચ. જે દરેસ્તાઇ ખસલતની છોકરીએ અંતની ઘડીએ મારો જાન બચાવ્યો તેણેજ પોતાની છાતીપર પથ્થર મુકી તુંને એક પોશાગીરના હાથમાંથી બચાવી, તેજ છોકરીએ મારી તરફના પોતાના અથાગ વહાલમાં મને કોઇબી દહાડે પાછો સુખી કરવાની આશામાં તુંને તે ચળકતા બેરીસ્ટરનાં હાથમાં જતી અટકાવી. બાકી આજે તમે જે જુઠા ઢોંગથી મને ચાહીને દુઃખી જીંદગી ગાળવાનું કહોચ. તે ખુદ તમારી પોતાની મરજીથી થયુંજ નથી. આજે તો તમે કે દહાડનાં મીસીસ એશબરનર તરીકે ઇંગલંડની ખુશ લેહકીપર બેઠેલાં હોતે. તે છોકરીએ ખાલી તમુને સુખમાંથી રોકયાં."

"અરે તે તો મારી શીરીન!"

"હા તેજ છોકરી મને સાચ્ચાં ફીરેસ્તાઇ વહાલથી ચાહેચ. તેણે મને જે પળે જીવતો તે ગારમાંથી બહાર કહાડયો

તેજ પળે મેં તે તેની આંખમાં વાંચયું. "હા દુન્યામાં મને પાછો લાવી ઉભો કરનાર તે છોકરી મને ઘણી કામની છે. અરે છોકરી, તે કંઇક ધીકકારથી બોલ્યો "તેં તેને કેટલો બધો ગેરઇનસાફ ખમવા દીધોચ? જે ઉમદા જીગરની છોકરી તારે ને મારે ખાતર આજસુધી આફ્રીન કરવા લાયક શાંતીથી પોતાનું મન દાબી શકીચ, તેનેજ તેં તારા સુખને ખાતર એક લુચ્ચા પોશાગીરને હાથ પોતાનું આખું ભવીશ લટકાવા દીધું! તારી જીવતી નજરે તેં તે જોયા કીધું!"

"અરે ખુદા હું તેની માફી કાંહ લેવા જાઉં? તે મારી બહેન આજે કાંહબી હોશે? ઓ લવ હું ઘણી શાંતીથી મરશ! જો તમે–તમે એ મારી શીરીન સાથે પરણી—

"બસ રોદા! તે એક જીવતા વરની બઇરી છે ને હું એક ભાંગેલાં જીગરનો આદમી છેઉં! એ બે સાથે કદીબી મળી શકે નહી." તે વધારે ઝનુનથી બબડયો "જે કારણે મારૂં મોત આપ્યું, જે પ્યારે મને આવો કડવો અનુભવ આપ્યો તે પ્યારમાં હું મારી આગલી જીંદગીનાં કંઈ શ્રાપ સીવાય વધારે કંઇ જોતો નથી!"

પાંચ મીનીટ ઘમઘોર સીંહા ચુપકીદીમાં પસાર થઇ ગઇ.

દયાજનક ડચેંકાંના તે મોટા સાહદથી આખરે તે બબડતા જવાને ઉંચું જોયું. એક પળ તેણે તે રડતો ચહેરો ટીકયો ને હવે તે ઉઠી ઉભો થયો.

"ચાલ રડ ના. એપર વધારે તકરારમાં વખત ગાળવો હવે ફોકટનો છે. તુને ઉંઘની જરૂર છે. કોર વાળ ને ઉંઘઇ જા. સાહેબજી!"

"ઓ વહાલા લવ જરાક થોભ!" તે છોકરી તે ફરેલા જવાનને પકડી લેતાં બોલી "હું એકજ શરતે સુવું કે જયારે હું ઉઠું ત્યારે તું મને પાછો મળે ને મને સદાની માફ કરે."

"મને તમુને મળવાની કંઇ અગત નથી," તેણે સ્થીરપણે જવાબ દીધો, "ડોકટર મીલ્સ તમારો કેસ ઘણો સારી રીતે ત્રીટ કરશે. તમે મને એક ઘાતકી મોતે મારી તમારા રસ્તામાંથી સદાનો દુર કરવા ધાર્યો તો હું હવે પાછો આવી તમુંને અડચણ કરવા માંગતો નથી. તે ભયંકર ખ્યાલ મારેથી કદી વીસરાતો નથી ને તે હું કદીબી માફ કરી શકું નહી."

"અરે લવ, તાહરે તુ મને કદીબી પાછો મળશેજ નહી" તે એક ટવળતી છોકરી ખરેજ દયાને પાત્ર હતી, તેણે કગલતાં પોતાના બેઉ હાથો જોડયા "દયા કર, વહાલા દયા કરે!"

"મારી આય જીવતી આંખોએ તમારો ચહેરો ફરીથી જોવાની મેં કદીબી મતલબ રાખેલી નહી. મારા વીચારોથી આવાં એક ઘાતકી ગુનાહને એક માણુસ કદીબી માફી આપી શકે નહી. અરે કેવી તે બીહામણા ભયંકર કુવાની શાંતી!! જાણે મારી આંખ આગળ હમણાંબી તે દેખાવો રમી રહેચ!"

ત્યાં એક ગંભીર ચુપકીદી પંથરાઇ લવજીનું મગજ તે વખતના બનાવોમાં ગુંચવાઇ ગયું. તે વેળાની તેની સાથની ચાલતી મગરૂર દમામી તનદરોસ્ત રોદાનો તાજો દેખાવબી તેની નજર આગળ રમી રહયો. હા તેજ પળે તેણે તે ટવળતા રડતા ફીકકા ચહેરાગમ ડોળા ઉંચકયા.

હા ખરેખર, તે આગલી ઠસ્સાબાજ, છોકરીનો આય ફકત એક ઓળોજ હતો? તે ફીકકો લેવાયલો ચહેરો ઘણા

ઘણા દુખો ખમી ચુકવાની ખુલ્લી ગવાહી આપતો હતો. તે જવાનનાં મગજમાંથી એકજ ઝટકે એક વીચાર પસાર થઇ ગયો.

જો જાણી જોઇનેજ એણે મને દુર કીધો હોય તો પછી એણે સુખી જીંદગી કાંય નહી ભોગવી? મારા મુવા સાથે એણે પોતાનું સુખ કાંય તજી દીધું? તેને કંઇક વીચારોમાં ભેંજુ ધસી નાખ્યું. તેના કાનોમાં તે ડુસકાંના ખુલ્લા સાદો પડતા હતા.

અરે આય રડતી છોકરીને તે એક મારીના બોલ સાથે મુંગી રાખી નહી શકે? તેને લાગું કે તેની દેખઇતી બેદર-કારીની નીચેથી તે આગલોજ, જોરાવર પ્યાર તે છોકરી માટે ઠોકાતો હતો, પણ નહી, તેણે પોતાનું માથું જોરમાં ધુણવી મુકયું. દારાંને પોતાનું જીગર આપવા કબુલ થયલી તે છોકરી ગમ તેણે એક ઝનુની નજર ફેંકી.

"કદી નહી! કદી કદી નહી!" તે બબડયો. "એક સ્ત્રીને હાથે એક વખત ઠગાયા પછી હું પાછો તેને હાથે મુરખ બનવાનો નથી." તે જવાન ત્યાંથી ધસારાબંધ ખસી ગયો.

બીજી બે પળમાં તે એક સ્લીપીંગ ડરાફ્ડ સાથે સામે આવી ઉભો.

"રોદા આય દોઝ લઇ લેવો. જો જીવવા માંગતાં હોવ તો એટલો પી જાવ! ને મરવા માંગતા હોય તોજ ના પાડજો!"

"પણુ પણુ—તમે મને માફ કરશો કે?" હવે તે આય દમામી જવાનથી શરમાતી હતી. તેનો તુચ્છકાર તેને તીરની

માફક વાગતો હતો. તેણીએ અચકાતાં એટલું પુછ્યું "લવ તમારો એકજ માફીનો શબ્દ મને આખી દુન્યાની દવા જેટલો કારગત લાગશે." તે ફીકકી ઉચકાયલી આંખોને જોતાંજ તે જવા પોતાની આંખો ફેરવી લીધી. હા મગજપર કાબુ રાખવો કેટલું મુશ્કેલ છે. તે હવેજ તે જવાન શીખ્યો.

"ઓ લવ, તમુને મારીપર દયા નથી આવતી? તે તમેજ કેની કે જેવણુ મને હદ વગરના પ્યારથી ચાહતા'તાં? મેં કેટલું કેટલું ખમ્યુંચ તે તમે શું નથી સમજી શકતા? દયા કરો ને તમારી એક વખતની સઉથી વ્હાલી રોદાને ફરીથી એક વખત માફી બખશો."

"તમારો કોઇબી બચાવ મારા મગજમાં ઠસ્તો નથી," તે જેવી ને તેવીજ મકકમતાથી બોલ્યો, "નહી નહી! આઇ કેન.નોટ ફરગેત ઇટ!"

"અરે લવ તમે મને એટલી બધી ઉતરી ગયલી માનોચ કે મારૂં બોલેલુંબી તમુન જુઠું ને જોડી કહાડેલું લાગેચ. નશીબ મારાં! એ હું નથી પીવાની, ઓ હું નથી પીવાની! તમે મને માફીનો એક શબ્દ નહીં આપો તો પછી મને શાંતીની દવા લઇને જીવેલું શું કામનું છે?"

"આય ઉસ્કેરાઇને રડતી છોકરી ગમ તે જવાને ધારીને જોયું. હા. તે ખરે મને ટવળતી તેને આય પહેલીજવાર લાગી.

"આય પીઓ ને જરા ઉંઘઇ ઉઠો પછી હું બનશે તો પાછો આવશ."

"યુ પ્રોમીસ? તમે પાછો આવશોજ?"

"યસ હું જરૂર આવશ."

આ મીઠા શાંત બોલોથી તે છોકરી તરતજ દોઝ ગળી ગઇ. ને બીજી સેકંડે તેની સુંદર આંખો મીચાઇ ચુકી.

આહ! બીજી પાંચ મીનીટમાં તે સુંદર છોકરી, અરે તે ખુબસુરત શાંત ઉંઘમાં પડેલી છોકરી ગમ એક તુચ્છકારભરી નજર નાખી તે જવાન હજારો ખ્યાલોમાં કચડાઇ જતો ધીમેથી ચાલી બહાર નીકળ્યો.

## પ્રકરણ ૭૪ મું.

—:૦:—

પોતાની આખી જીંદગીની એક મોટામાં મોટી આશા આજે ફળીભુત થયલી જોતાં મીસ હેનરીયેટા તે બંધ ઓરડાનો પાહરો ભરતી હતી.

મીસ હેનરીયેટા ઉર્ફે શીરીન! (કે જે મીઠાં નામેજ આપણે હવે પછી તેને ઓળખશું) ઘડીકમાં તે સ્ટુલપર બેસતી તો ઘડીકમાં પટકપટક 'વોક' લેતી હજારો વીચારોમાં ડોલતી હતી. તેની આંખ આગળ જાણે અગાઉ માફક લવજી ને રોદાનું હસ્તું જોડું ઉભેલું દેખાતું. ઘડીકમાં તેને એવુંજ લાગતું કે જે ઘડી જાયચ તેમાં તે બેઉ વહાલાંઓ હસ્તાં તેને આશીશ આપતાં બહાર નીકળી આવશે. ઘડીકમાં તેના વીચારો લંબાણ જતા. જો લવજી પાછો રોદા સાથે મુંબઇ ચાલી જશે તો આય હજારોના આશીશ લેતી ઓસ્પીટલનું પરમાર્થી કામ કોણુથી ને કેમ થશે? કદાચ કોઇ બીજા હાથોમાં તે કબજો ગયો તો પછી તેણીની પોતાની સલામતી શું રહી? પોતાનાં ભવીશનું શું થાય? આય ખુશાલી અને દલગીરીના ભેળ વીચારોથી તેનું મગજ કચડાવા લાગું. તેણીએ પોતાના વીચારોમાં એમબી નક્કી કરી રાખ્યું કે લવજીને રોદા સાથે

મુંબઇ જવા માટે પુરતી સલાહ આપવી ને ગમે તેવું છતાંબી આય પરમાર્થી કામ ડાકટર મીલ્સની મદદથી પોતે ચાલુંજ રાખવું પણ તેમ કરતાં પોતાનું પારસીપણું ?

હજુ તો તે વીચારોની સાંકળમાંથી ફારેગ થાય તેટલાં ટેલીફોના ત્રીંગ ત્રીંગ ત્રીંગના અવાજથી તે ચમકી ઉઠી.

"ઓલો! ઓલો!! તમે કોણ?" તેણીએ ઝડપથી પુછયું.

મીસ હેનરીયેટા તમે?"

"યસ સું છે?"

"ટેલીફોન સ્ટેશનપરથી થયલો છે. ડોકટર વેલમેનની ઘણી મોટી અગત છે. મહેરબાની કરી સ્ટેશનપર જલદી મોકલો. મોટો અકસ્માત થયોચ. સાત જણાં તદન મરવાપર દમ લેચ. ને બાકીનાઓ તમારી નર્સીંગને વડે ટવલેચ!"

તેણીએ તે તરત છોડી દીધો ને બે પળ વીચારમાં ક્હાડી.

"અરે ખોદાય ઓરડામાં કેવો બી સંજોગ ચાલતો હશે" તે ધમ્મ કરતી ખુરશીપર બેસી જઇ બબડવા લાગી. "કદાચ મારી વહાલી રોદા એને વીનવતી હશે. કદાચ એ વલવાની અણીપર હોશે ને તેટલાં આય કોલ રોદાને કેવો આફત જેવો લાગશે! નહી નહી! સ્ટેશન કરતાં રોદા આગળ લવજીની હાજરીની વધારે જરૂરની છે. હું એને ડીસ્ટર્બ કરી શકતી નથી. હું ડાકટર મીલ્સનેજ તાંહ મોકલુંચ ને તેવણુની મદદને વરે હું પોતે જાઉંચ." તેણીએ તુરતજ ડોકટર મીલ્સને ખબર કીધી ને બીજી પાંચ મીનીટમાં તો તે જવાન તબીબ સાથે આ નમુનેદાર નાર તુરતજ ધી એસકવીથ ઓસ્પીટલમાંથી સ્ટેશન તરફ હંકરાવી ગેઇ.

——:o:——

# પ્રકરણ ૭૫ મું.

——:૦:——

અરેરે મોત! તારી પધરામણીની કોણને ખબર છે? તારી પધરામણી તે દુઃખી રીબતા ટવળતાંઓ માટે આવકારદાયક હશે, પણ–પણ અરે હૈદરાબાદનાં સ્ટેશનપર પડેલા આય આશાવંતા અંજાણ જીવોપર તો તારો અચીતો ગલબો મોટી આફત જેવો છે.

અરે કેવી ગજબ ભરેલી માહેતમ! કેવી દુઃખદાયક ધમચકરી! કચડાઇને ઓળખાણ વગરના તે ચહેરાઓપર વાંકાં વળી માહેતમ કરતાં તે કુટુંબીઓને જોતાં ત્યાંના દરેક આદમીઓ ડીમો ખેંચનાં હતાં. શીરીનની શાંત ચશમોમાંથી આય આફત જોતાં પતલી ધારો ખરી પડી.

બીજે ઠેકાણે ઘડીપળમાં દમ લેતા લટકતા જીવો આ જંદાન છોડવાની તઇયારીમાં ડાકટરોની ગમે તેવી જેહમતને બીલકુલ મચક આપતા નહીં, ત્રીજી બાજુએ ઇજ્જ પામેલા નસીબવંતોને તે લોકોનાં ખેશીઓ આશાવંત જીવે ઓસ્પીટલમાં હંકારી જવાની દોડાદોડીમાં પડ્યાં હતાં.

હાય હાય! એ શું થયું? શીરીને એક જોરાવર આંચકો ખાઇ આંખે હાથ ઢાંકી દીધા. તેઓ બંને ડાકટર મીલ્સ અને શીરીન બેઉ તે એક તરતનાં મરણ પામેલા પારસીની લાશપર વાંકા વળ્યાં હતાં. પણ તેટલાં પોતાની નાજુક સાથીને આય રીતે ચોંકતી જોઇ તે તબીબ ગભરાયો.

"શું છે! મીસ હેનરીયેટા, તમુને શું છે?" માનથી તેણે તેણીનો હાથ પકડી લીધો.

"નહી નહી! કોઇ બીચારો ગરીબ પણ આબરૂદાર અદસ્થ લાગેચ? ડોકટર શું એ તદન મરી ચુકો?" તે બાનુએ એક શાંત દમ સાથે સવાલ કીધો.

"હા, ઘણો દલગીર છઉં. પણ મીસ હેનરીયેટા શું તમે આય કોઇ પારસીને ઓરખોચ?"

હા! નહી હા, એ એક દુ:ખી પારસી છોકરીનો ઘણી થાયચ. એનાં એનાં મોતની તે બીચારીને આશા નહી હોશે. તેણીએ ગમગીનીથી કહ્યું.

"ચચ-ચચ-ચચ-ગરીબ બીચારી તે-પણ હવે એ લાશ આગલ ઉભું રહેવું ફોકટ છે. મને જરા પેલી ગમ જવું જોઇએ!" ને એટલું બોલી તે તબીબ ત્યાંથી ખસી ગીયો.

તે જવા સાથેજ શીરીન તે મુવેલા લાશને એકી ટગરે ટીકતી દુખી ચેહેરે ઉભી.

તે કોણ?

હા તે કોઇજ નહી પણ શીરીન સાથે લગનના ગાંઠથી બંનડાયલો પેલો બાપુ કરકરીયો?

હા-તેનાં કપડાપરથી તે દેખાતી ગરીબ સ્થીતીમાં લાગતો છતાં તે છોકરીએ સંતોષી ચેહેરે જોયું કે તે ગરીબડો પણ ઠાયો ઠોયો અને ખુલેલા ખુશ ચહેરામાં તે મુવો હતો.

અરે તેણીએ એક ઉંડી હાય મારી.

"અરેરે ગરીબ બીચારો કેવે આશાવંતે જીગરે મુવેલો લાગેચ?" તે બડબડવા લાગી." જાંહ છે તાંહ એ મારીજ શોધમાં અહીં આયો હોશે. બાપું મારા કરમમાં તુંને કંઇ વાલી આપવાનું હશે તે આટલાં વરસની દોરી આપરી સાથે બંધાઇ. હવે ખોદા તારાં આય અકાલ મોતપર શાંતી બક્ષે!

તે હજુ તે મુવેલો ચહેરો ટીકતી ત્યાંજ ઉભી રહી.

"હા રોદા તો માત્ર એક હથીઆર બની પણ મેં એને કંઇ મારૂં આગલું દેવુંજ વાળી આપ્યુંચ. કંઇ નહી! ગમે તેવો પણ એ મારો ધણી કેહવાય. હા એ શખસ પોતાના બોલપર છેલ્લી ઘડી સુધી સાચ્ચો રહેલો. વખતમાં ગયેલા એણે મારી સહેજબી ખબર લીધી નહી, હા એનાં મોતપર મને મારી ફરજ બજાવવીજ જોઇએ. ખોટી શરમ બાજુ મુકી મારે ખુદાના ડરથી એને માન સાથ ઠેકાણે પાડવોજ જોઇએ."

આખરે તેણે પોતાના જોઇતા ટેક સાથે દરેક મદદ આપી તે રૂવાનને અવલમંજલ, પહોંચાડવાની ગોઠવણ કીધી. ણીનાં મોહડામાંથી નીકળેલા સઉથી છેલ્લા સખુન એજ તા કે "બાપુ ખોદા તારાં એ અકાળ મોતપર શાંતી બક્ષે!".

× × × × ×

બરાબર એક કલાક થયો—એક જીવની મોત જીવતની ડત સાથે ડોકટર મીસ્સ અને શીરીન પુષ્કળ બાથ બીડતાં તાં, ખુલ્લું દીસતું હતું કે એ એક કલાકમાં તે બાનુ ષ્કળ રડવું રડી ચુકી હતી. તેણીની છાતી છુપું અને મુગું વું રડતાં જોશથી ઉંચકઇ ઉંચકઇ જતી હતી.

"આયબો બીચારો!" તદન જવાન જીવ છે ગરીબ ચારો આખરે દુઃખી સાહદે તે જવાન તબીબ બોલતાં તાની આંખો ઉંચકી તો અરે! તે બાનુની તદન લાલ ખો જોતાંજ તે ચકીત થઇ ગયો.

"ઓ મીસ હેનરીયેતા, એ શું હું ઇચ્છુંચ કે તમે કંઇબી તી વગર એક પાંચ મીનીટબી મોટેથી રડો, નહી તો

ખચીત આય કેસ કરતાં તમારો કેસ મને ઘણો ભારી થઇ પડશે."

"ઓ ડોકટર મીલ્સ" તેણી એકદમ કગળી પડી. "મહેરબાની કરી કોઇબી તદબીરથી આય જીવને બચાવો, એ મારો એક પ્રીય દોસ્ત છે!" તે ધીમે ધીમે દમો ખેંચતા જવાનના આકારપર વાંકી વળી તે માયાથી તેના ભરાવદાર બાલો પસવારવા લાગી.

"હું નાચાર છેઉં. મેં બધી કોશેશો પુરી કીધીચ."

"અરે આય વખતે ડોકટર વેલમેન જોઇતા'તા નહી, નહી. આય જુવાન જીવને હું મરવા દેવાની નથી. ઓ ગુડી મારા વહાલા દોસ્ત મારા માયાળુ જીવ તુને હું કેવી રીતે બચાઉં? તુને એ મોતમાંથી કોણ ઉઠાડે?"

"હુ હું!" એક હાંફનો સાહદ તેણીને કાંને પડયો ને બીજીજ પળે ડોકટર વેલમેન તેણીની સામે આવી ઉભો.

"ઓ આય જીવને બચાવો! એ ભલા જીવને ઉઠાડો!"

"હા, માણસો તરફથી તમારી હાલતની ખબર પડતાંજ હું તે દરદીને પામી ગીઓ," તેને આવતાં સાથેજ તેણીને કાને લાગી કહયું, "પણ હવે તમે જરા અહીંથી ખસ્સો?" તે હવે મોટેથી બોલ્યો "ડોકટર, મીલ્સ મીસ હેનરીયેટા બરાબર લાગતાં નથી, એવણને જરા મહેરબાની કરી અહીંથા ખીસારશો?" એટલું બોલતાંજ તે હવે પોતાની જીવતોડ કોશેશમાં ગુંટાઇ ગીયો.

પણ અરે તે મરતા જીવને છોડી તેણી કેમ ખીસે?

પાંચ મીનીટ! દશ મીનીટ! ને ડોકટર વેલમેને ડોકું ધુણાવ્યું.

"મીસ હેનરીયેટા" તે ગમગીનીથી બોલ્યો. "બીજી પાંચ મીનીટમાં જો આય જીવ નહીં બચેલો લાગે તો આપણી માણસાઇ શકતી હારી ગેઇચ એમ માનવું."

તે ગજબ ભરેલી પાંચ મીનીટ! તે બેઉ જીવોએ તે એક વખનનાં પ્રીય દોસ્તને એકકી ટગરે ટીકયો.

એક પળ બે પળ ત્રણ પળ પણ કશો ફેરફાર જણાયો નહીં.

"ઘણુંજ દલગીરી ભયું." ડોકટર વેલમેને પોતાનાં ગોઠીયા તબીબને કહયું.

ને આય શબ્દ સાંભળતાંજ તે નજદીક ઉભેલી બાનુ ગમે તેવી મકકમતા છતાં એક ચીભરાંની કાની જમીનપર તુટી પડી.

"હું ધારતોતોજ" ડોકટર મીલ્સ દોડી જતાં બુમ પાડી ઉઠયો.

તે બેઉ ધભરાયલા તબીબોએ તે ચાદર જેવી સફેદ ખુબસુરતીને ધીરેથી ઉંચકી એક બેંચપર ગોઠવી.

"ડોકટર મીલ્સ—જોવ—જોવ! કેવી ખુમાલી? આય જવાનના ચહેરાપર નજર કરો." ડોકટર વેલમેનની અચરતીથી તે તબીબબી ત્યાં દોડયો.

હા, ખરેખર તે દરદીની છાતીનો ધપકારો પરગરો હવે સમજાતો હતો. નાડી પકડી તો તેબી સંતોશકારક કરતાં આશા ભરેલી હતી.

"જો આય જવાન આશામાં આયો હોય તો હવે મારી અરજ છે કે મીસ હેનરીયેટાનાં કેસપર તમે હવે મંડો." ડોકટર મીલ્સની આય કાળજીથી તે કાબેલ તબીબ હવે ફર્યા.

"મહેરબાની કરીને તમે જરા આય બાનુને આપણી હોસ્પીટલમાં તમારી દેખરેખ નીચે લઇ જાવ, તેટલાં હું આય જવાનની નજદીક છેઉં. મીસ હેનરીયેટાની બેશુધ્ધી ફક્ત થાક અને રડવાથી છે. તમે એવણુને ઓસ્પીટલમાંજ લઇ જાવ. અરે, અરે આય જવાન તો હુશીયાર થયો." તે કંઇ ધભરાયો "ડોકટર મીલ્સ, મહેરબાની કરીને આય બાનુને અહીંથી ખસાડો, નહી તો આય દેખાવ જોવાથી જો એ પાછો ગીયો તો કેસ હાથમાં આવવો મુશકેલ છે."

આય એક તદન તરાહેત દરદી માટેની તે બેઉ જીવોની એક સરખી કાળજી થી તરેહવાર વીચારોમાં વીટળાતો બીજી પાંચ મીનીટમાં તો ડોકટર મીલ્સ તે બેશુધ બાનુને ઓસ્પીટલની ખાસ ગાડીમાં પોતાની દેખરેખથી હંકરાવી ગીયો.

———:o:———

## પ્રકરણ ૭૬ મું.

—:o:—

"ગોડ બ્લેસ યુ ડોકટર વેલમેન, તમે ગમે તો હસો ને ગમે તો માનો પણ મને તો લાગેચ કે તમારા હાથમાં કંઇબી મેજીક પાવર છે." તે જવાન તબીબ ડોકટર મીલ્સ મોટે સાદે હસી પડયો, ,,હા–હા–હા–હા જે આપણી સાયન્સ નથી કરી શકતી તે તમે કરી બતાવોચ."

તે બેઉ ફીઝીસ્યનો શાંત ઉંઘમાં ઉંઘતા ગોદરેઝથી થોડેક દુર બેસીને ટાહેલાં ચલાવતા હતા.

"આય આજના કેસમાં તો તમે તદન અવધી કરી

પતાવીચ. જે કેસપરથી મેં હાથ ઉઠાવ્યો તે તમે બે કલાકમાં આટલી બધી હદ સુધી સુધરી શકયા એ કેવું ચમતકારીક? બોલો હવે હું એને જાદું નહી કેહું તો શું કેહું?"

"થેંક યુ, હેરી!" તે એક મગરૂર લટકાથી હસતાં નમ્યો." તેનાં કરતાં મેં એક જુવાન જીવ આજે બંચાવ્યોચ તે તો મને પોતાનેબી ઘણો ચમતકારીક લાગેચ."

"હો હો તે વળી કોણ?"

"તે આપણી ઓસ્પીટલની નર્સ મીસીસ ફ્રેબ્સ."

"અરરર શું તે એટલી બધી હદ સુધી બીમાર થઇ ગઇચ? વેલ, હમણાં તે કેમ છે?"

"તદન સારી હાલતમાં ઉંઘ કહાડેચ. પણ મીસ હેનરીટાની કેવી ખબર?"

"છે, હમણાજ હું જોઇ આવ્યો, તદન વેલ છે, જરા બળાઇ જેવું લાગવાથી લેટી રહયાંચ." ડોકટર મીલ્સે ખુશીથી જણાવ્યું.

"તમે હમણા કેથે રોકાયલા તો નહીંજ હશો."

"નહી, કેથે નહી."

"ત્યારે તો પ્લીઝ હેરી એટલાં એ બેઉ પેશંટસને હું આવું તેટલો વખત બારીકીથી સંભાળી લેશો?" તેને લાગી લેતાં કહયું.

"જરૂરજ સુખે સીધારો."

આય શબ્દો સાથેજ તે ઝડપમાં ઓરડાની બહાર નીકળી પડ્યો. કુદરતી તે રોદાના ઓરડા તરફ વળ્યો ત્યાં જવાની તેને પોતાને કશી ઉલટ હતી નહી. પણ ઓરડામાંથી ઝડપી વેગલે બહાર નીકળી પડવાનું તેનું કારણ જુદુંજ હતું.

તે ઉંઘતા ગોદરેઝ તો કંઇક સજાગરૂં થવાના ચીન્હો તેને જણાવા લાગાં, તે પોતે ઘણો ગુંચવાઇ ગયો. દુન્યામાં પાછો લવજી વોલેસ તરીકે જાહેર થવાનો તેને સ્વપ્નો પણ હતો નહીં. એટલે આય પુર પીછાનના એક શખસ સામે દેખાવ દેવા તેનું મન ચાલ્યું નહી.

ગોદરેઝની દુર થવા જેવો તે ઓરડાની બહાર નીકળ્યા કે તેનાં મગજમાં વળી પાછા તરેહવાર વીચારો ધસી આવ્યા.

"હા મેં એને પાછું આવીને મળવા કહયુંચ" તે બબડવા લાગ્યો, "પણ જેણે મને એક બદતર મોતે મરવા દીધો તેની તરફ પાછો જવાની મને શું અગત છે? કંઇજ નહી." તે એક બારી બહાર જોતો હોઠો પીસી અટકી ઉભો.

"મને જવું પડયું તે ફકત મારી ફરજ ખાતર, શીરીનની કાકલુદીએ મારી આગલી મુરખ લાગણીઓ ઉશકેરી ને હું એની પાસ ગયો. હા ગયો તે ફકત ડોકટર તરીકેની ફરજ બજાવવા, એક માણસનો જીવ બચાવવા–તેથી વધારે મારે વડે એણે કંઇબી આશા હવે રાખવી નહી."

પાંચ મીનીટ ગઇ દશ મીનીટ પસાર થઇ.

હવે તે જવાનની નજર ટપોટપ પોતાનાં રીસ્ટ વોચપર પડવા લાગી. પોતે કેટલો વખત રોદા આગળ રહયો. પાછાં છુટાં પડયાં તે કેટલો વખત નીકળી ગયો. દવા લીધા પછીની કેટલી ઊંઘ કહાડી હશે તેની ગણત્રીમાં તેનું મગજ ગુંચવાવા લાગ્યું.

હવે તો જરૂર ઉઠી હશે. હા, મારી વાટ જોતી હોશે. એ ચટપટથી હવે તે કંટળાવા લાગો,

આખરે તે ટટાર થયો.

"હા એ કેમ હોય કેમ નહીં, મને જરા એને પાછું મળી આવવું જોઇએ." આય બબડાટ સાથે કુદરતી તેના પગો લોહચુંબક માફ તે એકાંત ઓરડા તરફ તેને ખેંચી ગયા. તેણે ઘણું ધીમેથી તે અગાશુ બારણું ખોલ્લું તો આહ!"

હસ્તે ચહેરે મીઠુ નમન કરતી તે છોકરી પોતાના તકીયાને અઢેલીને પલંગપર મજાની ટટાર બેઠી હતી, તેની ચમકતી આંખો આશાથી બારણાંપરજ ટીંગાયલી હતી. તે આય જવાનની પધરામણી જોતાંજ ખુશાલીમાં ચમકી રહી.

મકકમતાના એક ગંભીર ખંખાર સાથે તે જવાન દમામથી અંદર દાખલ થયો. કેમ તમુને કેવું લાગેચ?

'ઘણું ખુશ' તે ધીમેથી બોલી ને મીઠાસથી ઉમેર્યું, "લવ આખરે તમે તમારૂં વચન પાળ્યું ખરૂં."

"હા મને જરા તમારી સાથે લંબાણ વાત કરવાની હોવાથી મેં પાછું આવવાનું ઠીક વીચાર્યુંચ." તે એક દુરની ખુરશીપર બેસી જતાં બોલ્યો—બોલો તે સાંભળવા તો તઇયાર છેઓ.

"ખચ્ચીતજ પણ લવ વરી તમે મને એવાં ધીકકાર-ભર્યાં નેનથી જોવા લાગા? અરે તમારી એવી નજરથી મારી છાતી વીંધાઇ જાયચ. તેણીના આંખો પાછી ભીંજાઇ ગઇ. હું રડી રડીને મારી આખી જીંદગી ખલાસ કરૂં તોબી મારી દલગીરી ને પસ્તાવો હું દેખાડી શકવાની નથી."

"ચાલો હવે એ માંડીવાળો ને મને સાંભળી લેઓ." તેના દયાજનક શબ્દોની કશીપણ દરકાર વગર તે કઠોરતાથી બોલ્યો.

"લવ હું સાંભળવા તો ઘણી આતુર છેઉં પણ–પણ
ે તમારી વાત કરવાની લઢણ હું કેમ સાંખી શકું ? એક
.જ તેની સામે ઉભેલા ગુનેહગાર સાથે વર્તે તેમ તમે
રી સાથે વાત કરોચ તે હું કેમ સાંખી શકું ? ઓ,
ી–જ્યાં સુધી આગળ માફક તમારો મીઠો અવાજ નીકળશે
ીં ત્યાં સુધી હું તમારૂં કંઇભી સાંભળવાની નથી."

"મારેથી બનેચ તેટલો હું નરમ સાદ કહાડુંચ, તેથી
ારે કંઇભી બજાવી શકતો નથી."

"અરે લવ, તમારા દરેક બોલમાં તમે તમારો ધીકકાર
લો ખુલ્લો બતાવી દેઓચ? તમારી રોહાથી તમે આટલે
કયારે બેસ્તાતા? તમે ત્યાંથી બોલશો તે મને કેમ
મળાશે? અરે, દયા કરો ને એટલો બધો અંતરો મારી
થે ના રાખો."

તે કકળતી છોકરી ગમ તેણે એક આડી નજર પણ
મી નહી.

"હવે એકમેકના ચેહરા જોઇને પેલી મીઠી મીઠી વાતો
ાના દહાડા તદન ખલાસ થયાચ. એવી બેવકુફાઇ બતા-
ા કરતાં દુન્યામાં મારે વરે ઘણાં ઘણાં અગતનાં પરમાર્થ
ા પડેલાં છે. એવી જાતની ઠગારી પ્રીતીમાં હું કંઇ
.દો જોતો નથી. તારી તરફના બેવફા અને બેદીલ પ્યારથી
મેળવ્યું શું કે પાછો તે ઠગારા પ્યારની હું પરસ્તશ કરૂં.

તે પાંચ મીનીટ ચુપ બેઠો.

"અરે કેવું ભયંકાર દુઃખ!"

"અરે છોકરી જયારે તેં મને તારા પપા આગલ મારી
ચી પ્રીત જાહેર કરવાની ના કહી ત્યારેજ મને તારી

વફાદારીપર શક ગયો. મને તે વખતથીજ તારા પ્યાર માટે બીહક લાગી ને જ્યારે તું મારીપર રતાં મોરીશને લીધે ગુસ્સે થઇ, યાદ કર તે પલ, ત્યારે મને ખુલ્લું લાગું કે મારી મકકમતાથી તારી તરફના મારા ચીવટ પ્યારથી તું વધારે ચીરડાતી'તી. હા મારા જેવાપર રેડાયલા તારા પ્યાર માટે તુંને ઘણો પસ્તાવો થતો'તો. કેમ ખરૂં કેની ? અરે તે તારો પસ્તાવો દુર કરવા હું તારી આગળ મારા જોરાવર પ્યારની એક કીસ કરવા વાંકો વળ્યો. પણ અફસોસ જેની તરફ હું અથાગ પ્રીતથી ખેંચાયો તેણેજ મને એક ખાસ ધારેલા આંચકાથી મોતને હવાલે કીધો.

"ઓ સે નો મોર! ફોર હેવન્સ સેક!!" રોદા એક લખલખાં સાથે બુમ પાડી ઉઠી "ઓ લવ મારી છાતી ફાટી જાયચ, એ વાત બંધ કરો."

"નહી, તમુને મને સાંભળી લેવોજ પડશે. ફરીથી આપણે કદી મલવાનાં નથી કે મારો ધીકકાર હું તમુને બીજી વખત જણાવી શકું. તે બોલતાં થાકી ગયો હોય તેમ મોહડું નુછ્યું ને પાછું ચલાવ્યું. "અરે ખોદા! જેવો હું પડયો કે તે ભયંકાર અંધકારમાં મને મોત જેવી ધ્રુજરી છુટી. એક ચાલતી છરી માફક મારાં મગજમાંથી એક વીચાર પસાર થઇ ગયો કે તમે મને હાથે કરીને તમારા રસ્તામાંથી આવી રીતે દુર કીધો. તે ઉભી ભીંતો વચ્ચેનાં ભયંકર પાણીને મારૂં શરીર અફલાતાંજ હું થોડીક પળની બેશુધ્ધી માંથી જાગી ઉઠયો. મારૂં દીલ ધડકતું'તું. હા, તે જીવસટોસટ પળે મેં કેવું ચાહયું કે કોઇબી મને બચાવે." સારે નસીબે મને થોડુંક તરવાનું આવડતું હોવાથી કેટલોક વખતવેર હું

મને પોતાને ઉપરનો ઉપર રાખી શકયો. હા ઘણો વખતવેર હું મુરખ એવીજ આશામાં લટકી રહયો કે કદાચ તે કામ તમારેથી ભુલમાં થઇ ગયું હોય ને અંચીતી એ આફતથી તમે દીવાના જેવાં થઇ જઇ કંઇબી મદદ મેળવી જે પળ જતી તેમાં મને છોડવશો"

તે અહીં અટકી ગયો ને એક લાંબો નીસાસો ખેંચ્યો.

"નહી, જેને તમે બાલેબાલથી ચાહવાનું ડોળ ઘાલતાં'તાં તેને તમે બચાવવાની એક રતી ભારબી દરકાર રાખી નહી. મદદને બદલે તમારી ઘોર ચુપકીદી મને બીધરાવવા લાગી. અરે ખુદા તે પળોપર મેં તમુને કેટલાં ધીકકાર્યાંચ? એકજ ખ્યાલથી હું કમકમતો કે હું મરશ ને તે એકજ ઠગારી સ્ત્રીના પાપી હાથથીજ."

"અરે લવ તે સાહેબ પાસે જયારે આપણી તપાસ થશે ત્યારેબી તો તમે જાણુશોની કેના? તે વખતે તમુને ઇજા કરવાને તેવો ઝાંખોબી ખ્યાલ મારૂં મગજ કદી વીચારી શકેજ નહી. અરે હું તમુને કેમ સમજાઉં કે મારી મતલબ તેવી હતીજ નહી. અરે લવ, ખુદા ખાતર મારૂં એટલું ખરૂં માનો!"

"હા હવે મેં મારૂં મોત મારી સામે આવી ઉભેલું જોઇ લીધું" જાણે આય કગળતા શબ્દો તેના બહેર મારેલા કાનોપર પડયાજ નહી હોય તેમ તેણે પોતાનુંજ બોલવું પાછું આગળ ચલાવ્યું "હા તે હસતાં ઉભેલાં મોતના વીચારથીજ હું તદન નરવસ બની ગયો. તેટલાં યા ખુદા! જોઉં છ તો ઉપરથી કોઇનો સીટ સીટનો મધુર અવાજ મારે કાને પડયો. અરે ખુદા, આશાથી ઘેલો થઇ જતા મેં ઉંચે જોયું તો હા

તે ઘોર અંધારામાંથીબી એક જાડું દોરડું કોઇ ધીમે ધીમે નીચે ઉતારતું હતું એમ મને માલમ પડયું. બીજી બે પલમાં તો તે મારાં માથાંને લાગું ને પછી એક પલમાં તે મારા હાથમાં આવી પડયું. હું એક ઘેલાનીમાફક તેને વળગી પડયો."

"અરે કેવી ખુશાલી! મેં પકકે પાયે માન્યું કે તે મારા સાચ્ચા પ્યારેજ મને બચાવ્યોચ. હું હરખાતે જીગરે મારો જીવ બચાવનાર તે વહાલી છોકરીનો ઉપકાર માનવા અને તેટલી ઝડપથી બહાર નીકળ્યો તો આ મારા પરવર મેં શું જોયું? હા! મારો જીવ બચાવનાર ફરેસ્તો કોઇ બીજોજ જીવ હતો અને જે ઠગારી છોકરી મને ઉંડા પ્યારથી ચાહવાનો દાવો કરી મને ઠગતી હતી તે તો મને મુવેલો માની, નીરાંતના જીવે વગેસગે ગઇ હતી!" આય બોલો સાથેજ તેણે એક એવી તો તુચ્છકારની નજર તે છોકરીપર ટાંકી કે રોદાએ તે પળે કમકમાટથી પોતાની આંખો ઢાંકી દીધી.

———:o:———

## પ્રકરણ ૭૭ મું.

—:o:—

"સમજો!" લવજીએ કઠોર સાહદે પાછું ચાલું કીધું "તે બહાદુર છોકરી શીરીનને મારી સામે ફીકરથી જોતી, ધ્રભરાતી પણ ખુશાલીથી ચળકતી આંખો સાથે ઉભી રહેલી મેં જોઇ."

"તમે કેમ છેઓ?" તેણે મને ફીકરમંદ ચહેરે પુછ્યું.

"હું પહેલેજ ઝટકે તેણીનાં પગ પાસ પડી ગયો. કુદરતી મારૂં દીલ તેના ઉપકારથી ઉભરાઇ ગયું હતું. મેં

તેણીની આગળ કબુલ્યું કે હવે પછીની મારી આખી જીંદગી ખુદ તેણીનેજ આભારી હતી પણ મેં જયારે છેલ્લી સલામ કરવા હાથ લાંબો કીધો ત્યારે તે અચકી નહીં" સબુર કરો. હું રોદાને બોલાવી લાવું તે તમુને પાછા જીવતા જોઇ કેટલી ખુશી થશે?"

"પણ નહી, મેં તેને સાફ અટકાવી અને તે મોહડું ફરીથી કદીબી નહી જોવાનો મેં પકકો ઠેરાવ કીધેલો તેને કહી સંભળાવ્યો. અલબત તેણે ઘણી જીદ કીધી ત્યારે મેં. તેનેબી કહયું કે એ વાત કદી બનનાર નથી. હું દુન્યામાં જીવુંચ એ વાત હવે હું કોઇનેબી જણાવવા માંગતો નથી. અલબત તેથી તે ઘણી દુખી થઇને મારી ખબર ખાનગી રાખવા પોતાની ખુશી જણાવી. હું તેણીના ઉપકારમાં દબાયલો તેને ના કહી શકયો નહી, છતાં મેં તેણીની પાસથી એક વચન લઇ લીધું કે જો તે મારી હસ્તી દુન્યામાં કદીબી નહી જણાવવાનું વચન આપે તો મારી ચાલુ ખબર હું તેને પુગાંડતો રહેવશ. હા, ઘણે દુખી દીલે તે વચન મને મલ્યું ને હુ ત્યાંથી છુટો પડયો. કેવા ઉંડા ધીકકારની એક છેલ્લી નજર મેં તે કમબખ્ત 'વીલા'પર કીધી કે જેમાં વાસો કરનારી છોકરી જે તેના પીતાના કીમતી કોહીનુર સમાન ગણાતી હતી તે બેદીલ અને બેવફા છોકરી એક કરપીણ ખુન કરી કરારે પોતાનાં મકાનમાં તે વખતે નીરાંતની નીંદમાં પડેલી હતી."

બેઉ જણ વચ્ચે લાગટ પા કલાકની ઘોર ચુપકીદી પંથરાઇ.

"સઉથી પહેલે હું પુને અટકયો. એક અમેરીકન ડોક-

ટર તરીકે મેં ત્યાં દાઢી થેબ્યા સાથે ડોકટર એસકવીથનાં નામે મારો ધંધો ચલાવ્યો."

"એ શું?"

"હા-તમે હઇદરાબાદમાં જે ડોકટર એસકવીથને મલવા આવેલાં તે હુંજ. હા મને તમારી મુલાકાત લેવાની-ફરજ પડેલી!"

"હા! આજનાજ જેવો તુચ્છકાર મને તે વખતેબી તમારી તરફથી મળેલો!"

"તે બધાંને તમે તદન લાયક છેવો." તે પુરતી કરડાઇથી બબડયો અને તે સાથે પોતાનું ભાશણ આગળ ચલાવ્યું "ખોદાની બક્ષેશથી મને પુનું ઠીક માફક આવ્યું. મારો ધંધો સારો ચાલવા લાગો પણ મુંબઇમાં મારે માટેની પુશ્કળ ગડબડ વધી ગયેલી જાણી હું ત્યાંથી દુર નીકળી પડયો. પણ કેવું અજબ જેવું કે પુનામાં મને એક દહાડો મારો જીવ બચાવનાર શીરીન અચરતીથી મળી ગઇ.

"વીલામાંથી કેવો ગેરઇનસાફ તે ખમી આવી હતી તે સાંભળતાં ખુદ મારે લીધે તેણીને એવી હાલતમાં આવેલી જોઇ મેં તેણીને રસ્તે પાડવાનું માથે લીધું. હું ડોકટર વેલમેન તરીકે અને શીરીન મીસ હેનરીયેટા તરીકે હઇદરાબાદ આવી લાગાં ને ડોકટર એસકવીઠના નામમાં એક ફંડ ઉભું કરી આ હોસ્પીટલ ઉભી કીધી. અલબત મારી હુસ્યારીપર લોકોનો વીશવાસ બેહદ હોવાથી બેઉ નામો વચ્ચે મારી જીંદગી પુરી કરતો હું આજના દહાડા સુધી જીવેલો છેઉં." તે પોતાની કેરીયત પુરી કરતાંજ ખુરશીના હાથાપર માથું નાખી પડયો.

"અરે લવ, તમારો આટલી હદ સુધીનો ધીકકાર અને ફીટકાર ખમવાજ શું તમે મને બબે વખત જીવાડી ?" મારા સાચ્ચા પ્યારનો આ કેવો બેરહીમ નતીજો !"

"બસ, બસ." તે ઝનુંનથી બુમ પાડી ઉઠયો. પાકીજેહ પ્યારના પવીત્ર ઓઠાં હેઠળ દુન્યાને ઠગનારી તારા જેવી બેવફા બાનુઓથી, ભલા અને ખાલેસ દીલ મરદોને તે ખુદા બચાવે. એક સ્ત્રી તરફના પ્યારના નામથીજ મને હવે ધ્રુજરી છુટેચ. તારો પ્યાર ઢોંગી હતો, ઠગારો હતો અને જુઠો તકલીદી હતો. ખરેખર ધોળે દીવસે તારી મકકરબાજીથી હું ઠગાયો, એ વીચાર હજુબી મને મેડ કરી નાખેચ !" તેણે જોરથી પોતાનું માથું ધુણાવી મુકયું.

"લવ, તમે પુશકળ બોલી રહયા. હવે મને થોડું બોલવાની રજા આપો." તે રડતી આંખે ધીમેથી બોલવા લાગી "હા, મારો બચાવ જો કે કંઇજ નથી. મેં એકજ ખોટું કામ કીધું ને તે એજ કે તમારા પડયા સાથેજ મેં મદદ મેલવી નહી. લવ, એજ પસ્તાવાથી હમણા તમે જોવોચ તેવો મારો હાલ થયોચ. તમુને છોડયા પછીની એક રાતબી હું શાંતીની ઉંઘે ઉંઘાઇ નથી. એકબી વાર હું પુરી ભુખે જમી નથી. એકબી જણ સાથે મેં હસી બોલીને વાત કીધી નથી. એકબી દહાડો મારો તમારી યાદમાં રડવા સીવાય ગયો નથી. લવ મારૂં વહાલ જે મેં તમુને અરપણ કીધેલું તે હજુબી તમારીજ યાદમાં ટવળતું છે. હું જીવતી કરતાં મુવેલી છેઉં ! તમુને છોડયા પછી મેંબી બધું ઓવારી નીવારી મુકયું છે. પાદશાહ જેવા બાપને, મહેલ જેવાં મકાનને, રાણી જેવા રાજને છોડી મારી જીંદગી તમે જોવોચ તેમ તદન ખુવાર

કીધીચ. તે બધું ફક્ત મારા તે એકજ ગુનાહને વડે" બીજી એ પળની આસાયશ પછી તે છોકરીએ નખાઇ જતે અવાજે પાછું ચલાવ્યું.

"લવ, તમે જીવતા છેઓ એ ખુશાલી જાણ્યા પછી હવે હું કોઇબી અને ગમે તેવું દુઃખ ખમવા તઇયાર છેઉં. પણ ફક્ત માફી—ફક્ત છેલ્લી દયા તમારી તરફથી મેળવવાને હું ટવળુંચ તે ખુદા ખાતર આપો."

આય ખુલ્લો ખુદાને બારનો સચ્ચાઇમાં પ્રગટી રહેલો એકરાર કરતી તે છોકરીનો ખુબસુરત ચહેરો એ પળ તે જવાને ધારી ધારીને જોયો. તેને આય રીતે પોતા તરફ ધારીને જોતો જોઇ તે છોકરીએ શરમથી પોતાની આંખો નીચી નમાવી.

"મને એકજ માફીનો શબ્દ સંભળાવો ને તે પર મારી બાકીની જીંદગી પુરી કરવા હું તઇયાર છેઉ."

તે જવાનને લાગ્યુ કે તેનું મગજ ફરતું હતું. પોતાની ગમે તેવી મકકમ કોશેશો છતાં તેણે માન્યું કે આય છોકરી આગળ તે હવે ઝાઝો વાર ટકી શકનાર નથી.

"ઓ લવ, મારી ગમ એવી કાકલુદીઓ છતાં શું તમે મને ઠગારીજ માનોચ? મને તમે હજુ તમારી માફીને લાયક નહીંજ ગણતા?"

"કદાચ હવે હું માનુંબી કે તમે નીર્દોશ હોવ" તે હવે કંઇક નરમ પડી જતાં બડબડયો. "પણ તે વખતે હું તમુને એક મારા ખુની તરીકેજ ધારી ચુકેલો અને તે ખ્યાલ મારા દીલમાંથી દુર થઇ શકવાનો નથી." તે ધીમેથી ઉઠયો અને નરમ પગલે ચાલી આવી તે પલંગની બે ડગલાં દુર ઉભો.

"તમારી અહીં આવ્યા પછીની સઉથી પહેલી સીકનેસમાં મેં તમુને ઘણે વરસે બરાબર જોયાં કારણ ડોકટર એસક્વીક તરીકે મારી મુલાકાતે તમે આવ્યાં તે વખતે મેં તમુને જોવાની દરકાર રાખેલી નહીં. મેંજ તમુને મરતાં બચાવ્યાં પણ તે પછીથી હું તમુને મળવાથી તદનજ દુર રહયો કારણ મને ચીંતા હતી કે તમે મને તુરત ઓળખી કહાડશો. આજ સુધી મેં તમુને પાછાં જોવાની દરકાર રાખેલી નહીં પણ આજે–આજે" તે બોલતો અચકી ગયો. તે ધીમેથી હવે પલંગની છેક નજદીક આવી અટકયો.

"છોકરી આજે મને તારી કંઇક દરકાર હોય તેમ લાગેચ."

• આ શબ્દ સાંભળતાંજ રેદાએ ઉંચે જોયું.

"અરે લવ, તમે જોવ કે આપણે બેઉ જણે કંઇ થોડું નથી ખમ્યું. મારી દયા ખાઓ ને મને માફી બખશો. મારી બોટી શરમ ને જુઠી મગરૂરીથી મેં પુશ્કલ વેઠયુંચ. માફ કરો, મારા લવ, મને એટલી માફ કરો." ખરે દીલે તે કગળતી છોકરી ગમ તે જવાન સ્થીર ટીકતો ઉભો હતો. "જો તમે મને માફીનો એકજ શબ્દ કહો તો પછી મારૂં આય તમુને જોવા નહીં ગમતું મોહડું હું તમુને ફરીથી કદીબી બતાવશ નહીં. હું તમુને કદીબી જીવતી પાછી મળશ નહી. તમારેથી હું સદાની દુર થવશ. તમુને જીવતા પાછા જોયા એ ખુશાલીમાંજ હું મારા પપા આગળ પાછી જઇ નીરાંતે જીવશ. અરે કેવા સુખી કલાકો આપણે પસાર કરતાં'તાં! આ મારાં ફુટેલાં નસીબ! હવે તે સુખનો સ્વપ્નો ગુમ થઇ ગયો." તે છોકરી હવે નહીં ખમાય તેવાં ડચકાં

ખાવા લાગી.

"રોદા, માઇ વન્સ વરશીપ્ડ લવ, મારી પ્યારી તું તે સ્વપ્નો પાછો જોવા શું રાજી છે? તે સુખી કલાકો પાછા જોવા શું તું ખુશી થશે?" તેણે તે રૂપેરી કપાલપરનાં સુવાળા બાલો પ્રીતથી પસવારતાં પુછ્યું.

"ઓ લવ. તે આશા હું કેમ રાખું? મારીના બે બોલ માટે આજે મને તમે લાયક ગણી નથી તો ઓ! તે સુખી સ્વપ્નો હું પાછો કાંહથી મેળવું? ઓ ખોદા મને મારી નાખ!"

"રોદા, ગાંડી ના બન."

"નહીં લવ, તમે મને એટલુંજ કહો કે "રોદા મેં તુને મારા જુના પ્યારને ખાતર માફ કીધુંચ એટલુંજ બસ!" બોલો—એટલુંજ બોલો ને હું સુખમાં મરશ.

આહ! આખરે લવજીનાં ચીવ્વટ હોઠોમાંથી તે વાકય સરી પડયો. તેણે વાંકો વળી તેના કાનમાં માયાથી કહયું.

"રોદા, મેં તુને મારા જુના પ્યારને ખાતર માફ કીધુંચ."

"ઓ! આખરે ત્યારે તમે મને માફ કીધી?"

"ફ્રોમ માઇ હાર્ટ—દાલોજાનથી"

આ શબ્દો સાથેજ તે ખુશાલીથી ખીલી નીકળી બીજીજ પળે તે પાછી નીસોસ થઇ ગઇ. તે ધીમેથી બોલી.

"લવ, હવે આપણને છુટું પડવું જોઇએ. વહાલા લવ, હવે હું છેલ્લી સલામ કરૂંછ!"

આય ધીમા બબડાટનો કશો પણ જવાબ નહી આપતાં લવજી સ્થીર પુતળાં માફક ઉભોજ રહયો કે જ્યારે આય

છેલ્લી સલામ કરતાં તે છોકરીની આંખમાંથી ધોધમાર આંસુઓ વહેતાં હતાં. અલબત લવજીની આંખમાં પણ ખુલ્લાં ઝલઝલયાં દેખઇ આવતાં હતાં.

"લવ, આખરે આપણને છેલ્લી સલામ કરવી જોઇએ."

કશો જવાબ મલ્યો નહીં.

તે છોકરીને લાગ્યું કે મારીના શબ્દો કરતાં વધારે કંઇ બી પુછવાનો હક આપવા તે જવાન રાજી હતો નહીં.

"લવ, ત્યારે તમે હવે તમારાં પરમાર્થી કામોપર પાછા સુખે સીધારો. હું મારી જીંદગી હવે નચીંતાઇથી ગુજારશ."

હજુબી કંઇજ જવાબ નહીં.

"ઓ લવ, તમે મને હમેશના છોડી જાવ તે અગાઉ તમારા હાથો એક વખત મારા હાથમાં આપો. અરે! તેટલીજ એક ખુશાલીથી હું હવે પછી ખુશીથી જીવશ. અરે મને એટલી મહેરબાની આપી–પછી તો પછી તો હું તમારેથી સદાની છુટી–અરે તમારેથી સદાની દુર જવશ!!"

"ઓહ આઇ કેન નોટ પાટ ફ્રોમ યુ! નહી, ડીયરેસ્ટ રોદા, જે જીગરમાં તેં વર્ષો થયાં વાશો કરેલો તે જીગર તુંને પોતાનાથી દુર કદી રાખી શકવાનું નથી. એ અણચીંતા ઝટકાથી તેણે પોતાના બેઉ હાથો તે છોકરીની ખુબસુરત ગરદન આસપાસ વીટાળી દીધા, "રોદા મારી સઉથી વહાલી,' મીઠી રોદા, હું તુંને હવે પાછી કેમ છોડું?"

"ઓ લવ, હુંબી તુંને પાછો જતો જોવા કરતાં તારાજ ખોળામાં મરી જવા ખુશી છેઉ."

અરે તે કેવો દેખાવ!

વરસો સુધી એકમેકની જુદાઇમાં છુટા પડેલાં વહાલ ઓના એક બીજા સાથે પાછાં વહાલથી વીટળાવાનો આ સુખભર્યો ચીતાર હું કેવી રીતે વર્ણવી શકું ?

વાંચનાર, તે ચીતાર તુંજ તારાં મનમાં કલ્પી લે ! !

## પ્રકરણ ૭૮ મું.

—:o:—

લાગટ એક કલાક પછી જ્યારે તે હદ વગરની ખુશાલીનો ઝટકો પુરો થયો કે લવજીએ તે વહાલી છોકરીને માયાથી કહ્યું.

"ડીયર, આજની આપણી ખુશાલીમાં ભાગ લેવા બીજા બે જણ અહીં તઇયાર છે એક તો શીરીન ને બીજું તો—"

"બીજું તે કોણ લવ !"

"બીજો તારો કઝીન ગોદરેઝ !"

"એ શું કહેવોચ ? શું ગોદરેઝ આજે અહી છે ?" તે ખુશાલીથી બુમ પાડી ઉઠી.

"હારે હા તે અહીં હમણાં હાજર છે. આજે જે ટ્રેનને એકસીડંટ થયો તેમાં ઘણાંકો સાથે એબી કંઇક હેરાન થવાથી એને હોસ્પીટલમાં લાવવામાં આયોચ ને હું હમણા એની આગળથીજ આયો. તું જો ખુશી હોય તો હું તુંનેબી એની આગળ લઇ જાઉં."

"ઓ, હા લવ જરૂરજ !" તે કંઇ અજબ હરખથી ઉઠી ઉભી થઇ." ઘણે લાંબે વખતે એ વહાલા ભાઇને મલતાં મને કેવી ખુશાલી લાગશે ?"

આહ તે એકજ કલાકમાં આય છોકરી કંઇ અજબ આશાવંતી ખુબસુરતીમાં ખીલી રહી હતી. તે બેઉ વહાલાંઓ

જાણે કોઇનીબી દરકાર વગર બેધડક બગલમાં હાથ લઇ બહાર પડયાં.

અરરર ઓસ્પીટલમાં હોહોકાર મચી રહયો.

બધી નર્સો આય હદ વગરની તાજુબીનો દેખાવ જોતાં ચકીત થઇ અચકી જતી. પાંચ મીનીટમાં તો તરેહવાર અટકળો ચાલી રહી. કોઇંકો ખીખીખીખી કરતી બડબડતી કે જ્યાં છે ત્યાં ડોકટર વેલમેનનું કાતર્યું ચકાસી ગીયુંચ ! તો કોઇ દાંતમાં આંગળાં ઘાલી ફડફડતી કે મીસીસ ફ્રેબર્સની ખુબસુરતીએ આખરે તેણીનું નસીબ ફેરવી નાંખ્યું.

આહ ડાકટર વેલમેન જેવા એક સુખમાં ડુબી ગયલાને તે બધી પંચાતની કયાં દરકાર હતી? તે તો સરભોગ તે છડેચોક તે ગોલાબી છોકરી તે લઇ જઇ તે એકાંત ઓરડાનાં ઉંબરેપર આવી થોભ્યો.

"કેમ ડોકટર મીલ્સ, તમે એવણને ઓળખોચ કે? એવણ મીસીસ વેલમેન!" તે સહેજ હસ્યો.

તે જવાન તબીબે આય નસીબવંતી પુતળીને માનથી કહયું "આઇ કોનગ્રેચ્યુલેટ યુ, મીસીસ વેલમેન."

"થેંકયું."

તે એટલા તો મીઠા સરોદથી તે નાનો બોલ બોલી કે તે દરદી ચોંકયો! આહ ઘણે ઘણે લાંબે વરસે આય ખુશ અવાજ તે છોકરીને મોહડેથી આજે તેણે પાછો સાંભળ્યો હતો. અત્યાર સુધી તો બધો રાહઘાટ તે જવાન પડયો પડયો જોતો ને સમજતો હતો પણ નાતવાનીથીજ તે ચુપ રહયો હતો.

હવે પહેલી તક મલતાંજ તે છોકરી તે બીછાણાં તરફ દોડી ગેઇ કે જે તકનો લાભ લઇ ચકીત થઇ ટીકતા ઉભેલા

ડાકટર મીલ્સને પોતાની કહાણી કીસ્સા જેવી હીસ્ટરી કહેવામાં ડાકટર વેલમેન રોકાઇ ગીયો.

"હેરી, મારી આજની ખુશાલી તું સમજી શકેચ કે?" તેણે આખરે ઉછલતાં જીગરે પુછ્યું.

"કોઇબી જવાને નહીં ખમેલું તમે ખમ્યુંચ તો હવે કોઇબી જવાને નહીં જોયલું સુખ તમે જોવ તેમાં કોઇએબી અદેખાઇ કરવી નહીં જોઇએ!" તેણે હસી પોતાની મુબારકબાદી ઉમેરી જે હસ્તે ચહેરે કબુલતાંજ તે બેઉ જણા તે પલંગ નજદીક ગયા.

"ગોદરેજ ભઇ, તું એવણને ઓળખેચની?" રોદાએ હસીને પુછ્યું.

"હા સારી કાની, પણ હું એમ પુછું ડોકટર વોલેસ કે તમે દુન્યાના કયા ખુણામાં વાસો કીધેલો કે આસમાન ને જમીન એક કીધાં તો તમે નહી મલ્યા!"

તે એક ખુશ મીજાજનું હસવું હસી પડી બોલ્યો. "વેલ, તમે તદ્દન સારી કાની થાઓ પછી તે વીશે તમુને હું બધું સમજાવશ!"

"થેંકયુ, પણ તમે બેઉ જણ મળ્યાં ને ને-શીરીન!" તે એક ઉંડા નીશાસાથી બોલ્યો, "તે બીચારી કાંહ છે?"

"હું અહીં છેઉં ગુડી," શીરીને દાખલ થતાંજ રોદાને ચાંપી ને કોટી કરતાં હસીને તે જવાનને કહયું "હુંબી અહીંજ છેઉં."

"પણ તું ઉઠી કાંય તબીયત બગડસેની!" રોદાએ કાળજીથી કહયું.

"નહીરે, બધી નસે ગોપ્યારૂં કરી રહીચને! મને મારા રૂમમાંજ ખબર મળી કે મીસીસ ફ્રોબર્સ આજથી મીસીસ વેલમેન થઇ ચુકીચ તે હરખ કંઇ મને ઓછો કહેવાય કે હું ત્યાં શાંતીથી સુઇ રેહુ'!"

"હા–હું આખરે મારા લવને જીતી શકીચ." હરખથી દબાઇ જતે સાદે તે એટલુંજ બોલી.

"હા તું તો તારા લવજીને જીતી ગેઇ પણ–પણ હું તો સદાનો હાથ ઘસતોજ રહયો," ગોદરેજ કંઇક ધીમેથી બબડયો, "રોદા, શીરીને મને તો સદા માટે હાંકી કહાડયોચ!'

રોદાની છાતીમાં ભુક ભરાઇ આયો! અરેરે પોતે તો અપાર સુખ પામી પણ પોતાનેજ ખાતર તે છોકરીને જન્મ સુધીના એક નાપસંદ ગાંઠથી બાંધી લીધીચ, તેનું કેમ?.

તે છોકરીની અય ગમગીની લવજી તુરત ચેતી ગીયો, "રોદા ડીયર, તું તારા મનમાં જરાબી ના લાવ," તેણે પ્રીતથી કહયું. તારે લીધે જે નાપસંદ ગાંઠથી શીરીન સદાની બંધાઇ ગયલી તે જવાન આજનાજ એકસીડંટમાં બીચારો બહેસ્ત પામ્યોચ. ખુદાની મહેરથી ગોદરેઝ બચ્યો પણ તે બીચારો લાશ થઇ ગીયો!

"શું બોલોચ?" ગોદરેઝ ખુશાલીથી ઉછળી બેઠો, "શું મારી શીરીન છુટી? અરે પરવર હું કેમ તારો આભાર માનું!"

"ગુડી, ખુદા ખાતર એમ ના બોલ, તે ગમે તેવો પણ મારો ધણી કહેવાતો'તો!"

"આફ્રીન! મારી શીરીન, પણ કુદરતે જયારે તેને આપણી વચમાંથી કહાડી નાંખ્યો તો હવે તો તું મને એકજ

આશાનો શબ્દ કહેને, તું ચાહે તાંહ વેર ખોટી રહેવા હું તઇયાર છેઉં!"

"નહી નહી, હવે ખોટી રહેવાની કંઇ અગત નથી." તે ટવળતા જવાનને પસવારતાં લવજી શીરીન તરફ ફર્યો, "મારી ગમ જો શીરીન! આય જવાન તમારીપર ફીદા છે તો જે સગનવંતે દહાડે તમે તમારી અથાગ કોશેશથી મને આય દે સુખી કીધોચ તેજ દહાડે એટલી અરજ સાંભળો ને તમેબી તમારી માનીતી મુરાદે પહોચો. વીચાર કરો આપણી સુખી ચોગડી જોઇ બુઝરગ ફીરોઝશાહ કેવા ખુશી થશે," તેણે તેણીનો નરમ હાથ પોતાના હાથમાં લીધો, "તમારા દીલમાં ગોદરેઝને વરે પ્યાર છે એ તો ખુલ્લું છે કારણ આજની એવણની બગડેલી હાલત જોતાંજ તમે કેટલાં નીરાશ થઇ ગયલાં? એવણને ખોહવાની નીરાસીમાં તો તમે તમારી સુધબુધબી ખોહી દીધેલી એ બધું શું દેખાડેચ? મને તમારો હાથ આપોને, હું એક ભાઇના આશીશ સાથે તે ગોદરેઝના હાથમાં મુકું."

આહ, કંઇક શરમથી તેણીએ પોતાનો કમાનદાર હાથ ઉંચકયો ને સર્વની ખુશાલી વચ્ચે અને આશીશો સાંથે તે ગોદરેઝના હાથમાં સદાનો સોંપાયો.

"ગોડ બ્લેસ યુ!" ડોકટર મીલ્સ, લવજી અને રોદાના આય સામટા આશીશથી શીરીનની આંખમાંથી ખરાં હરખનાં આંસુઓ ગબડી પડયાં.

"ભઇ લવજી, આજે તમે મને જે ઇનામ અપાવ્યુંચ તે માટે હું ઘણી આભારી છેઉં." શીરીનના તે બોલો સાથેજ તે ત્રણે જીવો ત્યાંથી બહાર પડયાં.

આહ! નશીબવંતો ગોદરેઝ! આજે પોતાને દુન્યામાં એક સઉથી સુખી માણુસ સમજતો હતો.

તે દહાડે ઓસ્પીટલમાં એક ગ્રાન્ડ ડીનર થયું જેમાં પાંચ જણાં ગોઠવાયાં હતાં. બે બાજુમાં તે બે સુખી જોડાંઓ હસ્તે ચહેરે રોકાયલાં હતાં જયારે વચમાં ડોકટર મીલ્સ બીરાજયા હતા.

"આજે મેં પપા ડીયરપર એક કાગલ લખ્યુંચ." ખાણું પુરૂં થતાંજ રોદાએ હસી ખબર આપી,

"તેમાં શું લખ્યુંચ." શીરીને પુછ્યું.

"એમજ કે હું જીવતી છેઉ, ને તનદરોસ્ત છેઉં, મેં મારો માસ્તરબી ચુંટી કહાડયોચ ને તમુને તે મારો નમુનેદાર ધણી બતાવવા હું ઘણી આતુર થઇ રહીચ હી હી હી હી!" તે છોકરી પોતાના કલીબંધ દાંતથી ખુલ્લું હસવું હસી પડી.

અરે ગોદરેઝ ને શીરીને ચકીત થઇ જોયું, અને તે મીઠું હસવું આજે ઘણે ઘણે વરસે તે લોકે પાછું જોયું હતુ!

"વારૂં ડીયર, પછી બીજું શું લખ્યું, એકલ પેટીની કાની તારૂં એકલીનુંજ લખ્યું કે શીરીનની વધાઇબી આપી!"

હારે મેં લખ્યું કે ગોદરેઝ મને મલ્યોચ ને એબી એક એવી બઇરી ચોરી લાયોચ કે તેને જોતાંને વારજ તમે એક ખુશાલીની ચીશ પાડશો."

"વેલડન વેલડન! ડોકટર મીલ્સની તાળીઓ સાથે સર્વ જણાં હસી પડયાં.

આહ! દુખો પછીનું સુખ કેવું ને કેટલું મીઠું છે તે આય ચાર ચહેરાઓપરથી તરત જણાઇ આવતું હતું!

——:o:——

# પ્રકરણ ૭૯ મું.

—:o:—

## સેવટ.

આહાહાહા ! આજે મુંબઇનાં સઉથી ધપધપ્યા સ્કેંડલ પોઇંટના રસ્તાપર શું ધમચકરી મચી રહીચ ! સ્કેંડલ પોઇંટને શોભાવી રહેલા રોદા વીલા'નો આજે શું બહાર છે ? ફકત એજ દહાડામાં તેને અતી ઠાઠભર્યો બનાવી નાખવા શેઠ ફીરોઝે કાંકરાની માફક પઇસો રેડયો હતો.

'રોદા વીલા'માં આજે કંઇ નહીં તો લગભગ પોણોસો મેહમાનો હરખથી બહાર આતુર આંખોએ ડોકયાં કર્યાં કરે છે. અરે ફીરોઝશાહથી આજે હસાઇ હસાઇ જવાય છે. આખરે તે આતુર જીવોને સાથે લઇ શેઠ ફીરોજ તે દમામદાર વીલાની સુંદર સીડીઓપર હરખથી ઘેલાં થયલાં દીલે ઉભેલા છે ! !

અરેરે તે બધું શાને વરે !

ખરેખર આજે મુંબઇમાં જબરદસ્ત ચકચાર ચાલી રહી હતી. ડાકટર લવજી વોલેસ જીવતો થયો ને બાનુ રોદા પાછી મળી ને વરી બેઉ જણા પરણીની બેઠાં !

વરી પેલી માંજરી શીરીન, શેઠ ફીરોઝના વારસને જીતી બેઠી ને એ બધાઓની સ્વારી આજે વીલામાં આવવાની !

આય તાજી ને તમતમતી હરખાવનારી ખબર દરેકે દરેક ઘેરમાં ખુશ ચર્ચાનું મુળ થઇ પડી હતી.

આહ જયારે વીલાનાં બાદશાહી શણગારની સુંદર સીડી-

ઓપર શેઠ ફીરોઝ પોતાનાં મહેમાનો સાથે હસઇ હસઇ પડતે ચહેરે આતુર ચશમે ઉભેલા હતા–ત્યારે આહ ! આય બુઝરગ શેઠયાનાં બધાં દુખો જાણે આજની ખુશાલીમાં નાબુદ થઇ ચુકાં હતાં.

વાહ ! આખરે બે સુંદર વેલર ઘોડાની ભપકાદાર ચાર્ટ દમામદાર પાર્ટીકોમાંથી આવીને 'રોદા વીલાના બુલંદ દરવાજાપર ઉભી રહી.

· ખુબસુરત ડોકટર અદીને અંદરથી જીવતો જાગતો કુદી પડેલો જોતાંજ ત્યાં મળેલી તેને ચાહનારાઓની ઠઠે તેને હુરરેના પોકારથી વધાવી લીધો.

પણ આય જવાનને તે માનની શું દરકાર હતી ! હાલને કાજ તો તે સર્વને સર નમાવી, પોતાની માનીતી પ્રીયાને હાથ આપી બહાર કહાડવામાં રોકાયલો હતો.

હા લવજીના હાથનો ટેકો લઇ તે બાદશાહી સીડી ચઢતી ખુબસુરત બાનુ રોદાને જોતાંજ તે લોકોએ તેને બીજીવાર ખુશાલીની ગર્જનાઓથી વધાવી લીધી. હમણુંની રોદામાં આગલી મગરૂરઇ, દમામ, ગંભીરઇ હતાં નહી ! અતીશય કીમતી પોશાકમાં પણ તેણી તદ્દન નરમ અને હસતી ખુશાલ હતી ! એક ફતેહના લટકા સાથે સઉથી પહેલા શેકહેંડ તેણીએ નજદીકમાં ઉભેલી રતાંને કીધી.

તે ચાર્ટે બે ડગલાં આગળ હંકાર્યું કે તેની જગા એક બીજી ચાર્ટે લીધી જેમાંથી શેઠ ફીરોઝનો ભવીશનો વારેસ ગોદરેઝ પોતાની મીઠી શીરીન સાથે કુદી પડયો. આય સુખી જોડાંને પણ લોકોએ હરખથી વધાવી લીધું !

અરેરે તે ચારે જીવોને પોતાની જીવતી આંખે એકવાર ફરીથી જોતાં શેઠ ફીરોઝ ઉછલતે હઇયે તેઓને ભેટયા. તે ગ્રાંડ ઓલ્ડમેનના આય અપાર સુખથી મહેમાનો જાણે ઘેલા થઇ ગીયાં. હસ્તી કુદતી તે ખુબસુરત છોકરીઓએ અને અપ–ટુ–ડેટ જવાનોએ સાથે મલી–થ્રી ચીયર્સ ફોર ધી ગ્રાંડ ઓલ્ડમેન !'ના બુલંદ હોહોકારથી તે આખો વીલા ગજાવી તેવણુને વધાવી લીધા.

હવે કહેવાનું કાંઇ રહયું નથી.

ગોદરેઝ પોતાના આ અપાર સુખમાં પોતાના જાની મીત્ર દારાંને ભુલી ગયો નથી. તેની શેઠ ફીરોઝની તેમજ સર્વેની ખુશાલી વચ્ચે તે પેલી લખોપતી રતાં મોરીસ સાથે પરણીને ઇગ્લંડની હવા ચાખતા હમણાંમાં પુર સુખમાં બેઠેલો છે.

